# પ્રસ્તાવના

શ્રીમંત સરકાર મહારાજા સાહેબની સ્વારી કડી પ્રાંતમાં હતી, તે વખતે પાટણના પ્રખ્યાત જૈનભંડાર તેઓ સાહેબના જોવામાં આવતાં તેમાંના ઉપયોગી અને દુર્લભ ગ્રંથોની નકલો લેવાનું તથા તેમાંથી સારા ગ્રંથોની પસંદગી કરી તેનું દેશીભાષામાં ભાષાંતર કરવાનું ફરમાન થયું.

જનસમૂહમાં કેળવણીનો બહોળો પ્રસાર દેશીભાષાની મારફતે થવાનો વિશેષ સંભવ હોવાથી પ્રાકૃત ભાષાઓનું સાહિત્ય (પુસ્તકભંડોળ) વધારવાની અગત્ય શ્રીમંત સરકાર મહારાજા સાહેબને જણાઈ, એટલે સંસ્કૃત તથા અંગ્રેજી ભાષામાં સારાં પુસ્તક પસંદ કરી તેમનું મરેઠી તથા ગુજરાતી ભાષાઓમાં ભાષાંતર કરાવવાની કિંવા તે આધારે સ્વતંત્ર પુસ્તકો રચાવવાની આજ્ઞા કરવામાં આવી.

“ષડ્દર્શનસમુચ્ચય” એ પાટણ જૈનભંડારમાંથી મેળવેલા ગ્રંથો પૈકી જે જે ભાષાંતર માટે ઠરાવ્યા છે તે માંહેનો ગ્રંથ છે અને તેનું ભાષાંતર રા. રા. મણિલાલ નભુભાઈ દ્વિવેદી પાસે ઇનામ આપી કરાવવામાં આવ્યું છે.

અમુક પરિભાષા હોય છે, તેને દૂર કરીને સામાન્યરીતે લખતાં અર્થ શિથિલ થઇ જાય છે એટલુંજ નહિ પણ પરંપરાથી ચાલી આવતી વિચારશ્રેણીને સમજવાનું મુખ્ય સાધન વાચકના હાથમાંથી જતું રહે છે, અને તે આવા પરિભાષા વિના યોજેલા ગ્રંથ વાંચે કે ન વાંચે તે ઉભય વાત સરખી થઇ રહે છે. વિષયનું યથાર્થ જ્ઞાન લેખકને હોવું જોઇએ, લેખકને તેમ ભાષાન્તરકારને પણ હોવું જોઇએ; એટલે કે વિષયના અને લેખકનો સંબંધ પ્રતિપાદકપ્રતિપાદ્ય, અનુવાદકઅનુવાદ્ય, ઇત્યાદિ જે હોય તે પ્રથમથી નક્કી થઇ, લેખકની યોગ્યતા શી છે, તથા તે કીયા સ્થાનથી પ્રવર્તે છે તે જાણી લેવું જોઇએ. નહિ તો તેનો આશય કાંઇક હોય, અને ગ્રહાય કાંઇક, કેમકે દૃષ્ટિબિંદુમાં અંતર હોવાથી દર્શનમાં પણ અંતર પડી જાય. આવી રીતે લેખ રચનારને જે પ્રયોજન હોય તે પણ વાચકે લક્ષમાં લેવું જોઇએ કે અમુક અમુક પ્રસંગે તેણે જે જે યોજના કરી હોય તે ન્યૂનાધિક છે કે યથાર્થ છે એમ સમજી શકાય બાકી કોઇપણ વિષયપરત્વે કરવો હોય તેટલો વિસ્તાર થઇ શકે, છતાં ક્યાં કેવો ને કેટલો વિસ્તાર કરવો તેનું નિયામક તો પ્રયોજનજ છે, અને તે સમજાયા પછી વાચક, લખનારના આશયને બરાબર સમજી શકે છે. આટલી બધી વાત જાણવાની વાચકના પોતાનામાં યોગ્યતા છે કે નહિ, બીજી રીતે કહીએ તો, લખનારે કીયા વર્ગના વાચકોને ઉદ્દેશીને લખાણ કયુ છે તે જાણવું આવશ્યક છે ગ્રંથો તો ઘણી જાતના થાયછે, વાર્તાના, ઇતિહાસના, સાહિત્યના, ને ઉત્કૃષ્ટ તત્વજ્ઞાનના પણ, પરંતુ તે સર્વે સર્વ પ્રકારના વાચક માટે હોતા નથી, તેમજ એકને એક વિષયના પણ ગ્રંથો આબાલવૃદ્ધ, સર્વ પ્રકારની બુદ્ધિવાળાં માટે હોતા નથી માટે કીયો ગ્રંથ કીયા વર્ગના વાચક માટે, ને તે વર્ગમાં પણ કેવી બુદ્ધિવાળા માટે છે, એ લક્ષમાં લીધાથી, વાચન સફલ થવાનો સંભવ છે. આ ચારે

અનુસંધ લક્ષમાં ન રાખવાથી, જેમ મૂલ લેખને અન્યાય થવાનો તથા મિથ્યા કાલક્ષેપ થવાનો સંભવ છે, તેમ તેના લેખના ભાષાન્તરને પણ તેવો ને તેટલોજ અન્યાય થવાનો પ્રસંગ છે ખરી વાત છે કે ભાષાન્તરનો હેતુ ગુજરાતીમાં મૂલ વાત સમજાવવાનો છે, પણ જે અધિકારીને ઉદ્દેશીને મૂલ સંસ્કૃત લેખ હોય, તેવા અધિકારીને ઉપયોગી થાય તેવું ભાષાન્તર થાય તો અદોષ છે એમ ન હોય તે ભાષાન્તર નહિ પણ ટીકા કહેવાય આ ષડ્દર્શનસમુચ્ચય નામના ગ્રંથનો વિષય છ તત્વદર્શનોનો વિચાર એ છે, સંબંધ પ્રતિપાદ્યપ્રતિપાદકનો છે કેમકે જૈન દર્શનનું પ્રાધાન્ય પ્રતિપાદન કરેલું છે, પ્રયોજન જૈન દર્શનનું પ્રાધાન્ય બતાવવું એ છે, અને એના અધિકારી જે તત્વગ્રહણ કરવાના વ્યુત્પન્ન હોય તે છે તેવા અધિકારીને આ ગ્રંથના અધ્યયનમાં સહાય થાય તેવો કેટલોક સાર આપીએ

મૂલ છ દર્શનો ન્યાય—વૈશેષિક, સેશ્વર—નિરીશ્વર સાંખ્ય, પૂર્વોત્તર મીમાંસા, એટલા મનાય છે આ ગ્રંથમાં તે ક્રમ અને તે નામનો કાંઇક વ્યુત્ક્રમ દીઠામાં આવે છે આમાં બૌધ્ધ, નૈયાયિક, જૈન વૈશેષિક, જૈમિનીય, અથવા નૈયાયિક અને વૈશેષિકને એક માનતા, ચાર્વાક, એમ છ દર્શન ગણેલાં છે આ વ્યવસ્થા, પ્રાચીન પરંપરા જોતાં વાસ્તવિક નથી યદ્યપિ માધવે પોતાના " સર્વદર્શનસંગ્રહ " માં સોળ જુદાં જુદાં દર્શન આપ્યાં છે ને તેમાં ચાર્વાક, બૌદ્ધ, જૈન ( આર્હત ) એમને પણ લીધેલાં છે, તથાપિ સેશ્વર સાંખ્ય—પાતંજલ યોગ—દર્શન, અને સર્વદર્શનશિરોમણિભૂત ઉત્તરમીમાંસા ( વેદાન્ત ) દર્શન ( જે માધવે સર્વદર્શન સંગ્રહમાં વિસ્તારભયથી ન આપતાં જુદા લેખમાં આપ્યું છે ) તે પણ દર્શનમાં ગણેલાં છે યોગ અને વેદાન્તનો આ ગ્રંથમાં વિચાર નથી એટલુંજ નહિ, પણ સર્વદર્શન સંગ્રહમાં જે યોજના છે તેવી યોજના પણ અત્ર નથી સર્વદ-

શનસંગ્રહમાં પૂર્વ પૂર્વનું ઉત્તર ઉત્તરથી ખંડન થાય છે. તેમ અત્ર નથી, અત્ર તો એક જૈન દર્શનમાં સર્વનું ખંડન અને સમાવેશન કરવાનો યત્ન છે. વેદાન્ત દર્શનનો કાંઇક આક્ષેપ મીમાંસા ( જૈમિનીય ) દર્શનના પ્રસંગમાં કરેલો છે. પરંતુ વેદાન્તના રહસ્યને જાણીને, જૈન સિધ્ધાંતની અપેક્ષાએ વેદાન્તની ન્યૂનતા કહી હોય, એવું તેટલા ઉપરથી સમજાતું નથી. વ્યવસ્થા આવી છતાં આ લેખ ઘણો ઉત્તમ છે, અને તેની ટીકા બહુ સૂક્ષ્મવિવેકથી પરિપૂર્ણ છે. જુદાં જુદાં દર્શનોના સિધ્ધાન્તની પર્યાલોચના ઘણી સૂક્ષ્મતાથી કરેલી છે, અને જૈનમતના તત્ત્વને એવી સારી રીતે સમજાવ્યું છે કે આ ગ્રંથનું સાંગ અધ્યયન કર્યાથી તે મતનું રહસ્ય સમજ્યામાં આવી જાય તેમ છે. વળી પ્રત્યેક દર્શનમાં પણ ઘણાક ગ્રંથકારોનાં નવાં નામ, તથા તત્ત્વની વ્યવસ્થાની નવીન યુક્તિઓ, જાણવામાં આવે છે.

કાંઇક સમય ઉપર ઘણા વિદ્વાનોને એવો ભ્રમ હતો, ને અદ્યાપિ પણ કેટલાકને છે, કે જૈન મત બૌદ્ધમતનું રૂપાન્તર છે. આ વાર્તા કોઇ પણ પ્રકારે સિદ્ધ થતી નથી, અને બુધ્ધ દેવના નિર્વાણને જેમ આજ અઢી હજાર વર્ષ થયાં તેમ તેવીશમા તીર્થંકર શ્રી મહાવીરના નિર્વાણને તેટલા વર્ષ થયાછે. શ્રીમહાવીર પૂર્વે પણ બીજા તીર્થંકરો થઇ ગયાછે એટલા ઉપરથી આ મતની પ્રાચીનતા અને ભિન્નતા માની શકાય, તથાપિ બુધ્ધ અને જિનના સિદ્ધાંતોને મેળવી જોતાં એ બે વચ્ચેનો ભેદ સ્પષ્ટ રીતે નિર્વિવાદ સિધ્ધ થયા વિના રહે તેવો નથી. બ્રાહ્મણોનાં જે છ દર્શન છે તેમના કાલનો સ્પષ્ટ નિર્ણય જાણવામાં આવ્યો નથી, પરંતુ તેમના સિધ્ધાન્તોના, પરસ્પર સંબંધે, પર્યાલોચના કરી જોતાં કાંઇક એવો ક્રમ સમજાયછે કે ન્યાય વૈશેષિક, સાંખ્ય યોગ, અને પૂર્વોત્તરમીમાંસા, એમ પ્રવૃત્તિ થઇ હોય; પરંતુ તે છ એ સમકાલીન ન હોય એમ કહી શકાતું નથી. આટલાં છનેજ

બ્રાહ્મણો ષડ્દર્શન કહેછે કેમકે તેટલાજ વેદાનુયાયી છે, બાકીના જે ચાવાક, જિન, બુધ્ધ, તેમના દર્શન તેતો વેદબાહ્ય છે, અને બ્રાહ્મણોને માન્ય નથી

બ્રાહ્મણોનો મૂલ જ્ઞાનરાશિ વેદ છે વેદશાખાઓનો વિનિયોગ વેદાગભૂત બ્રાહ્મણ ગ્રથોમાં છે, અને તેમા પ્રતિપાદિત કર્મ અને ઉપાસનાનુ પર્યવસાન વેદના અતરૂપ જે ઉપનિષદો તેમા છે વેદપ્રતિપાદ્ય કર્મ તથા ઉપાસના ને અનુસરીને શ્રૌત અને સ્માર્ત સૂત્રો તેમજ ધર્મસૂત્રો ઉપજાવેલાછે, તથા સ્મૃતિઓની વ્યવસ્થા છે ઉપનિષદોમા બતાવેલા જ્ઞાનમાર્ગને અનુસરીને વેદાન્ત સૂત્રોની યોજના છે આવી વ્યવસ્થા અતિ પ્રાચીન જણાયછે, તેમાં ચાર્વાક, જિન, અને બુદ્ધની ઉત્પત્તિ આ વ્યવસ્થાની વિરુધ્ધ થઇ હોય એવુ ભાસેછે વેદધર્મથી વિસ્તરતા કર્મજાલથી નિર્વેદ પામી ચાર્વાકોએ સ્વર્ગાપવર્ગની કેવલ ઉપેક્ષા કરી અને પૃથ્વી, અપ્, તેજ, વાયુ ચાર જ ત ત્વથી વિશ્વની વ્યવસ્થા સાધી છે, આત્મા એવુ જે કાંઇ ભવાતરગામી મનાય છે, તે તેમણે માન્યુ નહિ અને જેમ કાથો ચનો ને પાન મળતા લાલ ર ગ થાયછે, અથવા મદિરાની સામગ્રીમાં સ ઘાતબલથી માદકસામર્થ્ય ઉપજેછે, તેમ ચાર ત ત્વના સ ઘાતથી ચેતના થાયછે એમ ઉપપત્તિ કરી લીધી ખાઇ પીને આન દ કરવામા જ તેમણે પુરુષાર્થ માન્યો, ને પ્રત્યક્ષ વિના અન્ય પ્રમાણનો અનાદર કર્યો આ મત વેદધર્મથી કેવલ વિરુદ્ધ અને જડવાદને પ્રાધાન્ય આપવાવાળો હતો બુધ્ધદેવનો અવતાર વેદ વિસ્તારેલી કર્મજાલમા લોકો જે મોહ પામી ગયા હતા, અને કર્મકાડ તથા વર્ણાશ્રમથી વિસ્તરેલા ભેદને વળગી રહેવામાં ધર્મ અને સ્વર્ગમોક્ષાદિ માનતા હતા, તે બધુ મિથ્યા છે એમ બતાવી, સર્વત્ર એકાકાર આત્મભાવ, અભેદ પ્રેમ, વિસ્તારવા માટે થયેલો મનાય છે વેદના વચનોની

ને અર્થોની તકરારો, ધર્મ અધર્મના નિર્ણય, તે બધું તજી સર્વત્ર પ્રેમભાવ રાખવામાં, કરી બતાવવામાં, મોક્ષ છે એ તેમનો ઉદ્દેશ હતો. સંસાર દુઃખમય છે માટે તેમાંથી છૂટવા માટે પ્રેમ—ઐક્યભાવ—રાખવો એ તેના ઉપદેશનું તત્ત્વ હતું. આત્મા કે ઇશ્વર વિષે તેમણે વિવાદ કર્યો નથી, અભિપ્રાય દર્શાવ્યો નથી, છતાં ચાર્વાકની પેઠે તે નાસ્તિક ન હતા એમ સ્પષ્ટ જણાયછે, કેમકે તેમના ઉપદેશનું તત્ત્વ ત્યાગ પ્રેમ, નીતિ, એ ઉપર રહેલું છે. પરંતુ તેમને વેદનો અનાદર હોવાથી તેમનું દર્શન વેદબાહ્ય ગણાયછે. જિનનો ધર્મ પણ અહિંસામય છે—ધર્મનોજ ઉપદેશ કરેછે, વેદપ્રતિપાદ્ય કર્મજાલથી વિરુદ્ધ છે, અને જીવભાવ રૂપે ચૈતન્યનો સ્વીકાર કરવા છતાં, કર્તા એવો ઇશ્વર માનતા નથી. એ પણ વેદબાહ્ય છે. એ ધર્મમાં જે કોઇ મુક્ત જીવ છે તે જિન, અર્હત્, કેવલી, ઇશ્વર, આદિ સંજ્ઞા પામેછે, તેથી તે જિનધર્મ કહેવાય છે, પણ એ દર્શનનું વાસ્તવિક નામ તો અનેકાંતદર્શન અથવા સ્યાદ્વાદ એવું છે. એના વિષે આગળ કહેવાશે.

જ્યારે વેદમત ઉપર આવા આક્ષેપ થવા લાગ્યા ત્યારે દર્શનોની વ્યવસ્થા થઇ હોય એમ માનવાને કારણ રહેછે; ને તેમાં પણ સર્વશિરોમણિભૂત વેદાન્ત દર્શનના જ્ઞાનમય સિદ્ધાન્ત જોતાં એ વિચાર વધારે દૃઢ થાયછે. દર્શનો જે છ છે તેનો કાંઇક સંક્ષેપ અત્ર કહીએ આ ગ્રંથમા પ્રત્યેક દર્શનનો વિચાર ત્રણ પ્રકારે કરેલોછે. દર્શનપ્રતિપાદ્ય દેવતા કોણ છે? દર્શનસંમત પ્રમાણ કેટલાં છે? અને દર્શનસંમત તત્ત્વ કેટલા છે? એ રીતે દર્શનોને આ ગ્રંથકારે વિચાર્યાં છે. એ વ્યવસ્થા યોગ્ય છે, કેમકે ઇશ્વર, જગત, અને મનુષ્ય તેમનાં સ્વરૂપ અને સંબંધ યથાર્થરીતે બતાવવાં એજ ધર્મનું અથવા તત્ત્વજ્ઞાન એટલે દર્શનનું કર્તવ્ય છે. પ્રત્યેક દર્શનને આરંભે આ લેખમાં તે દર્શનના અનુયાયીઓ કેવાં લિંગવેષાદિ રાખેછે, શો

આચાર પાળેછે તે પણ ટુકામા બતાવેલુ છે, જે તે તે ઠેકાણે જોવાથી સમજાશે તે તે દર્શનના ગ્રથોના નામ પણ છેવટ આપેલા છે

પ્રથમ ન્યાય, તેના પ્રણેતા ગૌતમ એમા દેવતા ઇશ્વર, આ જગતના તટસ્થ કર્તા માનેલાછે તત્વ સોળ માનેલા છે જે પ્રમાણ, પ્રમેય, સશય, ઇત્યાદિ આ ગ્રથના દ્વિતીયાધિકારમા સમજાવ્યા છે પ્રમાણ ચાર છે પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન, શાબ્દ, તેમનુ સ્વરૂપ ત્યા બતાવેલુ છે આ દર્શનમા મુખ્ય વાત અત્યત સુખ રૂપ જે મોક્ષ તે પ્રાપ્ત કરવા માટે શુ કરવુ ? એ છે તત્વજ્ઞાનથી તે મોક્ષ મળેછે, અને તત્વજ્ઞાન પ્રમાણથી થઇ શકેછે જે સોળ તત્વ માન્યા છે તે મોક્ષપ્રાપ્તિ માટે ઉપયુક્ત જે તત્વ નિર્ણય તે ચલાવવામા કામ આવે તેવા વિવાદના નિયમનાજ રૂપાન્તર છે જીવ જ્યારે ગુણરહિત થઇ દુ ખથી અત્યત મુક્ત થાય ત્યારે મોક્ષ પામેછે વૈશેષિકના પ્રણેતા કણાદ છે એ મતમા દેવતા મહેશ્વર છે, ને નૈયાયિકો માને છે તેવોજ તે તટસ્થ કર્તા છે, તત્વ છછે ને પ્રમાણ બે છે એનો વિવેક આ ગ્રથના પાચમા અધિકારમા છે ન્યાય અને વૈશેષિકમા કાઇ ઝાઝી ન્યૂનાધિકતા નથી ન્યાયમા જે બધો તત્વવિસ્તાર છે તે વૈશેષિકોના છ તત્વમાં સમાયછે પરમાણુથી વિશ્વવ્યવસ્થા માનેલીછે, ને તે પરમાણુઓ તટસ્થેશ્વરની ઇચ્છાથી જગત્કાર્ય કરેછે જીવ જ્યારે દુ ખાત્યન્તાભાવ પામેછે ત્યારે મુક્ત થાયછે

સાખ્યના પ્રણેતા કપિલ છે દેવતા કોઇ નથી, તત્વ પચીશ છે, પ્રમાણ ત્રણ છે એની વ્યવસ્થા તૃતીય અધિકારમા આપેલીછે જગત્કાર્ય સત્વરજસ્તમોગુણમય છે, તે ગુણોની સામ્યાવસ્થા પ્રકૃતિ છે, એ સ્વત સસરેછે ને તમાથી મહદાદિ ક્રમે સૃષ્ટિ થાયછે પુરુષ એ તેમા સર્વથા નિર્વિકારસાક્ષી રૂપે રહ્છે, પણ પ્રકૃતિનુ કર્મ પોતામા આરોપી સુખી દુ ખી થાયછે એ આરોપ જ્યારે યથાર્થ તત્વજ્ઞાનથી

નિવૃત્ત થાય ત્યારે તેને પોતાનું સ્વરૂપ સમજાય છે, ને સુખનો અનુભવ થાયછે, એને કૈવલ્ય કહેછે. આ મતનાજ તત્ત્વને માની, મોક્ષાદિ વ્યવસ્થા સ્વીકારી, એક છવીશમું તત્ત્વ ઇશ્વર એવું ઉમેરી, પતંજલિએ યોગદર્શન રચ્યુંછે. તેનો મુખ્ય આગ્રહ ચિત્તવૃત્તિ-નિરોધદ્વારા પુરુષને કૈવલ્ય અનુભવાવાનો છે; તેને માટે તેણે યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધ્યાન, ધારણા, સમાધિ, એ આઠ અંગનો બહુ સૂક્ષ્મ વિવેક બતાવ્યોછે. આ દર્શનનો પ્રકૃત ગ્રંથમાં કાંઇ વિચાર કરેલો નથી; કદાપિ એમ ધાર્યુ હશે કે સાંખ્યમાંજ એનો સમાસ આવી ગયો.

પૂર્વમીમાંસા જેને આ ગ્રંથકારે જૈમિનીયદર્શન એવું નામ આપ્યુંછે તેના પ્રણેતા જૈમિનિ છે, એ દર્શનમાં ઇશ્વરાદિ કોઇ દેવતા માનેલો નથી પણ વેદને દેવતારૂપ માની વેદવચનો ઉપર સર્વ પ્રવૃત્તિનિવૃત્તિનો આધાર છે, માટે વેદવચનોના અર્થ અને વિનિ-યોગનું યથાર્થ પર્યાલોચન કરવા ઉપર તેમની પ્રવૃત્તિ છે. તેમના મતમાં તત્ત્વજ એ છે કે વેદાજ્ઞાને અનુસરી વેદાનુસાર કર્મ કરવાથી ધર્મ સાધવો. પ્રમાણ, એ મતમાં, છ માનેલાંછે. આ બધો વિસ્તાર પાં-ચમા અધિકારમાંથી જોઇ લેવો ઉત્તરમીમાંસા તે વેદાન્ત, વેદમાત્રનો અંત, જ્ઞાનમાર્ગ. એનો આ ગ્રંથમાં વિસ્તાર કે વિવેક કરી બતાવ્યો નથી. વેદાન્તમાં દેવતા સર્વમય બ્રહ્મ અથવા આત્મા છે તે છે, અને તેજ તત્ત્વ છે. પ્રમાણ પૂર્વમીમાંસાને જે માન્ય છે તેજ આ દર્શનને પણ છે. આ ગ્રંથમાં આ દર્શનપરત્વે, પૂર્વ મીમાંસાના વિચાર ભેગું એટલું લખ્યુંછે કે અદ્વૈત વેદાન્તવાદીઓ આત્મૈક્ય માનેછે, ને વ્ય-વહારને મિથ્યા માનેછે, તે અનુપપન્ન છે.

આ છ દર્શનો ઉપરાંત ચાર્વાક તથા બૌદ્ધનો પણ વિવેક આ

ગ્રથમાકરી બતાવ્યોછે ચાર્વાક દર્શન છઠા અધિકારમા, તથા ચોથા અધિકારમા પણ આપેલુ છે બૌદ્ધદર્શન પ્રથમ અધિકારમા આપેલુ છે બૌધ્ધના સિદ્ધાતનુ સામાન્ય સ્વરૂપ હુ બતાવી ગયોછુ એ મતના ચાર સમ્રદાય છે સૌત્રાન્તિક, માધ્યમિક, વૈભાષિક અને યોગાચાર માધ્યમિક શૂન્યવાદી છે, યોગાચાર ક્ષણિકવિજ્ઞાનવાદી છે, ક્ષણિકબાહ્યાર્થવાદ એ સૌત્રાતિકોનો અભ્યુપગમ છે, અને પ્રત્યક્ષક્ષણિક બાહ્યાર્થવાદ એ વૈભાષિકોનો સિદ્ધાન્ત છે, આ સર્વનો વિચાર કાઇક ભાગે પ્રથમાધિકારમાં કરેલોછે

આ પ્રકારે દર્શનોના સિદ્ધાતનું સ્વરૂપ સામાન્યરીને લક્ષમાં આવ્યાપછી જૈનો તેનુ શીરીતે ખડન કરેછે એ જાણવુ સુતર પડશે આ ગ્રથનો ઉદ્દેશજ એ છે કે સર્વ દર્શનોમા જૈન સ્યાદ્વાદ પરમ દર્શન છે એમ બતાવવુ , અને તે રીતે શ્રીહરિભદ્રાચાર્યે યથાર્થ રીતે સિદ્ધકરી બતાવ્યુ પણ છે, જોકે મને પોતાને તો એમ નિશ્ચય છે કે વેદાન્તદર્શનનુ યથાયાલોકન કર્યું હોત તો એવી કુશાગ્ર બુદ્ધિના પડિતને પોતાના કેટલાક વિચાર ફેરવવાનુ કારણ મળત કેમકે તેમની પ્રતિજ્ઞાજ એવીછે કે "મારે શ્રીવીરનો પક્ષપાત નથી, કપિલાદિનો દ્વેષ નથી, જેનુ વચન સયુક્તિક જણાય તેનો સગ્રહ કરવાનો નિશ્ચય છે " અસ્તુ, એ વાર્તાની ચર્ચા અત્ર પ્રકૃત નથી સ્યાદ્વાદને સર્વોપરિ બતાવવા માટે ત્રણ પ્રકારે યુક્તિ કરેલીછે ( ૧ ) સ્યાદ્વાદના સ્વરૂપનો વિવેક તથા તેથકી પરદર્શનનો વિરોધ, અને તેમનુ ખડન, ( ૨ ) પરદર્શનોમાં સ્વોક્તિવિરોધ, ( ૩ ) પરદર્શનોમા કોઇ અંશે પણ સ્યાદ્વાદનો અગીકાર આ ત્રણે નો અતિ સૂક્ષ્મ અને ઘણો મનન કરવા યોગ્ય વિસ્તાર ચતુર્થાધિકારમા કરેલોછે તેનુ વાચકે સારી રીતે અવલોકન કરવુ આવશ્યક છે, ગ્રથમા કહ્યાકરતા અન્ય પ્રકારથી અત્ર સાર સમજાવુ છુ કે વાચકને ગ્રથમા વધારે સરલતા થાય

પરદર્શનમાત્રને જૈનમતમાં એકાંતવાદ એવું નામ આપેલું છે. અંત એટલે નિશ્ચય, જે એકજ નિશ્ચયને વળગી રહી, એકજ વાત સત્ય છે એમ કહેછે તે બધા એકાંતવાદ છે. જૈનવાદ અનેકાંતવાદ છે કેમકે એમાં એકજ નિશ્ચય વાત માની નથી, પણ વસ્તુમાત્રને અનંતધર્માત્મક માનેલીછે. વસ્તુમાત્ર સત્ પણ છે ને અસત્ પણ છે પોતાનાં દેશકાલસ્વભાવ આદિથકી વસ્તુ સત્ છે, ને પોતાવિના અન્યનાં દેશકાલાદિથી અસત્ છે. એમ સત્અસત્ રૂપે પદાર્થ રહેલોછે, ને તેવું વસ્તુસ્વરૂપ બતાવનાર અપેક્ષાબુદ્ધિ છે. જ્ઞાનમાત્ર સાપેક્ષ છે, અશ્વનું જ્ઞાન અનશ્વની આપેક્ષા કરેછે, પીતનું જ્ઞાન પીતેતરની અપેક્ષા કરેછે, તિમિરનું જ્ઞાન પ્રકાશની અપેક્ષા કરેછે, તેથી જ્ઞાનમાત્ર સાપેક્ષ છે, અને એ સાપેક્ષત્વ અથવા અપેક્ષાને લીધે વસ્તુમાત્ર અનંતધર્માત્મક છે. એકજ ધર્મે વસ્તુ રહેતી નથી, અનંત ધર્મે રહે છે. આમાં બૌધ્ધોક્ત ક્ષણિકવાદ માન્ય નથી, કેમકે આ મતમાં સત્તા માનેલી છે, ને તેનું લક્ષણ ઉત્પાદવ્યયધ્રૌવ્યયુક્ત તે સત્ એવું આપેલું છે. ઉત્પાદ અને વ્યય સતે જેમાં ધ્રુવતા છે તે સત્, અને તે અનેકાંતવાદાનુસાર જે વસ્તુસ્વરૂપ કહ્યું તેમાં સિધ્ધ છે. દ્રવ્યરૂપે વસ્તુમાત્રમાં ધ્રુવતા—નિત્યતા—છે, તેનામાં જે ધર્મ બદલાયાં જાય છે, તેનામાં જે ઉત્પાદ વ્યય થઇ નામાંતર થાય છે, તે પર્યાય રૂપે અનિત્ય અને અનંત છે. આવો જે અપેક્ષાધીન વાદ, વસ્તુમાત્રમાં નાનાધર્મ સ્વીકારવા રૂપ વાદ, તે સ્યાદ્વાદ પણ કહેવાય છે. "સ્યાત્" એવો સંસ્કૃત અવ્યય છે જેનો અર્થ "કથંચિત્" એટલો થાય છે. અર્થાત્ અમુક પદાર્થ છે ? એમ પૂછતાં "સ્યાત્"—કથંચિત્—કોઇ પ્રકારે—એટલે પોતાના દેશકાલ ભાવાદિથી છે—અસ્તિ—એમ ઉત્તર કહી શકાય છે; તેમજ તેના તે પદાર્થ નથી ? એમ પૂછતાં પણ "સ્યાત્"—કથંચિત્—કોઇ પ્રકારે

—પરના દેશકાલભાવાદિથી નથી—નાસ્તિ—એમ ઉત્તર કહી શકાય છે આમ ઉભયાત્મક વસ્તુ સ્વરૂપ—સદસદાત્મક સત્તાસ્વરૂપ—બતાવનાર એક શબ્દ સ્યાત્ છે, ને તે સ્યાત્‌નો જેમા સ્વીકાર છે એ વાદ સ્યાદ્વાદ કહેવાય છે પદાર્થમાત્ર દ્રવ્યરૂપે નિત્ય, પર્યાયરૂપે અનિત્યછે

સ્યાદ્વાદીઓ કહે છે કે ન્યાય વૈશેષિકાદિ મતવાળા પદાર્થમાત્રને દ્રવ્યરૂપે માને છે, તે ઠીક નથી, દ્રવ્ય પર્યાયાત્મક પદાર્થ સ્વરૂપ માનવુ જોઇએ, તેમ તેમને મતે પદાર્થ માત્ર સામાન્ય અને વિશેષ ઉભય ભાજન છતા સ્યાદ્વાદ રૂપ કેમ ન બને ? તે પણ જાણવુ જોઇએ તટસ્થ કર્તા ઇશ્વરનુ ખડન આ ગ્રથમાં બહુ ઉત્તમરીતે કરેલુ છે એજ રીતે સાખ્યોક્ત પ્રકૃતિપુરુષનો સબધ પગ્વધ જેવો અને નિત્ય હોવાથી તેમા અનિર્મોક્ષ પ્રસગ આવે છે એ સ્વમતવિરોધ છે, અને વળી પ્રકૃતિને નાનાગુણમયી માનવાથી સ્યાદ્વાદનો પ્રકારાન્તરે અભ્યુપગમ છે અદ્વૈત વેદાન્તમા વ્યવહારનીજ ઉપપત્તિ થતી નથી, કેમકે જ્ઞાનમય સત્તામા અજ્ઞાનમય વ્યવહારનો સભવ નથી, ને સભાવ કરી લેવાની યુક્તિ કરતા તો આરોપિત સત્તા માનવી પડે છે એટલે પાછો કાઇ અશે સ્યાદ્વાદનો અભ્યુપગમ છે × બૌધ્ધ ચાર્વાકાદિની ઉક્તિનુ તો, જૈન રીત્યા, આ ગ્રથમા અનેકાનેક પ્રકારે ખડન બતાવ્યુ છે

જૈન સ્યાદ્વાદની રીતિનો વધારે વિસ્તાર આ ગ્રથમાં આપ્યો નથી, પણ સ્યાત્ એમ કહીને પદાર્થસ્વરૂપની સર્વાંગે ઉપપત્તિ કરવા માટે

---

× આ રીતિ વેદાન્તરહસ્ય ન સમજવાથી થઇ છે વેદાન્તમા તો જ્ઞાન તે અનાદ્યન્ત અને અપરિચ્છિન્ન તથા સર્વમય છે એ જ્ઞાનમા અપેક્ષાનો અવકાશ નથી, પણ કંઇક અપેક્ષાએ નિરૂપણ એ જ્ઞાનાધીન છે સ્યાદ્વાદોક્ત રીતિ વ્યવહારની ઉપપત્તિ માટે જો અન્ય માન્ય રાખે, તો પણ તેથી અદ્વૈત જ્ઞાનના સિદ્ધાન્તની રેશ પણ હાનિ થતી નથી

જૈનોના અન્ય ગ્રંથોમાં સારી યુક્તિઓ બતાવેલીછે. કોઇ પદાર્થનું અસ્તિત્વજ કહેવું હોય, કોઇનું નાસ્તિત્વજ કહેવું હોય, કોઇનું અસ્તિત્વનાસ્તિત્વકહેવું હોય, કોઇનું અવાચ્યત્વ કહેવું હોય, કોઇનું અસ્તિત્વ અને અવક્તવ્ય કહેવું હોય, કોઇનું નાસ્તિત્વ સતે અવક્તવ્યત્વ કહેવું હોય, કોઇનું અસ્તિત્વનાસ્તિત્વ અને અવાચ્યત્વ કહેવું હોય. આ સાત કરતાં આઠમો પ્રકાર બનતો નથી, માટે પદાર્થસ્વરૂપને દર્શાવવાના આ સાત માર્ગને સપ્તભંગ કહેછે, તે ઉપરથી સ્યાદ્વાદનું બીજું નામ સપ્તભંગીનય, એવું પણ પડેલુંછે. તે સાતનાં નામ ( ૧ ) સ્યાદસ્તિ; ( ૨ ) સ્યાન્નાસ્તિ; ( ૩ ) સ્યાદસ્તિ ચનાસ્તિ; ( ૪ ) સ્યાદવકતવ્ય; ( ૫ ) સ્યાદસ્તિ ચાવક્તવ્ય; ( ૬ ) સ્યાન્નાસ્તિ ચાવકતવ્ય; ( ૭ ) સ્યાદસ્તિ ચનાસ્તિ ચાવક્તવ્ય.

જૈન દર્શનનું તત્વ આ પ્રમાણે છે. એ તત્વને સામાન્યબુદ્ધિમાં ઉતારવા માટે એ મતમાં તત્વવ્યવસ્થા પણ બતાવીછે. કેટલાક પાંચ, સાત કે નવતત્વ માનેછે, ને આ ગ્રંથમાં નવ સ્વીકારેલાં છે, પણ વસ્તુતઃ તત્વ બે છેઃ જીવ અને અજીવ. અજીવના પેટામાં પુણ્ય, પાપ, આસ્રવ, સંવર, નિર્જરા, બંધ, મોક્ષ એટલાં ઉમેરવામાં આવેછે, જેથી નવ થઇ રહેછે. જગતમાં જડ અને ચેતન ઉભયને આ દર્શનવાળા અપેક્ષા થકી માનેછે. અને વસ્તુમાત્રને જીવ કહેછે. અપેક્ષા થકી અજીવ એવો પણ પદાર્થ કહેછે અને તેમાં કહ્યા તે ભાગ વ્યવસ્થા માટે ઉમેરેછે. નવ તત્વનો વિવેક ચતુર્થાધિકારમાં સારી રીતે સમજાવેલોછે ત્યાં જોઇ લેવો. જીવ સર્વત્ર છે, પણ પ્રતિશરીર ભિન્ન છે, અને જીવ કે જગતનો કર્તા નિયંતા એવો કોઇ ઇશ્વરાદિ નામક દેવતા છે નહિ, જીવોની ગતિ કર્માનુસાર થાયછે, ને જીવમાત્રે જ્ઞાન દર્શન ચારિત્ર એટલાં પ્રાપ્ત કરી કર્મપ્રવાહથી છૂટા થવું એમાં કૈવલ્ય, નિર્વાણ, મો-

ક્ષ છે જ્ઞાન એટલે પોતાના દર્શનનુ યથાર્થ તત્વ જ્ઞાન, દર્શન એટલે ભવ્ય જીવને મતિ શ્રુતિ અવધિ મન પર્યાય અને કેવલ પર્યંત ને ઉત્તરોત્તર અધિકારાનુસાર જ્ઞાન સભવે તે, અને ચારિત્ર એ અહિંસાધર્મને જે અનેકાનેક પ્રકારે સાચવવાનો કહ્યોછે તે રીતે સાચવી આસ્રવ તથા સવરની નિર્જરા કરવી તે એથી બધક્ષય થઇ મોક્ષ થાય પ્રમાણ આ દર્શનમા બે માનેલાછે પ્રત્યક્ષ અને પરોક્ષ

જૈનોમા બે પક્ષ છે, દિગબર અને શ્વેતાંબર શ્વેતાબરમા પણ પાછળથી ઘણાક મત થયેલા છે ગુજરાતમા બધા શ્વેતાબર છે, અને તેમના ૮૪ ગચ્છ કહેવાયછે, જેમાં તપા, અચલ, ઇત્યાદિ વિદ્યમાન છે દિગબરો કર્ણાટક તરફ છે દિગબરો અને સ્વેતાબરો ઉભયે પોતપોતાને અતિ પ્રાચીન કહેછે, જોકે બ્રાહ્મણોના પ્રાચીન ગ્રથોમા કેવલ દિગબરા, વિવવસના, નિર્ગ્રથા, ઇત્યાદિ નામથી દિગબર જૈનોનાં નામ હાથ લાગેછે દિગબરો અને સ્વેતાબરો વચ્ચે સિધ્ધાતમાં ભેદ નથી પણ સ્ત્રીઓનો મોક્ષ અને કેવલીનીભુક્તિ એ બે વાત પરત્વે તથા વસ્ત્રધારણ કરવા પરત્વે મત ભેદ છે આ ગ્રથના ટીકાકાર શ્રીગુણરત્નસૂરિએ એ વિષય ઉપર ટીકામાં ઘણો વિસ્તાર કરેલોછે તેથી અત્રે કાઇ લખવાની આવશ્યકતા નથી

શ્વેતાંબર જૈનોમાં પણ ઘણા ધુરધર પડિતો થઇ ગયાછે, જેમાથી હેમાચાર્ય, મેરુતુગ, માનતુગ, આ ગ્રથના કર્તા હરિભદ્ર, સિદ્ધસેન, આદિ નામ સુપ્રસિદ્ધ છે, તેમજ જેસલમેર, પાટણ, ખભાત, ઇત્યાદિસ્થાને જૈનોએ મેલા મહોટા પુસ્તકસગ્રહ પાણ આખા જગતમાં વિખ્યાત છે જૈનોનુ પ્રબલ ગૂજરાતમાં આનહિલ્લપુરની ગાદીએ કુમારપાલરાજા થયા ત્યારથી થયુ છે, કેમકે તે જૈન હતો, અને તેણે આખા દેશમા અનાદિગો હજી પ્રવર્તાવી મૂલ બ્રાહ્મણધર્માનુસાર

થતાં યજ્ઞયાગાદિ કર્મમાં તથા લોકવ્યવહારમાં ઘણો ફેરફાર કરી નાખ્યોછે, જે અદ્યાપિ તેમનો તેમ છે.

નડીઆદ
૨૬–૫–૮૩.

મ. ન. દ્વિવેદી.

# શ્રીષડ્દર્શનસમુચ્ચય.

## (વિવેચનસમેત.)

સર્વજ્ઞ શ્રીજિનને નમસ્કાર જેણે રાગનો જય કર્યો છે, જે કૈવલ્યના અનુભવ રૂપ છે, જેની સુરપતિ પણ સેવા કરે છે, એવા શ્રી મહાવીર વિજયી છે—કે જેમના અત્યુત્તમ સમય રૂપી ખારુ અને અગાધ સમુદ્ર આગળ બીજા સર્વ સિદ્ધાન્તો એક બિંદુ રૂપજ થઇ રહે છે—૧

જેમના સિદ્ધ કરેલા સ્યાદ્વાદરૂપી, સવ કુતર્કરૂપી કાષ્ઠને ભક્ષણ કરનાર, દાવાનલમા, સંશીતિ, વ્યવહારલોપ, વ્યતિકર, અનિષ્ટ, અવરોધ, પ્રમાબાધ, અસભવ, સકર એ આદિ, અન્ય મત વાળાએ આરોપેલા દોષમાત્ર તૃણવત્ (ભસ્મ) થઇ જાય છે, તે શ્રી વીર જિન તમારૂ શ્રેય કરો—૨

જે, કલ્પવલીની પેઠે, સેવાયાથી દેહીના ચિંતિતાર્થમાત્ર પૂરે છે તે વાગ્દેવી સર્વદા અમને ઉત્તમ જ્ઞાન આપનારી થાઓ—૩

મારા ગુરુને અતિ ભક્તિથી નમન કરીને, પોતાને તથા પારકાને ઉપકાર કરવા માટે, ષડ્દર્શનસમુચ્ચયની સક્ષિપ્ત ટીકા કરૂ છુ—૪

મહાનુભાવ હૃદય વાળા મહાપુરુષોને પરોપકાર સપાદના એજ પરમોત્તમ સ્વાર્થસિદ્ધિ આ જગતમા છે એમ જાણી, પરોપકાર રૂપ પ્રવૃત્તિ એજ જેના સાર છે એવા ચતુર્દશ શત શાસ્ત્ર રચીને જેણે

જગજ્જંતુને ઉપકાર કરેલો છે, જે શ્રીજિનશાસનપ્રભાવપ્રભાતને પ્રકાશવાળું કરનાર ભાસ્કર છે, યાકિનીમહત્તરાવચન જેઓથી જેમને જ્ઞાનાનુભવ થયો છે, એવા ભગવાન્ શ્રીહરિભદ્રસૂરિ, ષડ્દર્શનમાં રહેલા પદાર્થનું સ્વરૂપ જાણવાની જિજ્ઞાસાવાળા જેમને તે તે શાસ્ત્રના ગ્રંથ જોવા જેટલી શક્તિ ન હોય તે સર્વને અનુગ્રહ કરવાની ઇચ્છાથી, મહાર્થ વાળો અલ્પ ગ્રંથ ષડ્દર્શનસમુચ્ચય એવા અન્વર્થ નામનો રચતાસતા, શાસ્ત્રારંભે મંગલ અને કહેવાનો વિષય તે સાક્ષાત્ કહેવા માટે, તથા સંબંધ અને પ્રયોજન એ અનુબંધ સૂચવવા માટે, આ પ્રથમ શ્લોક કહેતા હવા.

**સ્યાદ્વાદના દેશક એવા સદ્દર્શન શ્રી વીર જિનને નમસ્કાર કરી, સર્વ દર્શનનો જે વાચ્યાર્થ છે તે સંક્ષેપથી કહેવા માંડું છું—૧**

સદ્દર્શન—એમાં સત તે જે પ્રાપંચિક જ્ઞાનની અપેક્ષાએ શશ્વત્ અને નિત્ય છે તેજ દર્શન એટલે ઉપલબ્ધિ અથવા કેવલાખ્ય જ્ઞાન છે જેને તે સદ્દર્શન કહેવાય. અથવા સત્ એટલે પ્રશસ્ત દર્શન, એટલે કેવલ દર્શન એટલે સર્વજ્ઞ, તથા સર્વ દર્શી આ વિશેષણથી શ્રીવર્ધમાન્ ભગવાન્નો જ્ઞાનાતિશય બતાવ્યો. અથવા સદ્દર્શન એટલે સત્નામ સર્વ ઉત્તમ સુર નરાદિથી અભ્યર્ચિત છે જેનું દર્શન, એટલે જેનો સિધ્ધાન્ત, એવા. આવા વિશેષણાર્થથી જિનમતની અને શ્રીવર્ધમાન પ્રભુની ત્રિભુવનપૂજ્યતા બતાવી, જિન—રાગ દ્વેષાદિ શત્રુને જીતે તે જિનઃ એ શબ્દથી અપાયા પગમાતિશય બતાવ્યો. સ્યાદ્વાદ—સર્વ દર્શન સંમત એવો જે સદ્ભૂતવસ્ત્વંશ તેનુ મિથઃ સાપેક્ષત્વ વદવું તે સ્યાદ્વાદ; તે અર્થાત્ સદસત્, નિત્યાનિત્ય, સામાન્ય વિશેષ, અભિલાપ્યાનભિલાપ્ય, એમ પદાર્થોની ઉભયાત્મકત્વ રૂપ અને કાંતતા બતાવી તે. પણ અહીં શંકા થશે કે પરસ્પરને વિરુદ્ધ એવાં સર્વ દર્શનોના અભીષ્ટ વસ્ત્વંશ સદ્ભૂત હશે ને તેથી તેમના મિથઃ સાપેક્ષત્વમાંથી સ્યાદ્વાદ સિદ્ધ કરી શકાશે, એમ કેમ કહી શકાય? તેનું સમાધાન એમ છે કે યદ્યપિ દર્શનો

વીરને નમન કરી, એમ કહ્યું માટે "કરી" એ કૃદંતગત ક્રિયાને સાપેક્ષત્વ રહ્યું તેથી "કહેવા માંડું છું" એ ક્રિયાનો અન્વય એ કૃદંત સાથે કરવો. શું કહેવા માંડું છું? સર્વ દર્શનનો જે વાચ્યાર્થ છે તે. સર્વ દર્શન તે મૂલભેદાપેક્ષાથી કરીને જે જે દર્શન છે તે બૌધ્ધાદિ સર્વ, તેનો જે વાચ્યાર્થ, એટલે દેવ, તત્ત્વ, પ્રમાણ, એ આદિ તે તે દર્શનમાંનો વિચાર સંક્ષેપથી કહું છું. હું કહું છું એમ હું એ કર્તા કહ્યા ન છતાં પણ અનુકર્ષવાની જરૂર છે. આથી સાક્ષાત્ અભિધેયત્વ કહ્યું. સંબંધ અને પ્રયોજન સામર્થ્યથી ઉપજાવી લેવાં. સર્વ દર્શન વક્તવ્ય દેવ તત્ત્વાદિ જ્ઞાન છે તે ઉપેય છે, ને આ શાસ્ત્ર તેનો ઉપાય છે, એમ ઉપાયોપેય લક્ષણ સંબંધ જાણવો. પ્રયોજન બે પ્રકારનું છે. કર્તા સંબંધી અને શ્રોતા સબંધી. તે પણ પાછું પ્રત્યેક બે પ્રકાર જાણવું; અનંતર અને પરંપર. કર્તા સંબંધી અનંતર પ્રયોજન સત્વાનુગ્રહ, શ્રોતાગત અનંતર પ્રયોજન સર્વ દર્શનાભિમત દેવ તત્ત્વ પ્રમાણાદિ જ્ઞાન. ઉભયેને પરંપર પ્રયોજન તો હેયોપાદેય દર્શન સમજી હેયનો ત્યાગ અને ઉપાદેયનું ઉપાદાન કરી પરંપરાવડે અનંત ચતુષ્ટયાત્મક સિદ્ધિ પામવી તે. ત્યારે બીજી શંકા થાય કે આ શાસ્ત્રકાર સર્વ દર્શન સબંધી જે જે શાસ્ત્રો છે તેમનું યથાર્થ અવલોકન કર્યા પછીજ પરોપકારાર્થે પ્રકૃત શાસ્ત્ર રચતો હશે, અને જ્યારે એમજ હોય ત્યારે એણે પોતેજ આ સ્થાને એમ શામાટે કહ્યુ નથી કે અમુક અમુક શાસ્ત્ર હેય છે અમુક અમુક ઉપાદેય છે. આ શંકાનું સમાધાન કે અત્ર સર્વે દર્શનો અભિધેયતાથી પ્રક્રાન્ત છે, એટલે તેમનુ મધ્યસ્થતાથી વર્ણન કરતાં કશો બાધ નથી, પણ જો એમ કહે કે આ હેય અને આ ઉપાદેય તો સર્વે દર્શનોને એવું વચન અમાન્ય થાય અને એમ એને માથે દોષાપત્તિનો પ્રસંગ આવે. ત્યારે વળી શંકા કરીએ કે એમ હોય તો તો આ આચાર્યની પ્રવૃત્તિ પરોપકારાર્થ છે એમ કહેવાય નહિ. એમ શાથી કહો છો એમ

કહેશો તો જાણો કે મારા જેવા કોઇ શ્રોતા અલ્પબુદ્ધિવાળા હશે ને હેયોપાદેય દર્શનોનો વિભાગ પોતાની મેળે સમજી ન શકતા ઉલટા તે તે દર્શનની વાત સાભળી એવો વિચાર કરશે કે સર્વદર્શનો પરસ્પરથી વિરુદ્ધ છે, ને તેમા પરમાર્થથી સત્ય કીયુ છે તે તો સ્પષ્ટ થતુ નથી, એટલે એવા દુર્વિજ્ઞેય દર્શનોનુ શુ પ્રયોજન છે ? પોતપોતાને જે રુચે તે કરવુ અને આવા વિભાગ ન સમજનારા આ સમયમા કાઇ થોડા છે એમ પણ નથી, એટલે શાસ્ત્રકાર ઉપકારમાટે પ્રવૃત્ત થયો સતો આ પ્રમાણે અપકારમાટેપ્રવૃત્તિ કરવાવાળો થઈ પડશે, અને એમ લાભને ઇચ્છવામા ઉલટી મૂળની પણ હાનિ થઈ પડશે આવી શકા ન કરવી, કેમકે સર્વના ઉપકારમાટેજ જેની પ્રવૃત્તિ છે એવા શાસ્ત્રકારથી હાનિ થવાનો સભવ નથી, તેમજ વિશેષણ પ્રયોગથી હેયોપાદેય વિભાગ પણ સહૃદયને સહજ સમજાય તેમ સુચવેલો પણ છે જુઓ સદ્દર્શન જિનને નમન કરી —એ ઠામે સદ્ શબ્દના અર્થ, અનેકાર્થ નામમાલાનુસાર, વિદ્યમાન, સત્ય, પ્રશસ્ત, સાધુ એવા એવા થાયછે એટલે સત્ નામ સત્યરૂપ, અસત્ય નહિ, એવુ દર્શન એટલે મત છે જેનુ તે સદ્દર્શન, એવા જિન, એટલે ચોવીશ જિનોમાના એક તથા રાગાદિ શત્રુનો જય કરવાથી અન્વર્થ નામવાળા વીતરાગ, તેમને નમન કરીને આવો આ સ્થળે જે બે વચન વિશેષણ વિશેષ્ય રૂપ લખ્યા તેથી એમ સૂચવ્યુ કે ચોવીશે જિનોને પરસ્પર મતભેદ નથી ત્યારે કોઇ શકા કરે કે એમ હોય તો શ્વેતામ્બર દિગબરનો ભેદ કેમ છે ? તો તેનુ સમાધાન કે મૂળથી આ બેને ભેદ નથી પણ પછીથી થયેલો છે જિન તે કેવા કે વીર, અર્થાત્ મહાવીર પણ 'અધીર' એમ વિગ્રહ કરવો અટલે, આ તે બ્રહ્મા, અ તે વિષ્ણુ અને ઉ તે મહાદેવ, એ ત્રણેનો સમુદાય તે અ આ ઉ એટલે ઓ, તેને તેમના તેમ નામનુ ખડન કરી પગારત કરેછે તે અવીર ( એ +ઈર ) તેવા અધીર અથાત્

સૃષ્ટિ સ્થિતિ લયાદિ કરનાર બ્રહ્મા વિષ્ણુ શિવના મતનો નિરાસ કરનાર એવા જિનને એમ ગૂઢાર્થ સમજવો. એજ રીતે સ્યાદ્વાદ દેશક—એ વચન પણ વિચારવું. સ્યાદ્વાદદ એટલે સ્યાદ્વાદને છેદનાર, નાના પ્રકારના અસદ્વિરોધાદિ દોષના ઘોષથી તેનો છેદ કરવા મથનાર, તેની ઇ એટલે લક્ષ્મી અર્થાત્ તેનો મહિમા, તેને શ એટલે તોડનાર, તેનું નામ સ્યાદ્વાદદેશ એટલે નાના પ્રકારના વિરોધીઓના વાદનું ખંડન કરનાર એવુ છે વચન (૧) જેનું તે સ્યાદ્વાદ દેશક. આ વિશેષણથી પૂર્વે કહેલા તેમ ન કહેલા એવા બૌદ્ધાદિ સર્વ, તેમ સંભાવ, એતિહ્યાદિ પ્રમાણવાદી ચરકાદિ તે સર્વના મતનો ઉચ્છેદ સૂચવ્યો. જિનને નમન કરીને હુ સર્વ દર્શનોનો વાચ્યાર્થ કહુ છું એમ કહેલુ છે, ત્યાં નમન ક્રિયા છે તે કહેવાની ક્રિયા કરતાં પૂર્વના કાલની સાથે સંબંધ રાખે છે, કેમકે કરીને એ કૃદંતનો અર્થ પૂર્વ કાલ બતાવવાનો છે કહેવાની ક્રિયા પછીથી થાયછે અને ઉભય ક્રિયાનો કર્તા એકજ છે એમા કશો વિરોધ ન સમજવો, કેમકે એમાં જો વિરોધ હોય તો વ્યવહાર માત્રનો ઉચ્છેદ થાય. આ પ્રમાણે ભિન્નકાલ વાળી ક્રિયાનો કર્તા એક હોઇ શકે એવુ બૌદ્ધ મતમાં સંભવી શકતું નથી કેમકે તે લોક વસ્તુમાત્રનું ક્ષણિકત્વ માને છે. માટે આ ગ્રંથના આરંભમાં કોઇ બૌદ્ધ મતના અનુમોદ જેવો ભાસ ગ્રહણ ન કરી લે માટેજ, પૂર્વે કહેલાં વિશેષણોથી તે મતનો અનાદર સૂચવ્યા છતાં પણ, ભિન્નકાલિક ક્રિયાનો એક કર્તા માનવામાથી પણ તેની તેજ સૂચના સમજી લેવી. પરદર્શનોના નિરસનનો પ્રકાર ગ્રંથાંતરથી જોઇ લેવો. આ પ્રમાણે જિનનાં વિશેષણોદ્વારા જૈનમતનું સત્યદર્શન પણું અને પરદર્શનોનો પરાજય એમ સૂચવતાં અખિલ અન્ય દર્શનની હેયતા અને જૈન દર્શનની ઉપાદેયતા કહી એમ સ્પષ્ટ સમજવું. આમ

---

(૧) કૈં ગૈ રૈ એ શબ્દવાચક છે એવું હેમસૂત્ર પ્રમાણરૂપે આપેલુ છે.

નહોય તેવાને
છે એટલે સત્યાસત્યદર્શનવિભાગ કરવા જેટલી બુદ્ધિ નથી, કેમકે તે
પણ આ ગ્રંથકારથી કશો અપકાર થવાનો સંભવ પાછી શંકા કરે કે
વિભાગ પણ આમ વ્યંજિત છે આ ઉપર કોઇક કોઇને શ્રદ્ધા ન હોય
સત્યાસત્ય મત દર્શાવનારા ગ્રંથકાર વચનો ઉપરજ શ્રદ્ધા ન હોય તે
તેમની શીગતિ થશે, તો તેનુ આ પ્રમાણે છે જેને મધ્યસ્થ ચિત્તવૃત્તિના,
બે પ્રકારના હોય છે એક રાગદ્વેષાભાવવાળા કેવલ દર્શાન
અને બીજા રાગદ્વેષાદિથી ચિત્ત ડોળાઈ જવાને લીધે આવીને સત્યા
થઇ પડેલા જે બીજા વર્ગના છે તેનને તો સર્વજ્ઞ પોતે બીજા તો
સત્ય વિભાગ કરી આપે તોપણ સમજવાના નહિ, તો ઉપર રાખી
તેમને શુ કરી શકે? માટે તેવાનો હીસાબ તો બાજુ સ્ફુટાર્થ દ્વારા
મધ્યસ્થ ચિત્તવૃત્તિવાળાનેજ ઉદ્દેશી નિરીક્ષણાદિ પદોના વીરજિન
સત્યાસત્યમતવિભાગજ્ઞાનનો ઉપાય કહે છે સદ્દર્શન શ્રી એટલે સદ્-
એમ જે મૂલમા છે ત્યા સદ્દર્શન એવા શ્રી જિન, ચિત્તવૃત્તિવાળા,
ર્શન તેમા સત્ એટલે સત્પુરુષો, સાધુઓ, મધ્યસ્થ કે નથી તે
તેમનુ દર્શન એટલે જ્ઞાન, અર્થાત્ બરાબર આપ્તપણુ છે જિન, આટ-
વિચારી સત્યાસત્યમતવિભાગજ્ઞાન જેનાથી થાય તેવા, સ્વરૂપ
લાથી એમ સૂચવ્યુ કે બરાબર આપ્તત્વાદિ એજ શ્રી જિનનુ શ્રદ્ધા-
છે એમ જાણવુ અથવા સત્ એટલે સાધુ તેમને જેનાથી તત્ત્વાર્થ વિદ્યમાન
દિ દર્શન, જ્ઞાન, થાય છે તે સદ્દર્શન અથવા સત્ એટલે યથાવદ્દ
એવા જે જીવાજીવાદિ નવ પદાર્થ તેમનુ દર્શન એટલે સ્યાદ્વાદદર્શક
લોકન, તે જેનાથી મળવે છે, તે સદ્દર્શન એવા શાથી કે જય કરનારા
છે તેથી એવા પણ શાથી કે જિન એટલે રાગ દ્વેષાદિના નથી કેમકે
છે તેથી, અર્થાત્ જિન વીતરાગ હોવાથી અસત્ય વદતાજ પામેલુ છે
તેમ વદવાનુ કારણ તેમના પત્વે કેવલ નાશ આટલુ કહેવુ
શ્લોકના બાકીના ભાગનુ વ્યાખ્યાન પૂર્વવત્ અત્ર કરશે, અને
જોઇએ જે લોક શ્રી મહાવીરની યથાવદાપ્તત્વાદિ પરીક્ષા

તત્પ્રણીતસ્યાદ્વાદને, મધ્યસ્થ રહી, યથાર્થ અવલોકી, પછીથી પર-મતોને પણ વિલોકશે, તે લોક સત્યાસત્યવિભાગ પણ સ્વયમેવ અનુભવશે. જે અસદ્વચન છે તેના ઉપર આસ્તા રાખવા ન રાખવાનું કહેવાની જરૂરજ નથી. આ ઉપરથી ગ્રંથકારે આ પરીક્ષણના કાર્યમાં પોતાનું કેવલ માધ્યસ્થ્ય સૂચવ્યું. સત્યાસત્યદર્શનવિભાગપરિજ્ઞાનનો ઉપાય તો કેવલ હિતબુદ્ધિથી અત્ર કહ્યો છે એમ સમજવું; કેમકે પ્રાચીનોએ પણ સત્યાસત્યમતવિભાગ એજરીતે કરેલો છે. પૂજ્યશ્રી હરિભદ્રસૂરિએ લોકતત્ત્વનિર્ણયમાં કહ્યું છે: એ શ્રીભગવાન્ અમારા કાંઇ બંધુ નથી, કે બીજા કાંઇ અમારા શત્રુ નથી, તેમ એમાં કે આમાંના કોઇને અમે સાક્ષાત્ દીઠા નથી, પણ વચન સાંભળી તથા સુચરિત વિચારી, ગુણાતિશયથી અતિ ઉત્તમ એવા શ્રીમહાવીરનોજ અમે આશ્રય કર્યો છે. મારે શ્રી મહાવીરનો પક્ષપાત નથી, કે કપિલાદિનો દ્વેષ નથી, જેનું વચન યુક્તિપૂર્વક હોય તેનો પરિગ્રહ કરવો. પ્રભુ શ્રી હેમસૂરિએ પણ મહાવીરસ્તુતિમાં કહ્યું છે: કેવલ શ્રદ્ધામાત્રથીજ આપના ઉપર મારો પક્ષપાત નથી, કે કેવલ દ્વેષથીજ અન્યના ઉપર અરુચિ નથી, પણ યથાવદાપ્તત્વની પરીક્ષા કરીને અમે આપ શ્રી મહાવીરપ્રભુને આશ્રયે આવ્યા છીએ.

શંકા કે આ ગ્રંથમાં સર્વ દર્શનનો વાચ્ય જે અર્થ છે તે કહેવાનો ઉપક્રમ કર્યો છે ત્યારે તે સર્વ દર્શનની સંખ્યા તો અનંત છે, ત્યાં એ વાત શી રીતે પૂર્ણ થશે? સંમતિસૂત્રમાં શ્રીસિદ્ધસેનદિવાકરે પણ કહ્યું છે કે:—

જેટલા વચનમાર્ગ છે તેટલા નયવાદ થાય છે, અને જેટલા નયવાદ છે તેટલાજં પર સમય છે.

એની વ્યાખ્યા અનતધર્માત્મક એવી વસ્તુના જે એકદેશ
લઇ અન્યદેશનિરપેક્ષ અવધારણ કરવુ તે અપરિશુદ્ધ નય કહેવાય
તેનુજ નામ વચનમાર્ગ એમ પણ કહેવાય છે એમ અનતધર્માત્મક
એવી સર્વ વસ્તુના, ઇતરાંશ નિરપેક્ષ એવા એકદેશમાત્રનાજ અવધા
રણના જેટલા જેટલા પ્રકાર સભવે તેટલા બધા અપરિશુદ્ધ નય થાય
તે વચનમાર્ગ કહેવાય ત્યારે ઉક્તગાથાનો અર્થ એ થયો કે સર્વે
વસ્તુમા જેટલા જેટલા વચનમાર્ગ એટલે તે વસ્તુના એકદેશ કે અન્ય-
દેશના વાચકશબ્દના પ્રકાર થાય તેટલા નયવાદ જાણવા— નય
એટલે તે તે વસ્તુના એકદેશના અવધારણનો વાદ તે નયવાદ—
જે જેટલા જેટલા નયવાદ એટલે એકદેશાવધારણ કરાવનારા શબ્દ
પ્રકાર તેટલાજ પરસમય એટલે પરદર્શન પણ થાય એમ સમજવુ
સ્વેચ્છાએ કલ્પેલા વિકલ્પોથી પેદા થયેલા એવા પરદર્શન એમ અનત
થાય એવો ભાવાર્થ થયો કે લોકમા તે તે અથવા અન્યાઅન્ય વસ્તુના
એકદેશના અવધારણનુ પ્રતિપાદન કરનારા જેટલા જેટલા શબ્દ-
પ્રકાર સભવે તેટલા તેટલા પરસમય થઇ શકે તેવા તો અનતજ
હોય કેમકે સ્વકપોલકલ્પનાશક્તિથી ઉત્પન્ન થનાર વિકલ્પોનો કાંઇ છેડો
નથી, તેમ તેમનાથી ઉત્પન્ન થતા પ્રવાદો પણ તેટલાજ અસખ્ય
છે આ પ્રમાણે પરદર્શનોની સખ્યા અગણિત છે એમ સિદ્ધ થયુ
અથવા સૂત્રકૃતાગમા બીજા અગમા પરવાદીના ત્રણસોત્રેસઠ મત
ગણ્યા છે તેમના સગ્રહની આ ગાથા છે —

એકસોએશી ક્રિયાવાદીના, ચોરાશી અક્રિયાવાદીના, ચોસઠ
અજ્ઞાનવાદીના, અને વિનયવાદીના બત્રીશ મત છે

એની વ્યાખ્યા —ક્રિયાવાદીના એકસોએશી ક્રિયાવાદી ક્રિયા
એટલે જીવાદ્યસ્તિત્વ કહેછે, તે મરીચિ, કુમાર, કપિલ, ઉલૂક, માઠર,

એ આદિ છે. તેમના એકસોએંશી ભેદ આ પ્રમાણે જાણવા; જીવ, અજીવ, આસ્રવ. બંધ, સંવર, નિર્જરા, પુણ્ય, અપુણ્ય, મોક્ષ એ નવ પદાર્થને એક લીટીએ લખવા; પછી જીવ પદાર્થની નીચે સ્વતઃ અને પરતઃ એવા બે ભેદ કરવા, તે પ્રત્યેકના પાછા નિત્યાનિત્ય ભેદ કરવા, ને તે પ્રત્યેકના પાછા કાલ, ઇશ્વર, આત્મા, નિયતિ, અને સ્વભાવ, એમ પાંચ પાંચ ભેદ પાડવા, એટલે એક જીવ પદાર્થના સ્વતોનિત્ય એવા કાલાદિ પાંચ ભેદ, અને સ્વતોઅનિત્ય એવા કલાદિ પાંચ ભેદ, તથા પરતોનિત્ય એવા કાલાદિ પાંચ ભેદ અને પરતોઅનિત્ય એવા કલાદિ પાંચ ભેદ, મળી વીશ ભેદ થશે. હવે તે વિકલ્પોને એ રીતે સમજવા કે જીવ કાલથી કરીને સ્વતોનિત્ય છે એ એક વિકલ્પ. એનો અર્થ કે આ આત્મા સ્વરૂપથીજ વિદ્યમાન છે અને કાલથી તપાસતાં નિત્ય પણ છે એમ કાલવાદીનું મત છે. કાલવાદી તે એ કે જે જગત્-માત્રને કાલકૃત માનેછે. તેઓ કહેછે કે ચંપકાશોકસહકારાદિ વનસ્પતિને કુસુમફલાદિ થવાં, હિમકણાનુષક્તશીતપ્રપાતાદિ, નક્ષત્ર, ગર્ભાધાન, વર્ષા, એ આદિ ઋતુવિભાગવ્યવસ્થા, બાલકુમાર યૌવનવલિપલિતાદિ અવસ્થાવિશેષ, એ બધું કાલવિના ઘટી શકે નહિ, કેમકે પ્રતિનિયત એવા કાલવિભાગમાંજ તે તે વાતની ઉપ-લબ્ધિ થાયછે. નહિ તો બધી અવ્યવસ્થા થઇ જાય, જે થતી નથી કે થવી જોયતી પણ નથી. વળી મગ આદિ ધાન્યનું રંધાવું પણ જગતમાં કાલવિના થઇ શકતું નથી, પણ કાલક્રમે કરીનેજ થાયછે. એમ ન હોય તો થાળી, ઇંધણાં, આદિ સામગ્રીનો સંસર્ગ થતાંજ તે સિધ્ધ થવું જોઇએ, જેમ થતુ નથી. માટે જે જે કૃતક વસ્તુ છે તે સર્વ કલાકૃત છે એ સિધ્ધ છે. કહ્યું પણ છે કેઃ—

કાલ વિના ગર્ભ, બાલ, અશુભાદિ, કાઇ નથી, લોકમાં જે જે થાયછે તે બધું કાલથીજ બનેછે—૧

કાલ વિના મગની ખીચડી પણ રંધાતી નથી, થાળી આદિ સાધન છતા પણ નથી થતી, તો કાલજ તેનુ કારણ સમજવો—૨

કાલ ન માનીએ તો ગર્ભાદિ જે જે થાય તે અવ્યવસ્થાધીન છે એમ માનવુ પડે, અને બીજાને જે ઇષ્ટ એવા હેતુમાત્રથીજ તે તે વસ્તુનો સભવ થતો જણાય—૩

કાલ છે તેજ ભૂતમાત્રને પકવે છે, કાલજ પ્રજાનો સહાર કરે છે, કાલજ ઉંઘતામા પણ જાગે છે, કાલ એજ દુરતિક્રમ છે—૪

આ સ્થલે "બીજાને જે ઇષ્ટ એવા હેતુમાત્રથીજ" એમ જે કહ્યુ તે એમ સમજવુ કે બીજા જે સ્ત્રીપુરુષસયોગમાત્રથીજ ગર્ભોત્પત્તિ કહે છે તેથીજ, તેમજ "ભૂતમાત્રને પકવેછે" એટલે પૃથ્વ્યાદિ જે પચ ભૂત છે તેના જુદા જુ ા પરિણામ રચે છે, " પ્રજાનો સહાર કરે છે " એટલે પૂર્વપર્યાયથી ખસેડી બીજા પર્યાય સાથે યોજે છે, "ઉંઘતા મા જાગેછે " એટલે કાલ એજ સુતેલાનુ પણ વિપત્તિ આદિથી રક્ષણ કરેછે, માટેજ એ કાલ દુરતિક્રમ એટલે કોઇ પ્રકારે દૂર કરી ન શકાય તેવો છે, માનવો, સ્વીકારવોજ, પડે છે

જે પ્રકારે આ એક વિકલ્પ ઘટાવ્યો તે પ્રકારે બીજો પણ ઘટાવવો તે આ પ્રમાણે જીવ સ્વત વિદ્યમાન હોઇ ઇશ્વરથી નિત્ય છે ઇશ્વરવાદી છે તે બધુ ઇશ્વરકૃત માને છે, તથા ઇશ્વરને સહજ સિદ્ધ, જ્ઞાન, વૈરાગ્ય, ધર્મ, ઐશ્વર, એ ચાર વાના, તથા પ્રાણીને સ્વર્ગાપવર્ગે પ્રેર નાર એમ માને છે કહ્યુ છે કે —

જે જગત્પતિનુ જ્ઞાન અપ્રતિહત છે, વૈરાગ્ય પણ તેવો છે તેમ ઐશ્વર તથા ધર્મ પણ તેવા છે, એમ જેને ચારે સહસિદ્ધ છે—૧

પોતાના સુખદુ ખમા રે અન્ય જતુ અસ ર્થ છે, પણ ઇશ્વરની પ્રેરણાથી સ્વર્ગનરકાદિ અનુભવે છે—૨ ઇત્યાદિ

ત્રીજો વિકલ્પ આત્મવાદીનો છે. આત્મવાદી એમ માને છે કે "પુરુષ એજ આ સર્વ" (૧, છે. ચતુર્થ વિકલ્પ નિયતિવાદિનો છે. તે આમ કહેછે:—

નિયતિ નામે તત્ત્વાંતર છે, કે જેને લઇને ભાવમાત્ર નિયત સ્વરૂપથી પ્રાદુર્ભાવ પામે છે. એથી બીજી રીતે તે સંભવે નહિ. જુઓ, જે જેની સાથે નિકટ જોડાયલું હોય છે તે તેનાથીજ નિયતરૂપે કરીને પેદા થતું જણાય છે. એમ ન હોય તો કાર્યકારણરૂપ વ્યવસ્થા, કે પ્રતિનિયતત્વરૂપ વ્યવસ્થા બને નહિ, કેમકે તેમાં પછી કશું નિયામક રહે નહિ-માટે આ પ્રમાણે સિધ્ધ થતો નિયતકાર્યકારણભાવ તેને પ્રમાણમાર્ગમાં કુશલ એવો કોણ બાધીશકે તેમ છે? કેમકે તેમ પણ તે જે પ્રમાણ માનશે તે પ્રમાણમાર્ગનોજ વ્યાઘાત થવાનો પ્રસંગ આવશે. તેજ કહ્યુ છે:—

ભાવમાત્ર નિયતરૂપથી કરીનેજ થાયછે, માટે તે સર્વે, નિયતિસ્વરૂપના અનુવિધીધા હોવાથી, નિયતિજન્યજ છે. ૧

જે, જે વખતે, જેનાથી, જેટલું, થાય, તે. તે વખતે. તેનાથી તેટલુંજ થવાનું એવો નિયતન્યાય છે, માટે નિયતિનો બાધ કરવા કોણ સમર્થ છે?—૨

પાંચમો વિકલ્પ સ્વભાવવાદીનો છે. સ્વભાવવાદી આ પ્રમાણે કહે છે:—

વસ્તુ જે સ્વતઃ પોતાની મેળેજ પરિણામ પામે તેનું નામ સ્વભાવ જાણવો. ભાવમાત્ર સ્વભાવવશાત્ પેદા થાય છે. જુઓ માટીથી કુંભજ થાય, પટાદિ સંભવે નહિ, તેમ તંતુથી પટજ થાય, કુંભાદિ

---

(૧) જુઓ ઋચા पुरुषएवेदंसर्वंयद्भूतंयच्चभव्यम्

ઘટે નહિ આવુ જે અમુકમાથી અમુકજ થાય એમ પ્રતિનિયતભવન તે સ્વભાવવિના ઘટે નહિ માટે સકલ જગત્ સ્વભાવકૃત સમજવુ તેવુજ કહે છે કે —

કંટકનુ તૈક્ષ્ણ્ય કોણ કરે છે ? મૃગ પક્ષી આદિનો વિચિત્ર ભાવ કોણ વિસ્તારે છે ? સ્વભાવથીજ આ સર્વ પ્રવર્તે છે, કામચાર કહીં પણ છેજ નહિ—૧

બોરડીનો કાટો તિક્ષ્ણ, જુ એક, તથા કુચિત છે, અને ફલ વર્તુલાકાર છે, તે કોણે કર્યું ?—ઇત્યાદિ

વળી, બીજા કાર્યાદિ તો ઠીક છે, પણ એક મગ જેવા રંધાવા તે પણ સ્વભાવ વિના બને નહિ જુઓ પાણી ઇંધણા, કાલ આદિ સામગ્રી છતા પણ ગાગડુ હોય તેવા મગ ચડતા નથી માટે જે જે ભાવ થાય છે તે અન્વય અને વ્યતિરેકે કરીને સ્વભાવાનુવિધાયીજ છે એમ ઘટાવી લેવુ, અને એમજ મગનો પાક પણ સ્વભાવકૃતજ જાણવો આમ વસ્તુમાત્ર સ્વભાવકૃત જાણવી એ પ્રમાણે સ્વત એ પદથી પાચ વિકલ્પ સિદ્ધ થયા—

એજ પ્રમાણે પરત એ કોટિમાથી પણ પાચ પાંચ વિકલ્પ સિદ્ધ થશે પરત નો અર્થ એવો છે કે પરપદાર્થથી વ્યાવૃત્ત એવારૂપે પણ આત્મા વિદ્યમાન છે, કેમકે એમ હોઇ શકે એ વાત તો સુઘટજ છે પદાર્થમાત્રના સ્વરૂપનો પરિચ્છેદ પરપદાર્થની અપેક્ષાએ લઇનેજ થઇ શકે છે, જેમકે દીર્ઘત્વાદિની અપેક્ષાને લઇનેજ હ્રસ્વત્વાદિપરિચ્છેદ મળે છે એમજ આત્માને ન ઘટપટાદિ સ્તંભાદિ જેવા પદાર્થ થકી વ્યતિરિક્ત ( વ્યાવૃત્ત ) એવા આત્મા ઉત્તમ બુદ્ધિ કરે છે આમ થયુ તેથી આત્માનુ જે સ્વરૂપ તે સ્વત નહિ પણ પરત ગ્રહણ કરી શકાય

આ રીતે એક નિત્યત્વ એવા વિભાગમાંજ દશવિકલ્પ થયા, તેટલાજ પાછા અનિત્યત્વમાં પણ થશે. એટલે એક જીવ પદાર્થનાજ બધા મળી વીશ વિકલ્પ થયા. એજ રીતે અજીવાદિ જે આઠ પદાર્થ રહ્યા તેમના પણ પ્રત્યેકના વીશ વીશ વિકલ્પ થશે, એટલે વીશને નવગણા કરતાં એકસોએંશી વિકલ્પ ક્રિયાવાદિના સિદ્ધ થશે.

પણ એક ક્ષણ પણ જેની સ્થિતિ થઇ રહેતી નથી એવા પદાર્થને ક્રિયા કેમ સંભવે ? ઉત્પત્તિની સાથેજ ભવવિનાશાદિ પણ થાય છે— એમ જે કહે છે તે અક્રિયાવાદી એટલે આત્માદિ નાસ્તિત્વવાદી જાણવા. તે કોકુલ, કાંઠેવિદ્ધિ, રોમક, સુગત, એ આદિ છે. તેમાંના કોઇ કહે છે કે:—

સંસ્કારમાત્ર ક્ષણિક છે, ને જે અસ્થિર છે તેને ક્રિયા કેવી ? તેમની ઉત્પત્તિ એજ ક્રિયા ને એજ કારણ—૧

આમના ચોરાશી વિકલ્પ થાય છે, તે આ પ્રમાણે ઘટાવવા. પુણ્ય અને અપુણ્ય એ બે પદાર્થ વિના જે સાત રહ્યા તે લેવા. તે પ્રત્યેકના સ્વતઃ અને પરતઃ એવા વિભાગ કરવા. આત્મા અસતરૂપ છે એટલે નિત્ય અનિત્ય એવા વિભાગ થવાના નહિ. કાલાદિ જે પાંચ આગળ ગણાવ્યાછે તેમાં છઠ્ઠી યદૃચ્છા ઉમેરી ને છછ વિભાગ પ્રત્યેકના કરવા. યદૃચ્છાવાદી પણ અક્રિયાવાદીમાંજ છે, એટલાજ માટે આગળ ક્રિયાવાદીના મતમાં યદૃચ્છાને ગણી નથી. ત્યારે હવે પ્રથમ વિકલ્પ એવો થયો કે જીવ સ્વતઃ કાલથકી છે નહિ એનો ભાવ એવો કે પદાર્થની સત્તા લક્ષણથી નિશ્ચય કરાય છે કે કાર્યથી, તો તેમાં આત્માનું એવુ કાંઇ લક્ષણ નથી કે જેથી તેની સત્તા સ્વીકારાય, કે તેનુ કોઇ કાર્ય પણ, જેમ અણ્વાદિથી મહાભૂતશરાદિ થાય છે, તેવું નથી, કે તેથી તેની સત્તા અનુમાનાય, એટલે

આત્મા સર્વથા નથીજ એજ પ્રમાણે ઇશ્વરથી યદૃચ્છા પર્યંત વિકલ્પમાત્ર ઘટાવવા એ રીતે છ વિકલ્પ થશે તેનો અર્થ પૂર્વની પેઠે કરી લેવો યદૃચ્છા એટલે અભિસંધિ ન છતા, અર્થપ્રાપ્તિ થાય તે એવા યદૃચ્છાવાદી કોણ છે તે કહીએ છીએ જે લોક ભાવમાત્રના સંતાનમા પ્રતિનિયત કાર્યકારણભાવ ઇચ્છતા નથી, પણ માત્ર યદૃચ્છાથીજ પ્રવૃત્તિ સ્વીકારેછે, તે યદૃચ્છાવાદી કહેવાય છે તે એમ કહે છે કે વસ્તુઓને પ્રતિનિયત કાર્યકારણભાવ છે નહિ, કેમકે પ્રમાણથી તેવુ સિધ્ધ થતુ નથી જુઓ કમલકંદમાથી કમલકંદ થાય છે તેમ ગોમયથી પણ થાય છે, અગ્નિમાથી અગ્નિ થાય છે તેમ અરણિકાષ્ઠમાથી પણ થાય છે, ધૂમથી ધૂમ થાય છે તેમ અગ્નિ અને ઇંધનના સ્પર્શથી પણ થાય છે, કદલી કદલી થાય છે ને બીજથી પણ થાય છે, વડ વગેરે બીજથી તેમ શાખાનો કટકો વાવ્યાથી પણ થાય છે, ઘહુ થી ઘહુ થાય છે તેમ વાસમાથી પણ થાય છે, માટે પ્રતિનિયત કાર્યકારણભાવ છેજ નહિ, અકસ્માત એની મેળે બધુ કહીં કહીં થયા જાય છે એમ માનવુ વસ્તુ-સ્થિતિને એક રીતની જોવા છતા અન્યથા કદાગ્રહ કરવી એમ બુધ્ધિ-માન્ કરતા નથી કહ્યુ છે કે—

જેનોનુ વિવિધપ્રમાર સુખદુઃખજાલ તે અતર્કિતોપસ્થિત છે, કાકને તાલથી જે ઘાત થયો તેવુ તે છે, એમાં બુધ્ધિપૂર્વક કાઇ નથી, અભિમાન વૃથા છે—૧

એ પ્રમાણે લોકમા જણાતુ જન્મમરણાદિ સર્વ કાકતાલીય છે એના અંત છ વિકલ્પ ત્યારે નહી થયા એજ રીતે પરત એ વિક-લ્પમાથી પણ છ વિકલ્પ સિધ્ધ થશે એમ એક જીવ પદાર્થનાજ બાર વિકલ્પ થયા એમ અજીવાદિ જે છ પદાર્થ રહ્યા તેના પણ થશે —એમ પ્રત્યેકના બાર બાર થયા એટલે સાતના મળી ચોરાશી વિક-લ્પ અક્રિયાવાદીના થયા

કુત્સિતજ્ઞાન તે અજ્ઞાન, તે જેને છે તે અજ્ઞાની. એ રૂપ-મત્વર્થીય ઇક્‌પ્રત્યયથી સાધવું. અથવા અજ્ઞાનવડે જે આચરણ કરે તે અજ્ઞાનિક, અર્થાત્ કૃતકર્મબન્ધાદિ વિકલ્પનો વિચાર ન કરતાં પ્રવૃત્તિ ચલાવનારા શાલકય, સાત્યમુગ્રિ, મૌદ, પિપ્પલ, બાદરાયણ, જૈમિની, વસ્તુ, આદિ થઇ ગયા તે. તે એ પ્રમાણે કહે છે કે જ્ઞાનથી કશું શ્રેય નથી. કેમકે જ્ઞાન હોય તો વિરુધ્ધ પ્રરૂપણારૂપ વિવાદનો યોગ આવે, અને તેથી ચિત્ત કલુષિત થાય, ને તે ભાવનાથી સંસાર-પ્રવૃત્તિ લબાતી ચાલે. પણ જ્યારે અજ્ઞાનનો આશ્રય કરાય ત્યારે અહંકારનો સભવ આવે નહિ, તેમ પારકા પ્રતિ ચિત્તકાલુષ્ય પણ થાય નહિ, ને તેથી બંધ પણ સંભવે નહિ. વળી, જે ચિંતવન પૂર્વક કર્મ કરે છે, તેને બંધ થાય છે. ને તેનો પરિણામ પણ અતિ દારુણ અવશ્ય થાય છે, કેમકે તીવ્ર અધ્યવસાયથી કર્મ થએલું છે. પણ જે મનોવ્યાપાર વિના, કાય વાક્‌કર્મપ્રવૃત્તિ માત્રથી પ્રવર્તે છે, તેને તેમાં મનનો અભિનિવેશ હોતો નથી, એટલે તેને અવશ્ય વેદના થતી નથી, કે તેને કશો દારુણ પરિણામ પણ થતો નથી; કેવલ ચુનાથી ધોળેલી અને સુકાઇ સાફ થયેલી ભીતને લાગેલા રજની પેઠે એ કર્મસંગ, પોતાનીજ મેળે, શુભ અધ્યવસાયરૂપી પવનથી વિક્ષોભ પામતાં ઉડીજશે. આવો જે મનનો અભિનિવેશાભાવ તે અજ્ઞાનાભ્યુપગમ વિના સંભવે નહિ; કેમકે જ્ઞાન હોય તેમ તો વધારે વધારે અભિનિવેશ વળગતો ચાલે. માટે મુક્તિમાર્ગે પ્રવર્તતા મુમુક્ષુઓએ અજ્ઞાનનોજ અભ્યુપગમ કરવો. જ્ઞાનનો નહિ. વળી જ્ઞાનનો અભ્યુપગમ પણ કદાપિ ઠીક છે, પણ તે કયારે ? જ્ઞાનનો નિશ્ચય કરી શકાતો હોય ત્યારે. પણ તેજ થઇ શકતો નથી ત્યાં શી વાત ? જુઓ. દર્શનમાત્ર પરસ્પરને વિરુદ્ધ એવા જ્ઞાનનો આશ્રય કરે છે, એટલે જ્ઞાનનો નિશ્ચય થઇ શકતો નથી કે આ ખરૂં કે આ. કદાપિ એમ કહો કે સકલ વસ્તુ-સમૂહના સાક્ષાત્કારવાળા ભગવદ્વર્ધમાનના ઉપદેશથી સત્યજ્ઞાન થાય-છે, બીજાથી નથી થતુ, કેમકે બીજા એવા સર્વજ્ઞ નથી, તો કહીશું

ક ઠીકછે, પણ એ એકલાજ સકલવસ્તુસમૂહસાક્ષાત્કારવાળા
હતા અને બૌદ્ધાદિસમત બુદ્ધ આદિ નહતા એમ શાથી માનવુ ? કેમકે
તેના નિશ્ચય કરાવનાર પ્રમાણ છે નહિ એટલે પૂર્વની જે શંકા છે તે
એમનીએમ રહી ત્યારે એમ કહેશો કે સ્વર્ગમાથી આવી દેવાદિએ
જેની પૂજા કરી તે શ્રીવર્ધમાનજ સર્વજ્ઞ બીજા કોઇ નહિ, તો કહીશુ
કે વર્ધમાન તો બહુ સમય ઉપર થઇ ગયા એટલે તેમના અસ્તિત્વને
સિદ્ધ કરનાર પ્રમાણ હાલ છે નહિ તે પ્રમાણ સંપ્રદાયથી ગ્રહવુ
એમ કહો તો પૂછીશુ કે તે સંપ્રદાય ધૂર્તોએ ચલાવેલો છે કે સત્પુરુષોએ,
એનો નિશ્ચય શાથી કરવો ? કેમકે તેવુ પ્રમાણ નથી, ને પ્રમાણ વિનાની
વાત અમે જરા પણ સ્વીકારી શકતા નથી, માટે બહુ વિસ્તાર કરવાની
જરૂર નથી વળી, જે માયાવી લોક છે તે જાતે અસર્વજ્ઞ છતા પણ
જગતને છેતરવા માટે પોતાનુ સર્વજ્ઞત્વ જણાવવા, કોઇ ઇંદ્રજાલના
યોગે, ઠામે ઠામ પોતાની પૂજા કરતા દેવાદિ દર્શાવી શકે, એટલે દેવા
દિએ આવીને પૂજા કરી એ વાતથી પણ સર્વજ્ઞત્વનો નિશ્ચય કેમ કરી
શકાય ? એજ વાત જૈનમતાનુયાયી સમંતભદ્રસ્તુતિકારે પણ કહેલી
છે —

દેવાગમન, આકાશગમન, ચામરાદિવિભૂતિ, એ બધાં તો
માયાવીઓનામા પણ જણાય છે, એટલે તેટલાથીજ આપ અમારા
મહત્ત્મ નથી—૧

અથવા વર્ધમાન સ્વામી સર્વજ્ઞ હતા એમ કહો, તોપણ તેમને
નામે ચાલતા ઉપમા આચારાગાદિ ઉપદેશ કોઇક ધૂર્તે ગોઠવી કાઢી
ચલાવ્યા નહિ હોય એમ શાથી માનવુ ? કેમકે અતીન્દ્રિય વિષયમા
પ્રમાણ મળવુ શક્ય નથી અથવા એમનોજ કરેલો આ ઉપદેશ છે
એમ પણ હો, તથાપિ તેનો અમુકજ અર્થ છે બીજો નથી એમ શાથી
માનવુ ? કેમકે શબ્દોના અર્થ તો લોકમા નાના પ્રકારના સભવે છે
એમ અનુભવ છે એટલે અન્યથા સભાવના પણ એ અર્થ બાબતમા

સંભવે તો વિવક્ષિતાર્થનિશ્ચય કેમ બને ! છદ્મસ્થ જે છે તે પરચિત્ત-વૃત્તિ જાણી શકતો નથી, એટલે એ વાતનો નિર્ણય થાય નહિ કે સર્વજ્ઞનો આજ અભિપ્રાય છે, ને આજ અભિપ્રાયથી આ શબ્દનો પ્રયોગ થયો છે, બીજાથી નહિ. માટે આ પ્રમાણે એકતો સંસારદુઃખને સંભાવવાના કારણથી અને બીજું નિશ્ચય થઇ શકવો અશક્ય હોવાના કારણથી, જ્ઞાન શ્રેયકારી નથી, અજ્ઞાનજ ઉત્તમ છે એ વાત નક્કી થઇ. તે અજ્ઞાનવાદીના સડસઠ પ્રકાર આ પ્રમાણે ઘટાવવા. જીવાદિ પદાર્થને એક પંક્તિએ લખી પર્યંતે "ઉત્પત્તિ" સ્થાપન કરવી. પછી પ્રત્યેકની નીચે સત્ત્વાદિ સાત વિભાગ કરવા. તે આ પ્રમાણે: સત્ત્વ, અસત્ત્વ, સદસત્ત્વ, અવાચ્યત્વ, સદવાચ્યત્વ, અસદવાચ્યત્વ, સદસદવાચ્યત્વ તેમાં સત્ત્વ એટલે સ્વરૂપથી હોવાપણું, અને અસત્ત્વ એટલે પરરૂપથી અવિદ્યમાનપણું. સદસત્ત્વ એટલે સ્વરૂપથી અને પર રૂપથી હોવા ન હોવાપણું. એજ રીતે એજ સત્ત્વ અને અસત્ત્વને એકજ ક્ષણે એકજ શબ્દથી કહેવું હોય તે જ્યારે બની શકે નહિ ત્યારે તે વાત ન કહી શકાય તેવા રૂપ અર્થનો વાચક શબ્દ યોજવો પડે એ અવાચ્યત્વ જ્યારે એક ભાગ સત્ત્વરૂપ હોય અને બીજો અવાચ્ય હોય ને તે ઉભયની વિવક્ષા એકજ ક્ષણે હોય ત્યારે તે સદવાચ્યત્વ. એમજ એક ભાગ અસદ્રૂપ અને બીજો અવાચ્ય ત્યારે અસદવાચ્યત્વ. જ્યારે એક ભાગ સત્, બીજો અસત્, અને ત્રીજો અવાચ્ય, એમ હોય ત્યારે સદસદવાચ્યત્વ. આ સાત વિકલ્પ ઉપરાંત બીજો વિકલ્પ સંભવતો નથી, કેમકે સર્વનો એમાં અંતર્ભાવ છે. એમ સાત વિકલ્પ થયા, તેને નવે ગુણતાં ત્રેસઠ વિકલ્પ પ્રાપ્ત થયા. ઉત્પત્તિ એવી જે દશમી કલ્પના કરી છે, તેના તો ચારજ વિકલ્પ થઈ શકે છે સત્ત્વ, અસત્ત્વ, સદસત્ત્વ, અવાચ્યત્વ; બીજા જે ત્રણ રહ્યા તે ઉત્પત્તિ પછીથી, પદાર્થના અવયવોને લઇને ગણી શકાય છે, માટે તે તો અત્રે સંભવતા નથી એ રીતે સડસઠ વિકલ્પ થયા.

હવે તે ઘટાવવા. કોણ જાણેછે ? તો કહે જીવ જે સત્ત્વરૂપ છે તે,

ને ચોથા સ્વભાવથી થયું સમજે છે. કોઇ અક્ષરથી ભૂતદ્વારા ગયેલું, ને કોઇ અંડમાંથી થયેલું કહે છે. આશ્રમી અહેતુક કહે છે, પૂરણ નિયતિજનિત કહે છે, પરાશર પરિણામજન્ય કહે છે, કોઇ યાદચ્છિક કહે છે. અનેક વાદી અનેક રૂપે બતાવે છે; તુરુષ્કો પણ સ્વામી નામના કોઇ દિવ્ય પુરુષથી થયુ કહે છે. એ આદિ અનેકાનેક વાદી વિદ્યમાન છે. એમનુ સ્વરૂપ હરિભદ્રકૃત લોકતત્ત્વનિર્ણયમાંથી જોઇ લેવું. એ પ્રમાણે સર્વગતાદિ જીવ સ્વરૂપ વિષે, તથા જ્યોતિશ્ચક્રાદિ ચાર સ્વરૂપ વિષે, અનેક વાદીના તર્ક છે. જુઓ. બૌધ્ધોના અઢાર નિકાયભેદ છે, અથવા વૈભાષિક, સૌત્રાન્તિક, યોગાચાર, માધ્યમિક, એ ચાર ભેદ છે. જૈમિનિના શિષ્યોની પરંપરાએ કરીને ઘણા ભેદ છેઃ—

ભટ્ટ કારિકા જાણેછે, પ્રભાકર તંત્ર જાણેછે, વામન ઉભયે જાણેછે, ને રેવાણ કાંઇ નથી જાણતો—૧

એ વિના પાણ બહૂદક, કુટીચર, હંસ, પરમહંસ, ભટ્ટ, પ્રભાકરાદિ અનેક અંતર્ભેદ છે. સાખ્યોના ચરકાદિ ભેદ છે. બીજાં પણ સર્વે દર્શનોને દેવ, તત્ત્વ, મોક્ષ, પ્રમાણ, એ આદિના સ્વરૂપ બાબત, જુદા જુદા શિષ્યોની પરંપરા પ્રમાણે કે જુદા જુદા તેમના ગ્રંથો પ્રમાણે, બહુ મતભેદ વિદ્યમાન છે આમ લોકમાં અનેક દર્શન ચાલેછે, તે સર્વનો, દેવ તત્ત્વ પ્રમાણાદિ ભેદવડે કરીને આ અલ્પ ગ્રંથમાં સમાવેશ કરવો અશકય છે, એટલે આચાર્યે અત્ર સર્વ દર્શનનો વાચ્યાર્થ કહેવાની પ્રતિજ્ઞા શીરીતે કરી ? એવા કાર્યની પ્રતિજ્ઞા કરી જે પ્રારંભ કર્યો તે તો ગગનને આંગળ ભરીને માપવાના જેવો, કે સમુદ્રના ઉભય તટના રેણુકણની ગણતરી કરવાના જેવો. કહેવાય. આવી શંકાનું સમાધાન કે જો બધા અવાંતરભેદસહિત વિવેચન કરવાનો વિચાર આરંભ્યો હોત તો એ શંકા ઠીક હતી, પણ આતો માત્ર મૂલભેદ માત્રને લઇનેજ જે દર્શનો થયાંછે તેનો વાચ્યાર્થ કહેવાની પ્રતિજ્ઞા-

કરીછે, બીજા પછી થયેલા ભેદપરત્વે કરી નથી, એટલે શંકા કરવાનો
અવકાશ નથી અમે "સર્વ" શબ્દનો અર્થ સમજાવતી વેળા પૂર્વે પણ
આ વાત કહેલીજ છે, છતાં તમે વિસ્મરી ગયા એજ વાત ગ્રંથકાર
પણ સાક્ષાત્ કહેછે—૧

દર્શનો અત્ર, દેવતા તત્ત્વભેદથી કરીને મૂલભેદ અપેક્ષાથી,
છજ, બુદ્ધિમાને જાણવા—૨

અત્ર—એટલે આ પ્રસ્તુત ગ્રંથમાં, અર્થાત્ આ સ્થાને દેવતા
તત્ત્વાદિ ભેદથી કરીને જે મૂલબીજ ભિન્ન છે એવા માત્ર છ દર્શનજ
કહેવાનાં છે એમ બુદ્ધિમાને સમજવું, અવાંતર ભેદાદિથી કરીને તેથી
પણ અધિક છે એમ ન જાણવું, કેમકે તેમનો એ મુખ્ય છમાંજ
અંતર્ભાવ છે "છજ" છે એમ નિશ્ચયાત્મક અવધારણપૂર્વક કહેવા
માટે "જ" એ અવ્યય ઉમેર્યો છે મૂલ ભેદ છજ છે એમ માનવાનું
શું કારણ? તો કહેછે કે દેવતા તત્ત્વભેદથી કરીને, દેવ એજ દેવતા,
કેમકે દેવ શબ્દને સ્વાર્થિક તલ્ પ્રત્યય લાગી દેવતા થાયછે, તત્ત્વ એટલે
પ્રમાણથી નક્કી કરેલા પારમાર્થિક મત એવા જે પદાર્થ તે, એમ દેવતા
અને તત્ત્વ એ બંનેનો દ્વંદ્વ સમાસ કરી, તેના ભેદને લીધે એમ જાણવું
એવો ભાવાર્થ છે કે દેવતા અને તત્ત્વ તે ઉપર જોતા દર્શનોના મૂલ
છજ ભેદ થઈશકે છે, માટે તેટલાજ અત્ર કહ્યા છે, પછીના અવાંતર
ભેદની વિવક્ષા અત્ર કરી નથી અર્થાત્ આ ગ્રંથકર્તાએ વાત સ્પષ્ટ કરી
કે, સર્વ "દર્શન" એમ કહ્યા છતાં, "સર્વ" એટલે માત્ર છજ એમ
સમજવું—૨

તેના નામ —

આદ્ય બૌદ્ધ, નૈયાયિક, સાંખ્ય, જૈન, વૈશેષિક, અને
જૈમિનીય, એ આ દર્શનોના નામ—૩

બુદ્ધ સાત છેઃ વિપર્શ્વ, શિખી, વિશ્વભૂ, કકુચ્છેદ, કાંચન, કાશ્યપ, શાક્યસિંહ તેમનુ જે દર્શન તે બૌદ્ધ. ન્યાય, એટલે ન્યાય તર્ક, જે અક્ષપાદ( ગૌતમ )પ્રણીત ગ્રંથ તેને જે શીખે છે તે નૈયાયિક, તેમનું જે દર્શન તે નૈયાયિક સંખ્યા એટલે પ્રકૃત્યાદિ પચીશ તત્વ વ્યવસ્થા, જે જાણે છે અથવા શીખે છે તે સાંખ્ય. અથવા તાલવ્ય શકારથી "શાંખ્ય" એવો પણ ઉચ્ચાર છે એમ વૃદ્ધામ્નાય છે. તેનો એમ અર્થ કે શંખ નામે કોઇ આદિપુરુષ થઇ ગયો તેમની પરંપરા તે, ગર્ગાદિત્વને લઇને યઞ્ પ્રત્યય કરતાં, શાંખ્ય એમ કહેવાય, ને તેનું જે દર્શન તે પણ શાંખ્ય કહેવાય જિન એટલે ઋષભાદિ ચોવીશ અર્હત થયા તે, તેમનું જે દર્શન તે જૈન એ ઉપરથી ચોવીશે જિનનુ એકજ મત છે, તેમને પરસ્પર કાંઇ મતભેદ નથી એમપણ બતાવ્યું. નિત્ય દ્રવ્યને વિષે રહેનારા જે અંત્ય અવયવી તે વિશેષ કહેવાય. તેને વિનયાદિક સ્વાર્થિક ઠકણ્ પ્રત્યય કર્યો, એટલે થયું રૂપ વૈશેષિક તેમનું જે દર્શન તેને જાણનાર અથવા ભણનાર તે વૈશેષિક, ને તેનુ દર્શન તે પણ વૈશેષિક. જૈમિનિ એ નામનો કોઇ, તે મતનો, આદિપુરુષ થઈ ગયો, તેનું જે મત તે જૈમિનીય, જેનુ બીજુ નામ મિમાંસક પણ છે. "અને" એ શબ્દ સમુચ્ચયવાચક છે. આ છ એ દર્શનોનાં નામ. "અહો" એ શિષ્યને આમંત્રણ કરવાનો શબ્દ છે. આમંત્રણ એટલે ચિત્તના વ્યાસંગનો ત્યાગ કરાવી શાસ્ત્ર શ્રવણ માટે અભિમુખ કરવું તે. જેવો ઉદ્દેશ તેવોજ નિર્દેશ પણ જોઇએ એ ન્યાયને અનુસરી પ્રથમ બૌદ્ધમતનુ વિવેચન આરંભે છે.

તેમાં હવે બૌધ્ધમતમાં દેવતા સુગત છે, જે દુઃખાદિ ચાર-આર્યસત્ય તેનો પ્રરૂપક છે—૩

"તેમાં" એ શબ્દ નિર્ધારણાર્થક છે. "હવે" એટલે બીજાં દર્શન રહેવા દઇ એક બૌધ્ધમતમાંજ એમ સમજવું. અત્ર પ્રથમથી, બૌદ્ધ

માર્ગ એટલે નિરોધના હેતુ રૂપ જે નૈરાત્મ્યાદિ ચિત્તાકારવિશેષ તે. મૃગ્ ધાતુ અન્વેષણાર્થક છે, તેમાંથી અન્વેષાય છે, શોધાય છે, જે નિરોધાર્થીથી, એમ અર્થ કરી માર્ગ શબ્દ સિધ્ધ કરવો. નિરોધ એટલે ચિત્તની ક્લેશ રહિત અવસ્થા. રાગદ્વેષોપહત ચિત્તરૂપી સંસારનો જેનાથી નિરોધ થાય છે તે નિરોધ શબ્દ કરણાર્થક ઘઞ્ પ્રત્યયથી રુધ્ ધાતુમાંથી સિધ્ધ કરવો એજ મુક્તિ. મૂલમાં જે "દુઃખાદિ" એમાં આદિ શબ્દ છે તે, અનેકાર્થ છતાં, અત્ર વ્યવસ્થાર્થકજ માનવો. કહ્યું છે કે, સામીપ્ય, વ્યવસ્થા, પ્રકાર, અવયવ, એ ચાર અર્થમાં આદિ શબ્દનો પ્રયોગ થાય છે, ગ્રામાદિ એ ઘોષ છે ત્યાં સામીપ્યાર્થે, બ્રાહ્મણાદિ વર્ણ એમાં વ્યવસ્થાર્થે, ધનવાન્ દેવદત્તાદિ તેમાં પ્રકારાથ, અને સ્તંભાદિ તે ગૃહ તેમાં અવયવાર્થે, આદિ શબ્દ છે પણ આ સ્થાને તો માત્ર વ્યવસ્થાર્થેજ સંભવે છે એટલે દુઃખ છે આદિ કહેતાં પ્રથમ જેમાં તે ચાર, એમ બહુવ્રીહિથી અર્થ કરવો.

હવે દુઃખતત્ત્વની વ્યાખ્યા થાય છે.

**દુઃખ એટલે સંસારી જે સ્કંધ જે પાંચજ છે તેઃ વિજ્ઞાન, વેદના, સંજ્ઞા, સંસ્કાર, રૂપ—૪**

દુઃખ તત્ત્વનું સ્વરૂપ કહેછે. સંસારી એટલે એક સ્થાનેથી બીજે સ્થાને એમ અનંત સ્થાન પ્રતિ જેનું સંસરણ છે તે, અર્થાત્ એકથી બીજા એમ અનંત ભવમાં ભટકનાર તે સંસારી, જે અત્ર સ્કંધ છે. સચેતન વા અચેતન પણ પરમાણુસમૂહ વિશેષ એવા જે સ્કંધ તે પાંચ છે. પાંચજ છે એમ સાવધારણ વચન જાણવું ને તેથી એ પાંચ કરતાં અધિકનો સંભવ સમજવો નહિ, અર્થાત્ એ વિના કોઇ "જીવ," "આત્મા," એવો બીજો સ્કંધ છે એમ ન જાણવું. તે પાંચ વિજ્ઞાનસ્કંધ, વેદનાસ્કંધ, સંજ્ઞાસ્કંધ, સંસ્કારસ્કંધ, રૂપસ્કંધ. રૂપવિજ્ઞાન, રસ વિજ્ઞાન, એ આદિ નિર્વિકલ્પકવિજ્ઞાન, એટલે વિશિષ્ટજ્ઞાન, તે

આ પ્રમાણે સમજવુ આલોચનામાત્ર
વિજ્ઞાનસ્કંધ નિર્વિકલ્પકજ્ઞાન આ પ્રમાણે સમજવુ, ને બાલ મૂક,
એવુ એક પ્રથમ જ્ઞાન ગ ભવે છે જે નિર્વિકલ્પ જાણવુ, શુદ્ધવસ્તુથી થયેલુ સામાન્ય
એ આદિ જે વિજ્ઞાન રહે છે, તેવુ, એ વેદના, ને તેજ વેદનાસ્કંધ
સુખરૂપા, દુ ખરૂપા, ને અદુ ખરૂપા, પ્રાપ્ત થાય છે સુગતે કદાચિત્ ભિક્ષા-
વેદના, પૂર્વકૃત કર્મના ફલરૂપે અહીંથી એકાણુમા કલ્પમા
થ ફરતા પગમા કાટો વાગ્યો ત્યારે કહ્યુ છે ફલરૂપ છે ભિક્ષુઓ !
મે ભાલાથી એક પુરુષ હણ્યો છે, તે કર્મના નિમિત્તોદ્ગ્રહણાત્મક જે પ્રત્યય તે સંજ્ઞા
મને આ પગમા કાટો વાગ્યો ગાય એમ ગ્રહણ થવા
સ્કંધ ગાય એવી સંજ્ઞા છે, તેમા ગાયપણુ એ ગાય એટલે એ નિમિત્ત અને
નુ નિમિત્ત છે તેવા નિમિત્તનુ ઉદ્ગ્રહણ અયોજના થાય ત્યારે
પ્રત્યક્ષ જે પિંડ (ગાય) છે તે અને યોજવાપણુ તે એ આ પ્રમાણે જતિ વ્યક્તિનો
"ગાય" એ સંજ્ઞા સિદ્ધ થાય પ્રત્યય એટલે સંજ્ઞાસ્કંધ પુણ્યાપુણ્યા
યોગ કરીને જે સવિકલ્પક જ્ઞાન થાય તે એ સંસ્કારના પ્રબોધથી પૂર્વાનુ
દિ ધર્મસમુદાય તે સંસ્કારસ્કંધ, કે જે પૃથિવી ધાત્વાદિ, રૂપાદિ, એ રૂપ
ભૂત વિષયનુ સ્મરણાદિ ઉઠાવે છે "જીવ" એવો પદાર્થ, સુખ દુ ખ
સ્કંધ આ પાચ સ્કંધ વિના કોઇ થતો નથી અનુમાન
ચ્છાજ્ઞાનદ્વેષાદ્યાધારભુત, પ્રત્યક્ષથી તો સિદ્ધ સાથે અવ્યભિચરિત સાદૃશ્ય
થી પણ સિદ્ધ નથી થતો કેમકે તેની અનુમાન એ બે વિના,
વળી લિંગ જડતુ નથી અને પ્રત્યક્ષ તથા માનતા નથી માટે
અર્થગ્રહણમા ઉપયુક્ત થાય એવુ કોઇ પ્રમાણ નિત્ય, કે કાઇક
સ્કંધ પાચજ છે, તે ક્ષણમાત્રાવસ્થાયીજ જાણવા, ક્ષણિક છે એમ જ્યા
કાલાવસ્થાયી, એવા જાણવા નહિ સર્વ સંસ્કાર દુ ખતત્ત્વના પંચ સ૦
પ્રકરણ આવશે ત્યા એ વાત સ્પષ્ટ કરાશે તેની વ્યાખ્યા કરે છે —
બતાવી, તેના કારણ રૂપ જે સમુદય તત્ત્વ અને માટે એ રૂપી અખિલ-

જેનાથી લોકમા રાગાદિનો
ગણ ઉદય પામે છે, તે સમુદય કહેવાય—૫

જેનાથી એટલે જે સમુદય તત્ત્વથી લોકમા એટલે જગતમા રાગ-
દ્વેષાદિ દોષનો ગણ એટલે સમૂહ, અખિલ એટલે જેટલો દોષ તેટલો,

ઉદય પામેછે, પેદા થાયછે, તે સમુદય. રાગદ્વેષાદિ ગણ કેવો તે કહેછે કે હું અને મારૂં એ રૂપી. હું એટલે પોતે, મારૂં એટલે પોતાના સંબંધી જે જે હોય તે, તે એરૂપી, અર્થાત્ પોતાનું અને પારકું એ રૂપી પણ, એમ સમજવું. એટલે કે રાગ દ્વેષાદિ છે તે પોતાના સબંધથી કે પારકાના સંબંધથી પેદા થાય છે, ને તે રીતે જેથી તે પેદા થાય છે, તેનું નામ સમુદયતત્ત્વ, બૌદ્ધમતમાં કહેવાય છે આ શ્લોકના મૂલ સંસ્કૃતના ઉત્તરાર્ધમાં અષ્ટાક્ષર ને નવાક્ષર એમ બે પાદ છે, તે છંદાંતર છે એમ જાણી છંદોભંગ ન ગણવો, કેમકે પ્રસ્તુત શાસ્ત્ર આર્ષ છે, ને આર્ષત્વથી સર્વ પ્રયોગ પ્રમાણ છે. સંસારની પ્રવૃત્તિના નિમિત્ત રૂપ દુઃખ અને સમુદય એ તત્ત્વનાં વિરોધી બીજાં બે માર્ગ અને નિરોધ તે તત્ત્વની વ્યાખ્યા કરે છે.

**સર્વ સંસ્કાર ક્ષણિક છે એવી વાસના જેમાં બંધાઈ છે તે માર્ગ; અને નિરોધ તે મોક્ષ—૬**

અત્યંત સૂક્ષ્મ જે કાલ તે ક્ષણ કહેવાય, તેમાં જેની ઉત્પત્તિ છે તે ક્ષણિક. એટલે ક્ષણમાત્રાવસ્થાયી. સર્વ સંસ્કાર એટલે સર્વે પદાર્થો, તે ક્ષણવિનશ્વર, ક્ષણિક, છે એ વાત બૌદ્ધો આ રીતે સમજાવે છે. પોતાના કારણથી ઉત્પન્ન થતા પદાર્થ વિનાશીસ્વભાવવાળા પેદા થાય છે, અથવા અવિનાશી એટલે નિત્યસ્વભાવવાળા થાય છે? જો નિત્યસ્વભાવવાળા હોય તો ક્રમ અને યૌગપદ્ય એ હેતુને લઇ, તેમનામાં જે અર્થક્રિયા કરવાપણું વ્યાપક રૂપે હોવું જોઇએ તે આવશે નહિ, તેથી તેના વ્યાપ્ય જે પદાર્થ તેનો પણ અભાવ થવા જશે. એ વાત સ્પષ્ટ કરીએ. જેનાથી અર્થક્રિયા સબવે તેનું નામ પરમાર્થસત્ એમ આ દર્શનમાં મનાય છે હવે જે નિત્ય પદાર્થ થયો તે અર્થક્રિયા પ્રતિ પ્રવર્તે ત્યાં તે પ્રવૃત્તિ ક્રમે કરીને કરે છે, કે યૌગપદ્ય એટલે એકી વખતે બધી પ્રવૃત્તિ થઇજાય એ રીતે કરે છે? ક્રમથકી પ્રવર્તેછે એમ નહિ કહેવાય, કેમકે જે વખતે તે પદાર્થ એક અર્થક્રિયા સિદ્ધ કરે છે, તે વખતે તેનામાં અન્ય અર્થક્રિયા સાધવાનો સ્વભાવ છે કે નથી? જો છે એમ કહો તો, ક્રમથકી અર્થક્રિયા સાધે છે એમ

પોતાના કારણમાંથી તે નિત્ય સ્વભાવવાળા પેદા થાયછે એ પક્ષ ખોટો છે. ત્યારે અનિત્ય સ્વભાવવાળા થાય છે એમજ માનવું પડે. તેમ માનો ત્યારે તો અમે જે અશેષ પદાર્થનું ક્ષણિકત્વ કહીએ છીએ તેજ સિધ્ધ થવામાં બાધ રહ્યો નહિ. તેજ કહ્યું છે કે: પદાર્થોના વિનાશનો હેતુ તેમનો જન્મ એજ છે, જે જન્મતા સાથેજ ધ્વંસ પામેલો નથી તે પછીથી શાનાથી ધ્વંસ પામનારો છે? એ ઉપર કોઇ શંકા કરશે કે પદાર્થનું અનિત્યત્વ તો છેજ, પણ ઘટાદિકને જે સમયે મુદ્ગરાદિ વિનાશસામગ્રીનો સંબંધ થાય તેજ ક્ષણે તેનો નાશ થાય છે, પરંતુ કાંઇ પ્રતિક્ષણ વિનાશ થયાં જતો નથી, એટલે વિનાશકારણની અપેક્ષા કરવાવાળા એવા અનિત્ય પદાર્થોને ક્ષણિકત્વ કહી શકાય નહિ. તેનું સમાધાન કે આવી શંકા કરવી તે જેણે ગુરુસેવા યથાર્થ કરીને જ્ઞાન પ્રાપ્ત કર્યું નથી તેનું કામ છે. કેમકે મુદ્ગરાદિ સામગ્રી પ્રાપ્ત થતાં પણ ઘટાદિનો અંત્યક્ષણને વિષે જે નાશ થવાનો સ્વભાવ છે, તે સ્વભાવ તે ઘટાદિમાં પોતાની ઉત્પત્તિ સમયે હતો કે નહિ? જો હતો એમ કહો તો ઉત્પત્તિ સમયથીજ અનિત્યત્વ અથવા ક્ષણિકત્વ આવ્યું, જો ન હતો એમ કહો તો જે ઉત્પત્તિ સમયે સ્વભાવથીજ ન હોય તે પછીથી ક્યાંથી આવી પડે? કદાપિ એમ કહેશો કે એવોજ એ પદાર્થનો સ્વભાવ છે કે કેટલોક કાલ સ્થિતિ ભોગવી પછી વિનાશ પામવો, તો તો મુદ્ગરાદિ સામગ્રી પ્રાપ્ત થયે સતે પણ તેનો તે સ્વભાવ ટળશે નહિ, અને તે તે કાલથી પણ પાછું તેણે સ્થિતિમાં રહેવું જોઇશું, ને એમ વારંવાર થતાં, મુદ્ગરાદિના હજારો પ્રહારથી પણ પદાર્થનો નાશ થશે નહિ. એટલે ઘટાદિ પદાર્થ કલ્પાંતસ્થાયી થવાના, ને એમ થયું ત્યારે જગદ્વ્યવહારવિલોપપ્રસંગનું પાપ પણ લાગવાનું. માટે બલાત્કારે પણ ક્ષણિકત્વનો સ્વીકાર કર્યા વિના છૂટકો નથી. પ્રયોગ એવો છે કે જે ક્ષણિકસ્વભાવવાળું છે તે ઉત્પત્તિકાલે પણ તેવુંજ છે જેમકે અન્ત્યક્ષણવૃત્તિ ઘટસ્વરૂપ, માટે એ અનુમાનથી રૂપ રસાદિ પણ પોતાની ઉત્પત્તિના સમયથીજ વિનાશી સ્વભાવવાળાં છે આમ વિનાશનો જે હેતુ હોય તે અકિંચિત્કર છે એટલે પોતે પોતાના હેતુથીજ પદાર્થમાત્ર ઉત્પત્તિ સમયથીજ ક્ષણિક

છે ત્યારે બીજી શંકા થશે કે જો પદાર્થો ક્ષણમાત્રમાંજ ક્ષય પામવાવાળા, ક્ષણક્ષયી, હોય તો 'જે પૂર્વે જોયેલું તેજ આ" એવું જ્ઞાન કોઇ પદાર્થ વિષે સંભવે કેમ' એનું સમાધાન આમ છે એક એકને અત્યંત સદૃશ એવા અપરાપર ક્ષણના ઉદયથી, તેમ અવિદ્યાના અનુબંધથી, પૂર્વક્ષણના પ્રલય સમયેજ, એક દીપકલિકામાં બીજી ઉત્પન્ન થાય છે, તેમ પૂર્વના જેવોજ બીજો ક્ષણ ઉદય થાય છે સમાનાકારવાળા જ્ઞાનની પરંપરાના પરિચયના દીર્ઘ પરિણામને લીધે, તથા આવા નિરંતર ઉદયને લીધે, અત્યંત ભિન્ન એવો દ્વિતીયક્ષણ, પણ તેનો તેજ પૂર્વક્ષણ હોય એમ લાગેછે અને નિત્ય કાપવામાં આવતા નખ કેશાદિને વિષે તે તેના તેજ છે એવી પ્રતીતીનો પ્રત્યક્ષ અનુભવ પણ છેજ માટે આ વિષયમાં પણ તેમ સંભાવના કરવામાં બાધ નથી એટલે આટલી વાત નિશ્ચય સિદ્ધ થઇ કે જે સત્ છે તે ક્ષણિક છે માટેજ મૂળમાં બહુ યુક્તિપૂર્વક કહ્યું કે "સર્વે સંસ્કાર ક્ષણિક છે" "એવા" એ શબ્દથી એમ બતાવ્યું છે કે કોઇ પણ પ્રકારે આત્મા કે જીવ એવો પદાર્થ માનવો નહિ, પણ કેવલ જ્ઞાનક્ષણનો સંતાનજ વ્યવહાર માટે બસ છે ત્યારે એમ અર્થ થયો કે સર્વ પદાર્થ ક્ષણિક છે અને આત્મા છે નહિ, એવા આકાર વાળી, જે વાસના, અર્થાત્ પૂર્વજ્ઞાનજનિત, અને શક્તિપરંપરાથી ઉત્તર જ્ઞાનમાં આવેલી, એવી માનસપ્રતીતિ, તેનું નામ માર્ગ એ નામનું આર્યસત્ય જાણવું એજ અર્થ કે સર્વ પદાર્થનું ક્ષણિકત્વ અને આત્માનું નાસ્તિત્વ એવો જે ચિત્તનો વિશેષાકાર તે માર્ગ એજ નિરોધનું કારણ છે તેજ હવે જે ચતુર્થ આર્યસત્ય તે કહેવાય છે નિરોધ નામનું જે તત્ત્વ તેજ મોક્ષ, અથવા અપવર્ગ કહેવાય છે, અર્થાત્ ચિત્તની નિઃક્લેશાવસ્થા તેજ નિરોધ એટલે મુક્તિ એમ જાણવું

આ દુઃખાદિ ચાર આર્યસત્ય જે ગ્રંથકારે હમણાં કહ્યાં તે સૌત્રાન્તિકમતાનુસાર કહ્યાં એમ જાણવું વૈભાષિકાદિ ભેદની અપેક્ષા વિના બૌદ્ધમતમાં સામાન્યતઃ તો જે બાર પદાર્થ મનાય છે તે કહેવા માટે હવે પ્રવર્તે છે —

પંચેંદ્રિય, શબ્દાદિ પાંચ વિષય, માનસ, અને ધર્માયતન, એ દ્વાદશ આયતન કહેવાય—૭

પંચેન્દ્રિય તે શ્રોત્ર ચક્ષુ ઘ્રાણ રસન સ્પર્શન એ પાંચ પાંચ વિષય તે શબ્દ રૂપ રસ ગંધ સ્પર્શ એ પાંચ જે ઇંદ્રિયોથી ગ્રાહ્ય છે. માનસ તે ચિત્ત જેનું શબ્દાયતન એવું બીજું પણ નામ છે ધર્મ તે સુખદુઃખાદિ તેનું આયતન એટલે સ્થાન તે શરીર. એ બાર આયતન એટલે એ નામનાં તત્ત્વ કહેવાય " અને " એમ કહ્યું છે તેથી આગળ કહ્યાં છે તે દુઃખાદિ છે એટલુંજ નહિ પણ આ બાર આયતન પણ છે એમ બતાવવા કહ્યું છે. એ આયતન ક્ષણિક જાણવાં. કેમકે બૌદ્ધો અત્ર આ પ્રમાણે કહેછેઃ અર્થક્રિયાલક્ષણ જે પૂર્વોક્ત સત્ત્વ તે પૂર્વોક્તરીત્યા અક્ષણિકથી ભિન્ન થઇ ક્ષણિકત્વમાંજ રહેલું છે. એમ છે એટલે ક્ષણિકત્વાનુમાન સુલભ છે. જે સત્ છે તે ક્ષણિક છે, જેમ દીપજ્યોતિરાદિ; બાર આયતનો પણ સત્ છે—એટલે તે બાર આયતન વિના બીજું કાંઇ તો છે નહિ, એટલે જે છે તે બધું ક્ષણિક છે. એમ બારે આયતનનું ક્ષણિકત્વ સિદ્ધ છે.

આ પ્રમાણે સૌત્રાન્તિકમતથી ચારદુઃખાદિતત્ત્વ અને સામાન્યતઃ બૌદ્ધમતથી આયતનરૂપ બારતત્ત્વ, પ્રતિપાદન કરી, હવે પ્રમાણનું વિશેષ લક્ષણ કહેવાનુ છે. તે સામાન્યલક્ષણ વિના થઇશકે નહિ, માટે પ્રથમ પ્રમાણનું સામાન્યલક્ષણ કહેવાય છે. પ્રમાણ એટલે અવિસંવાદિ જ્ઞાન. જે અવિસંવાદવાળું જ્ઞાન તે પ્રમાણ અવિસંવાદકત્વ તે અર્થપ્રાપકત્વથી વ્યાપ્ત સમજવુ, કેમકે જે અર્થપ્રાપ્તિ કરાવતું નથી તે અવિસંવાદી કહેવાય નહિ, જેમકે શૌક્તિક જ્ઞાન. અર્થપ્રાપકત્વ છે તે પ્રવર્તકત્વથી વ્યાપ્ત છે, કેમકે જે પ્રવૃત્તિ નથી કરાવતું તે અર્થપ્રાપકત્વ પણ નથી મનાતુ એજ રીતે પ્રવર્તકત્વ પણ વિષયોપદર્શનથી વ્યાપ્ત જાણવું, કેમકે વિષયનુ દર્શન કરાવતુ

ન હોય તે પ્રવર્તક કહેવાય નહિ (૧) જ્ઞાન છે તે હાથે ઝાલીને કાંઇ પુરુષને પ્રવર્તાવતું નથી, પોતાનો જે વિષય હોય તેનું બરાબર દર્શન કરાવે એજ તેનું પ્રવર્તકત્વ કે પ્રાપકત્વ કહેવાય સ્વવિષયોપદર્શકત્વ-વિના બીજું પ્રાપકત્વ છેજ નહિ તે પ્રામાણ્ય શક્તિરૂપ જાણવું કહ્યું છે કે પ્રાપણશક્તિ તેજ પ્રમાણતા, તેજ પ્રાપકત્વ આ પ્રમાણે સ્વ-વિષયોપ દર્શક એવા પ્રમાણ તો માત્ર બેજ છે, પ્રત્યક્ષ, અને અનુમાન, બીજાં જ્ઞાન નહિ માટે તેમનુંજ લક્ષણ કરવું જોઇએ, તે બન્નેમાં અવિસંવાદકત્વરૂપ લક્ષણ છે કેમકે પ્રત્યક્ષથી કરીને, અર્થક્રિયા સાધક એવી વસ્તુ ગ્રહણ થાય છે, અને જણાય છે અનુમાનથી પણ પ્રત્યક્ષ એવું જે લિંગ તેની સાથે અવ્યભિચરિત સાહચર્ય હોવાને લીધે વસ્તુ જણાય છે એમ આ બે પ્રમાણ સ્વવિષયનું યથાર્થ દર્શન કરાવે છે એજ તેમનું પ્રાપકત્વ છે યદ્યપિ પ્રત્યક્ષમાં જે જ્ઞાન થાય તે માત્ર ક્ષણનુંજ થાય, ને તે તો ઉત્પન્ન થતા સાથેજ નાશ પામે છે, એટલે તેનું ગ્રહણ કેમ થઇ શકે એવી શંકા બનશે, તથાપિ ક્ષણ સંતાન છે તે પ્રત્યક્ષનો વિષય થઇ પ્રાપ્યતાને પામે છે એમ સમાધાન સમજવું અનુમાનમાં તો લિંગના દર્શન ઉપરથી કલ્પાયલો એવો સ્વાકાર માત્ર ગ્રાહ્ય છે, બાહ્યપદાર્થ ગ્રાહ્ય નથી, અને જે પ્રાપ્ય વસ્તુ છે તે સ્વાકાર ભિન્ન છે એમ જણાય છે એટલે પ્રાપકત્વ સિદ્ધ થવાથી એ જ્ઞાનનું પણ પ્રમાણપણું થયું આ ઉપરથીજ કહ્યું છે કે આ બે પ્રમાણથી વસ્તુપરિચ્છેદ કરીને પ્રવૃત્તિ કરનાર કદાપિ નિષ્ફ-લ થતો નથી પ્રાપ્ય એવી જે વસ્તુ તે પણ નિયત દેશકાલાકારવાળી પ્રાપ્ય થાય છે, એટલે તેવી વસ્તુના ઉપદર્શક એવા પ્રત્યક્ષ અને અનુ-માન તે પ્રમાણભૂત છે, બીજાં જ્ઞાન નહિ આમ હોવાથી "શબ્દ

---

૧ "કેમકે 'થી તે "નહિ" સુધીની સંસ્કૃતપંક્તિ લેખક સંતસુક થી ઉડાવી દીધી છે પણ અર્થસંગતિ રૂપથી કલ્પીને આ અનુવાદ લખ્યો છે

પીળો છે" એવા જ્ઞાનને પ્રાપકત્વ છતાં પણ પ્રામાણ્યત્વ આવવાનું નહિ કેમકે તેનાથી જે વસ્તુ બતાવાઇ તે પ્રાપ્ત થવાની નહિ. જે દેશકાલ અને આકારવાળી વસ્તુ એ જ્ઞાનનો વિષય થઇ તે દેશકાલ અને આકારવાળી વસ્તુ પ્રાપ્યજ નથી. જે જેવે પ્રકારે પ્રાપ્ત થાય છે તે તેવે પ્રકારે એ જ્ઞાનથી બતાવાયું નથી, કેમકે દેશકાલ ને આકાર એ ત્રણ ભેદથી પ્રત્યેક વસ્તુનો અવશ્ય વિભાગ થઇ ચુકેલો છે. આમ હોવાથી એવા જ્ઞાનને પ્રદર્શિતાર્થપ્રાપકત્વ ન થયું, એટલે પ્રામાણ્ય પણ ન થયુ. જે બે પ્રમાણ કહ્યાં તે ઉપરાંત બીજાં કોઇ શબ્દાદિ જ્ઞાન પ્રદર્શિતાર્થ પ્રાપકત્વને લીધે પ્રમાણ થઇ શકતાં નથી. તેનો વિષય જે હોય તે દેશકાલ આકારાદિથી અવશ્ય નિયત એવે રૂપે જણાવાનો નથી એટલે તે વિષયની, અસત્ જેવો થવાથી, પ્રાપ્તિ થઇ શકતી નથી. તેમના વિષય રૂપ અર્થનું આવું અનિયતત્વ તે સાક્ષાત્ કે પરંપરાથી સિદ્ધ થઇ શકે છે, પ્રતિપાદ્યાદિ અર્થની ઉપપત્તિ થતી નથી. માટે અર્થપ્રાપણશક્તિરૂપ જે અવિસંવાદકત્વ તેજ, પ્રામાણ્યત્વ છે, ને તે કહ્યાં તે બે પ્રમાણમાંજ રહેલુ છે. પ્રમાણથી અર્થનું ઉપદર્શન થાય એજ જેનુ નિમિત્તછે એવી પ્રાપણશક્તિ તો નિશ્ચય તેવા ઉપદર્શન પછી જે વિકલ્પ થાય તેનાથી બની આવે છે. પ્રત્યક્ષ તેજ દર્શન એ નામથી પણ કહેવાય છે, કેમકે અર્થદૃષ્ટિથી ઉદ્ભવે છે; અને અર્થદર્શક એવા પોતાના સ્વરૂપનો પ્રામાણ્યનિશ્ચય પોતાના દર્શનાનુરૂપ અનુવ્યવસાયથી કરીલે છે. અર્થાત્ પદાર્થ અથવા વસ્તુ અથવા વિષય તેનું અવશ્ય ઉપદર્શન થાય એ રૂપી પ્રાપણશક્તિ તેજ જેનું નિમિત્ત છે એવું જે પ્રામાણ્ય તે સ્વતોગ્રાહ્ય છે, એમ નિશ્ચય જાણવો, પ્રામાણ્ય પોતાના જ્ઞાનમાટે, પદાર્થો જેમ પોતાના જ્ઞાનમાટે રાખેછે તેમ, જ્ઞાનાન્તરની અપેક્ષા કરેછે એમ સમજવુ નહિ. આ પ્રમાણે અવિસંવાદકત્વ એજ પ્રમાણનું સામાન્ય લક્ષણ સિદ્ધ થયું. હવે પ્રમાણનું વિશેષ લક્ષણ બતાવવા માટે પ્રથમે પ્રમાણસંખ્યાનો નિયમ કરે છે:—

**તથા બૌદ્ધમતમાં પ્રમાણ બેજ જાણવાં: પ્રત્યક્ષ અને અનુમાન, કેમકે પ્રમાણભૂત જ્ઞાન બેજ પ્રકારે છે—૮**

"તથા" શબ્દ પૂર્વોક્તત-ત્વાપેક્ષાથી સમુચ્ચયનો બોધક છે "જ" એ અવધારણાર્થક છે એટલે આવો અર્થ થયો બૌદ્ધ-મતમાં બેજ પ્રમાણ જાણવાં, એક, ત્રણ, ચાર, પાંચ, કે છ, એમ નહિ એટલે એમ ચાર્વાક સાંખ્યાદિ દર્શનોવાળાએ જે પ્રમાણ માન્યાં છે તેને લઇ તેમનો આક્ષેપ કર્યો તે બે કીયા તો કહે છે કે પ્રત્યક્ષ અને અનુમાન શા માટે તે બેજ ? તો કહેછે કે પ્રમાણભૂત એટલે વિપરીત નહિ એવું અર્થાત્ અવિસંવાદિજ્ઞાન દ્વિધા, બેજ પ્રકારથી, થાય છે "વાક્યમાત્ર અવધારણયુક્ત" છે આ ન્યાય-ને અનુસરી "બેજ" પ્રકારે એમ સાવધારણદ્વિધાત્વ કહ્યું તેથી ત્રિધા, ચતુર્ધા, એકધા આદિનો નિષેધ કર્યો અહીં કેટલાક શંકા કરે છે કે આ સ્થાને 'બેજ પ્રકારે' એમ કહેવાથી એકધા ત્રિધાદિ પ્રકારે નહિ એમ અન્ય પ્રકારના સંસર્ગનો અત્યંત વ્યવચ્છેદ કર્યો, તેજ રીતે "ચૈત્ર ધનુર્ધર છે" એ સ્થાને પણ "સર્વ વાક્ય સાવધારણ" છે એ ન્યાયે કરી અન્યયોગવ્યવચ્છેદ પ્રાપ્ત થશે, અને ચૈત્રનો ધનુર્ધરત્વને લીધે જે શૌર્યાદિ ગુણ તે અન્ય કોટિમાં ગણાઇ ચૈત્રથી વ્યવચ્છિન્ન થશે, ને કેવલ ધનુર્ધરત્વજ તેને રહેશે, જે કશા ઉપયોગનું નથી આ શંકા ઠીક નથી કેમકે "સર્વ વાક્ય સાવધારણ" છે એ ન્યાયમાં જે વાતની શંકા કરી હોય તેનો વ્યવચ્છેદ ઇષ્ટ છે, કેમકે વાક્યનો જે પ્રયોગ કરાય છે તે સામાને માટે કરાય છે, એટલે સામો માણસ મોહને લીધે જે શંકા કરતો હોય તેનો વ્યવચ્છેદ તે સાવધારણ વાક્યથી ઇષ્ટ છે 'ચૈત્ર ધનુર્ધર છે' એ વાક્યમાં સામાએ ચૈત્રને વિષે ધનુર્ધરત્વાભાવની શંકા આરોપી છે એટલે તેનોજ વ્યવચ્છેદ થવો જોઇએ, બીજા ધર્મોનો નહિ પ્રકૃતમાં ચાર્વાક સાંખ્યાદિ એકધા, ત્રિધા, ઇત્યાદિ પ્રકારે પ્રમાણજ્ઞાનસંભવ માને છે, માટે "બેજ" એમ અવધારણ પૂર્વક કહેવાથી પ્રમાણભૂતજ્ઞાનનું એકત્વ ત્રિત્વ એ આદિનો નિષેધ કર્યો "જ" કાર છે તે વિશેષણ, વિશેષ્ય, કે ક્રિયા ત્રણમાંથી જેની સાથે અવધારણાર્થ

બોલાય તેની સાથે રહી ત્રિપ્રકારે અર્થ બોધે છે. તેનો નિશ્ચય આ પ્રમાણે છે:—

"જ" એ અવધારણાર્થક અવ્યય વ્યવચ્છિન્ન એવા જે વિધર્મ તેનો નિવર્તક છે, અને બીજાનાથી અયોગ, યોગ, કે અત્યંતાયોગ બતાવે છે– ૧. વિશેષણ, વિશેષ્ય, કે ક્રિયા, જેની સાથે એ વિવક્ષાને લીધે પ્રયુક્ત થાય તેની સાથે તેનો અર્થ એવો છે–૨. કેમકે વાક્યનું ફલ વ્યવચ્છેદ એજ છે, જેમ "ચૈત્ર ધનુર્ધર છે," "પાર્થ ધનુર્ધર છે," "કમલ નીલ છે," ઇત્યાદિ.—૩

પ્રમાણભૂતજ્ઞાનનું દ્વિધાત્વ તે પ્રત્યક્ષ અને અનુમાન એ બે જ્ઞાનના વિષયના દ્વૈવિધ્યને લીધે જાણવુ. પ્રત્યક્ષ વિષયથી જે ભિન્ન તે બધો પરોક્ષવિષય છે, એટલે વિષયમાત્રનુ દ્વૈવિધ્યજ થયું, અને વિષયદ્વૈવિધ્ય થયું એટલે જ્ઞાન પણ દ્વિધાજ થાય, ન્યૂનાધિક થાય નહિ. જે પરોક્ષાર્થવિષયક પ્રમાણભૂતજ્ઞાન છે તે, પોતાથી સાધવાનો જે ધર્મી તેની સાથે સંબદ્ધ એવા અન્ય ધર્મીથી સામાન્યાકારે કરીને થાય છે, ને એમ તે પરોક્ષાર્થની પ્રતિપત્તિ કરાવે છે. એ જ્ઞાન અનુમાનમાં સમાય છે, એટલે પ્રત્યક્ષ અને અનુમાન એ બેજ પ્રમાણ છે એ સિદ્ધ છે. જુઓ. જે પરોક્ષ છે તે સાક્ષાત્ પ્રત્યક્ષપ્રમાણથી ગ્રહણ થતું નથી, કેમકે એમ થાય તો તે પરોક્ષ કહેવાયજ નહિ અને સ્વતંત્ર કલ્પનામાત્ર તો મનોરાજ્યાદિ વિકલ્પની પેઠે અપ્રમાણજ છે, કેમકે પરોક્ષ એવો જે પદાર્થ રહ્યો તેની સાથે તેને નિયત સબંધ ન હોવાથી તેનું અવ્યભિચરિતત્વ સિદ્ધ થશે નહિ; અને પોતાને જે સાધવાનું હોય તેની સાથે સંબંધ વિનાનો જે પદાર્થ તે તો પરોક્ષાર્થ (સાધ્ય) તેનો ગમક એટલે ઉપદર્શક થઇ શકતો નથી, કેમકે એમ હોય તો અવ્યવસ્થા થઇ રહે. તેમજ સાધ્ય એવા ધર્મી સાથે અસંબદ્ધ એવો પદાર્થ પણ જો ગમક મનાય તો, જે જ્ઞાન થવાનું છે તેને દૂરત્વરૂપી અંતરાય રહેવાનોજ નહિ, એટલે તેવા અસંબદ્ધ પદાર્થથી સર્વત્ર જ્ઞાન થવામાં બાધ રહેશે નહિ. એટલા માટે ધર્મી સાથે સંબંધવાળો જે

પદાર્થ તેજ પરોક્ષાર્થનો ગમક થાય એવા જ્ઞાનરૂપી જે પ્રમાણ તે અનુમાનજ છે, કેમકે તેનુજ એ લક્ષણ થયુ તેનુજ અનુમાન પણ છે જે અપ્રત્યક્ષપ્રમાણ છે તે અનુમાનમાજ સમાય છે જેમકે લિંગગ્રહણાદિને લીધે અપ્રત્યક્ષ પ્રમાણરૂપ શબ્દાદિક જે પ્રમાણાંતર છે તે જે જેમા સમાય તે તેનાથી જુદુ ગણી શકાય નહિ, જેમકે પ્રસિદ્ધ વ્યવહારમા અનેકવાર થાય છે પ્રત્યક્ષથી અન્ય એવુ જે અન્ન પ્રકૃત છે તે અનુમાનમા સમાયુ છે, એટલે તેનુ સ્વતંત્રપ્રમાણત્વ સિદ્ધ થાય નહિ એજ સ્વભાવવિરુદ્ધોપલબ્ધિ, કેમકે અંતર્ભાવ અને બહિર્ભાવ એ પરસ્પરનો પરિહાર કરનાવાળા હોઇ વિરુદ્ધ છે ત્યારે કોઇક શંકા કરે કે પરોક્ષવિષય જે પ્રમાણ તેનો અનુમાનમા અંતર્ભાવ હો, પણ અર્થાંતરવિષય એવુ જે શબ્દાદિ તેનો અંતર્ભાવ તેમા કરવો યુક્ત નથી એ શંકાનુ એમ સમાધાન છે કે પ્રત્યક્ષ અને પરોક્ષ એ બેથી ત્રીજો પ્રમેયઅર્થજ છે ક્યા? પ્રમેય રહિત એવુ જે ભ્રમમા તે તો પ્રામાણ્યમા સમાય નહિ કેમકે જેનાથી અર્થપ્રમાણ થાય તેજ પ્રમાણ એમ વ્યુત્પત્તિ હોવાથી સપ્રમેય હોય તેજ પ્રમાણ એમ વ્યવસ્થા છે જુઓ જેનુ પ્રમેય વિદ્યમાન નથી તે પ્રમાણ ન કહેવાય, જેમકે કે શોકુક આદિ જ્ઞાન એજ રીતે કહ્યા તે બે પ્રમાણથી અતિરિક્ત એવા વિષયનુ ગ્રહણ કરનાર જે પ્રમાણાંતર તે અવિદ્યમાન પ્રમેયવાળુ છે, માટે તેવા પ્રમાણને પ્રમાણ માનવાને કારણ નથી, કેમકે પ્રમેય છે તે સાક્ષાત્ કે પરંપરાએ, પ્રમાણ પ્રતિકારણ છે કહ્યુ છે કે અન્વયવ્યતિરેક વિનાનુ કારણ હોય નહિ, ને કારણ વિના વિષય હોય નહિ પ્રત્યક્ષ ને પરોક્ષ એ બે વિના બીજુ પ્રમેય છે નહિ, એ તો પ્રત્યક્ષ સિદ્ધ થાય છે, પ્રત્યક્ષ છે તે પુરઃસ્થિત પદાર્થના આકારે પેદા થઇ, તેમા સંક્રાંત જે પોતાનો પ્રતિભાસ તેના બળથીજ તે પદાર્થના પ્રત્યક્ષ વ્યવહારનુ કારણ થાય છે, અને તે પદાર્થો, તેનાથી ભિન્ન એવા સર્વ પદાર્થથી જુદુ પાડી, પરોક્ષ એવા પદાર્થના સમૂહની વ્યવસ્થા કરતા, વિષય પદાર્થકોટીનો અત્યંત અભાવ ગણ સિદ્ધ કરી

આપે છે. કેમકે પ્રત્યક્ષ ઇંદ્રિયદ્વારા જેનું જ્ઞાન નથી તેવો પદાર્થમાત્ર પરોક્ષકોટિમાં સિદ્ધવ્યવસ્થાથી પડે છે. એમ ન હોય તો અન્ય પદાર્થથી વ્યવચ્છિન્ન થઇ સ્વરૂપે ભાસવારૂપે જે પ્રત્યક્ષપરિચ્છેદ તે પણ સંભવે નહિ, ને પ્રત્યક્ષપ્રમાણથી કશું જ્ઞાનજ બને નહિ. પણ પદાર્થોનું જે પ્રતિનિયત સ્વરૂપ તેતો પ્રમાણને લીધેજ વ્યવસ્થાએ રહેલું છે, નહિ તો સર્વ સર્વત્ર પ્રાપ્ત થાય, અને તેથી પ્રતિનિયતવસ્તુ-વ્યવસ્થાને આધીન જે વ્યવહાર છે તેનોજ ઉચ્છેદ થવા જાય. પ્રતિનિયત સ્વરૂપ જો પ્રત્યક્ષથી જ્ઞાત ન હોય તો પ્રત્યક્ષથી તેનું બીજું કીયું રૂપ જણાય છે? અર્થાત્ પદાર્થસ્વરૂપને અવભાસન કરનાર એવા પ્રત્યક્ષથીજ ઇતર પ્રમેયનો સ્પષ્ટ અભાવ સિદ્ધ થયેલો છે. પ્રમેયાન્તરાભાવ અનુમાનથી પણ સાધી શકાય તેમ છે કેમકે અન્યોન્ય વ્યવચ્છેદ( ૧ ) રૂપ જે હોય તેનાથી જે અન્યવ્યવચ્છેદ થાય તેટલાથીજ અન્ય એવા કોઇ પદાર્થવિભાગની સિદ્ધિ સ્પષ્ટજ છે. પ્રયોગ પણ આ બાબત આવો છે. જ્યાં જે પ્રકારના વ્યવચ્છેદથી તેના કરતાં બીજા પ્રકારની વ્યવસ્થા હોય ત્યાં પ્રકારાંતરનો સંભવ નથી, જેમકે પીતાદિકને નિલાદિથી વ્યવચ્છેદ કરતાજ અનીલ વ્યવસ્થા થઇ રહેછે. પ્રત્યક્ષ અને પરોક્ષ કરતાં બીજા પ્રકારનો વ્યવચ્છેદ કરતાંજ તે બેથી ભિન્ન પ્રકારની વ્યવસ્થા પ્રકારના અવિષય એવા પ્રમેયને વિષે થવા જાય. એજ વિરુદ્ધોપલબ્ધિ, કેમકે જેમાં એક પ્રકાર સિદ્ધ છે તેમાં તેથી વિરુદ્ધ બીજો પ્રકાર સિદ્ધ થતો નથી. માટે પ્રમેયાંતરનો અભાવ સિદ્ધ છે, એટલે પ્રમાણ પણ બે વિના ત્રીજું ઘટતુ નથી. અત્ર શબ્દ, ઉપમાન, અર્થાપત્તિ, અભાવાદિ પ્રમાણાન્તરનો નિરાસ કર્યો અથવા પ્રત્યક્ષ અને અનુમાનમાં અંતર્ભાવ કર્યો. એ વાત પ્રમાણસમુચ્ચયાદિ બૌદ્ધગ્રંથથી અથવા સંમતિઆદિ ગ્રંથથી જોઇ લેવી. ગ્રંથગૌરવભયથી અત્ર કહી નથી. ત્યારે એજ સિદ્ધ થયુ કે પ્રત્યક્ષ ને અનુમાન બેજ પ્રમાણ છે.

હવે પ્રત્યક્ષલક્ષણ કહેછે:—

---

( ૧ ) વિભાગ.

કલ્પનાથી અપોઢ અને ભ્રમરૂપ નહિ તે પ્રત્યક્ષ ને ત્રિરૂપ લિંગથી જે લિંગિજ્ઞાન તે અનુમાન—૯

પ્રત્યક્ષ અને અનુમાન તેમાથી પ્રત્યક્ષ શુ તે બતાવે છે અક્ષ એટલે ઇંદ્રિયો તેનાથી જણાય તે પ્રત્યક્ષ તે કેવુ કે કલ્પનાથી અપોઢ, શબ્દસસર્ગવાળી જે પ્રતીતિ તે કલ્પના, અને તે કલ્પનાથી અપોઢ એટલે દૂર અર્થાત્ કલ્પના રહિત, એટલે નામ જાતિ આદિ કલ્પના રહિત તેમા નામ કલ્પના તે ડિત્થાદિ, જાતિકલ્પના ગાય ઇત્યાદિ, નામ જાતિ આદિ તેમા આદિ શબ્દવડે કરીને ગુણ ક્રિયા દ્રવ્ય એનુ ગ્રહણ કરવુ ગુણકલ્પના તે શુક્લ ઇત્યાદિ, ક્રિયાકલ્પના તે પાવક ઇત્યાદિ, દ્રવ્યકલ્પના તે દડી ઇત્યાદિ આવી કલ્પનામાત્રથી રહિત એવુ જ્ઞાન જાણવુ, કેમકે પ્રત્યક્ષ છે તે શબ્દરહિત સ્વલક્ષણથીજ જન્મ પામે છે કહ્યુ પણ છે કે પદાર્થમાં શબ્દ રહેલા નથી, કે તે પદાર્થરૂપ નથી, કે જેથી પદાર્થનુ પ્રત્યક્ષ થતા તેમનુ ( શબ્દનુ ) પણ પ્રત્યક્ષ થાય આમ કહેવાથી સ્થિર સ્થૂલ ઘટપટાદિ બાહ્ય વસ્તુનુ જે તત્તદ્વિશિષ્ટ સવિકલ્પજ્ઞાન થાય છે તે પ્રત્યક્ષ નથીજ નથી એમ સૂચવ્યુ વળી તે પ્રત્યક્ષ કેવુ તો ભ્રમરૂપ નહિ જે વસ્તુ જેવી ન હોય તેને તેવી દેખવી તે ભ્રમ, તેવા ભ્રમનેગ્રહણ કરનાર નહિ, પણ યથાવત્ જેવી હોય તેવી વસ્તુને ગ્રહણ કરનાર, અર્થાત્ યથાયોગ્ય રીતે પરસ્પરને સતાનરૂપે વળગેલી એવી ક્ષણરૂપે ક્ષય પામવાવાળા પરમાણુનુ લક્ષણ જે સ્વલક્ષણ તેને યથાર્થ ગ્રહણ કરનાર એટલા ઉપરથી નિર્વિકલ્પક એવા પણ ભ્રાંતિમય, તૈમિરિક, એ આદિ જ્ઞાનના પ્રત્યક્ષત્વનો નિષેધ કરે છે આવુ જે પ્રત્યક્ષ તે ચાર પ્રકારનુ છે ઇંદ્રિયજ્ઞાન, માનસ, સ્વસંવેદન, યોગિજ્ઞાન તેમા ચક્ષુરાદિ ઇન્દ્રિયપચકના આશ્રયથી ઉત્પન્ન થયેલુ બાહ્ય એવા રૂપાદિ પચ વિષયનુ પ્રત્યક્ષ તે ઇંદ્રિયપ્રત્યક્ષ પદાર્થનુ પ્રત્યક્ષ થયા પછી તે વિષયને ગ્રહણ કરનાર ઇંદ્રિયજન્ય જે જ્ઞાન તેની સમનતર જે માનસપ્રત્યય થાય છે ( અનુવ્યવસાય ) તે માનસપ્રત્યક્ષ પ્રત્યક્ષવિષય જે ઇંદ્રિયજ્ઞાનવિષયઘટાદિ

તેનું જ્ઞાન તેનાપછી જે બીજો ક્ષણ તેમાં એ જ્ઞાનને સહકારી લઇ બીજું જે માનસપ્રતીતિરૂપજ્ઞાન સમનંતર થાય છે તે માનસ પ્રત્યક્ષ એમ સમજવું. "સમનંતર" એમ આ જ્ઞાનમાં વિશેષણ આપ્યું છે તેથી યોગિજ્ઞાન તેનાથી જુદું છે એમ સિદ્ધ થયું. "સમનંતર પ્રત્યય" એ શબ્દનો અર્થ પોતાના સંતાનગત જે ઉપાદાન રૂપી જ્ઞાન તેને અનુલક્ષે છે એવી રૂઢિ છે. માટે ભિન્ન સંતાનવૃત્તિ જે યોગિજ્ઞાન તેની અપેક્ષાએ જોતાં સામાન્યલોકનું જે જ્ઞાન તે સમનંતરજ્ઞાન ન કહેવાય. સર્વ ચિત્ત ચૈત્તનું જે આત્મસંવેદન તે સ્વસંવેદન પ્રત્યક્ષ. ચિત્ત તે વસ્તુમાત્રનું ગ્રાહકજ્ઞાન. ને ચિત્તમાં થયેલાં તે ચૈત્ત, એટલે વર્ણાદિનું વિશેષરૂપ ગ્રહણ કરનાર જે સુખ દુઃખ ઉપેક્ષા આદિ તે, અને તેમનો આત્મા જેનાથી જણાય (સંવેદન) તે સ્વસંવેદન. ભૂતાર્થભાવના પ્રકર્ષપર્યંતથી થએલું જે જ્ઞાન તે યોગિજ્ઞાન. ભૂતાર્થભાવના તેમાં ભાવના એટલે પુનઃ પુનઃ ચિત્તને વિષે લાવવું તે; ભૂતાર્થભાવનાનો જે પ્રકર્ષ તે પર્યંતથી જે પેદા થયેલું તે યોગિજ્ઞાન.

હવે શંકા કે જ્યારે ક્ષણક્ષયી એવા પરમાણુ એજ સર્વનું તત્વ છે, ત્યારે ઘટ પટ કટ શકટ લકુટાદિ સ્થૂલ પદાર્થનો જે ભાસ થાય તે ક્યાંથી? એનું સમાધાન કે અનાદિ એવી મિથ્યાવાસનાએ પ્રવર્તાવેલો સ્થૂલપદાર્થાવભાસ કેવલ નિરાલંબન એટલે શૂન્યરૂપ છે, એક શબ્દ માત્ર છે, કેમકે તેવા જ્ઞાનનો વિષય છે નહિ, ને તેથી તે કાશકુસુમ જેવું કે સ્વપ્ન જેવુંજ છે. કહ્યું પણ છે કે બાલલોક વિકલ્પ કરે છે તેવો બાહ્ય પદાર્થજ નથી, વાસનાથી વ્યાપ્ત એવું ચિત્ત, પદાર્થાભાસપ્રતિ પ્રવર્તે છે,' બુદ્ધિથી જેનો અનુભવ થાય એવું કાંઇ છે નહિ, કે તેનો અન્યપ્રકારે પણ અનુભવ નથી, ગ્રાહ્ય નથી કે ગ્રાહક પણ નથી, માત્ર પોતાની મેળે પ્રકાશે છે.

ત્યારે બીજી શંકા કે પ્રત્યક્ષથકી, ક્ષણક્ષયી એવું પરમાણુ-

સ્વરૂપ જે સ્વલક્ષણ છે તે કેમ ગ્રહણ થાય ? સમાધાન પ્રત્યક્ષપ્રમાણ વર્તમાન વસ્તુ જે પાસે હોય તેના રૂપનુંજ ગ્રહણ કરે છે, ભૂત ભવિષ્ય વસ્તુનું નહિ, કેમકે તે પાસે નથી ત્યારે કદી શંકા કરનાર કહે કે ત્યારે વસ્તુનું પ્રત્યક્ષ થયા પછી જેમ તેનું નીલાદિ રૂપ ગ્રહાય છે તેમ ક્ષણ ક્ષય નિર્ણય પણ કેમ ન બને ? તો ઉત્તર, કે જે ક્ષણે પ્રત્યક્ષ થાય છે તેજ ક્ષણે, વસ્તુના કાલ દેશ દશાદિ સંબંધને અનુસરતી સ્મૃતિ તે વસ્તુના ક્ષણક્ષયિત્વના ઉત્પન્ન થતા નિર્ણયને પ્રતિબંધ કરે છે માટેજ બૌદ્ધો આ પ્રમાણે કહે છે પ્રત્યક્ષથી ક્ષણિકત્વ તેમ અક્ષણિકત્વ ઉભયને સાધારણ એવા પદાર્થોનું પણ ગ્રહણ થાય છે, એટલે કંઈક ભ્રમને લીધે અક્ષણિકત્વનો આરોપ જણાય તેટલાથીજ પ્રત્યક્ષજ્ઞાન અક્ષણિકત્વને માટે પ્રમાણ છે એમ ન સમજવું ઉલટું એથી તો એમ બને કે અક્ષણિકત્વ માટે પ્રત્યક્ષજ્ઞાન પ્રમાણ નથી, કેમકે જે અનુવ્યવસાય થાય છે તે અક્ષણિકત્વથી વિપરીત હોય છે પરંતુ યથાર્થ રીતે જોતાં તો પ્રત્યક્ષ છે તે ક્ષણિકત્વના ગ્રહણ પ્રતિ પણ પ્રમાણ નથી, કેમકે તેને અનુરૂપ અધ્યવસાય થતો નથી નીલરૂપાદિ જે ગ્રાહ્ય છે તેમાં તો તે પ્રકારનો નિશ્ચય થાય છે એટલે ત્યાં તે પ્રમાણ થાય માટે ઠીક કહ્યું છે કે કેવલ નિર્વિકલ્પ ( જે ક્ષણિકત્વ કે અક્ષણિકત્વ વાળું સવિકલ્પ કદાપિ હોઈ ન શકે ) અને ભ્રમરહિત તેજ પ્રત્યક્ષ

ત્યારે મેં ગયાના પ્રમાણમાં ભ્રમ રહિત એવું વિશેષણ મૂક્યું અને અનુમાનમાં ન મૂક્યું તે અનુમાન તો ભ્રમવાળું પણ હોય એમ સૂચવે છે [illegible] પણ અનુમાન તો ખરુંજ કેમકે અનુમાનત્વ એ સામાન્યમાં તેનો પાઠ સમાવેલો છે વ્યતિરેક તથા અન્વયથી સામા[illegible] દશા [illegible] દૂર [illegible] છે કારણકે સામાન્ય છે તેજ [illegible] એમ અનુમાનથી [illegible] છે [illegible] જે વસ્તુ જે રૂપે ન હોય [illegible] તેને તે રૂપ [illegible] સ્વલક્ષણરૂપે જાણીને તે [illegible] છે અનુમાન [illegible] પ્રમાણ [illegible] સિદ્ધ થાય છે જુઓ, પ્રમાણ[illegible]

તાદાત્મ્ય અને તેની ઉત્પત્તિરૂપ સંબંધ સાથે નિયત જોડાયલો લિંગસદ્ભાવ, તે સંભવે નહિ, ને તે વિના તેનું જ્ઞાન થાય નહિ, ને તે જ્ઞાન વિના પૂર્વથી જાણેલો સંબંધ સ્મરણમાં આવે નહિ, ને તેવું સ્મરણ ન થાય ત્યારે અનુમાન પણ થાય નહિ. એમ પદાર્થથી અવ્યભિચારી એવો જે ભ્રમ તે પણ પ્રમાણ કહેવાય છે. કહ્યું છે કે જે જેનો ધર્મ ન હોય તેમાં તે ધર્મનું ગ્રહણ તે પણ સંતાનદ્વારા પ્રમાણ છે. એજ અર્થને દૃષ્ટાંતપૂર્વક, નિશ્ચયમાં ધર્મકીર્તિએ કહ્યો છે. મણિશિખા અને પ્રદીપપ્રભા તે પ્રતિ મણિબુદ્ધિથી જે દોડે તે બેનું મિથ્યા જ્ઞાનતો સરખુંજ છે, પણ અર્થક્રિયામાં ફેર પડે છે. તેજ રીતે અયથાર્થત્વ છતાંપણ તે સમયમાં તેમનું બન્નેનુ અનુમાનત્વ તો હોય, પણ અર્થક્રિયાને અનુસરી તેના પ્રમાણત્વની વ્યવસ્થા સમજવાની છે. માટે અનુમાનના લક્ષણમાં ભ્રમરહિત એ પદ ન જોઇએ.

મૂલમાં જે શ્લોક છે તેના ઉત્તરાર્ધમાં અનુમાનનું લક્ષણ કહેલું છે કે ત્રણ પ્રકાર લિંગથી જે લિંગિજ્ઞાન, તે હવે સ્પષ્ટ કરેછે. પક્ષધર્મત્વાદિ જે કહેવાશે તે ત્રણ પ્રકાર લિંગ, તેના યથાર્થજ્ઞાનથકી લિંગી એટલે પરોક્ષ એવા અર્થનું જે જ્ઞાન તે અનુમાનપ્રમાણ જાણવું. અનુ એટલે પછીથી, અર્થાત્ લિંગજ્ઞાન થયા પછીથી, પરોક્ષ અર્થનું માન એટલે જ્ઞાન તે અનુમાન એમ શબ્દાર્થ જાણવો. અત્ર આવો તાત્પર્યાર્થ જાણવો. જગત્માં જેમ છત્રાદિ ચિન્હ જોવાથી તે ચિન્હ(લિંગ)-ના ધારણ કરનાર રાજા નિશ્ચયથકી જણાય છે, તેમ કહીક જણાતાં ધૂમાદિ ત્રિપ્રકાર લિંગથી, પરોક્ષ એવો લિંગી વન્હિ તે પણ ત્યાં છે એમ નિશ્ચય થાય. આ રીતે લિંગથકી લિંગીનું જે જ્ઞાન તે અનુમાન કહેવાય છે. તે બે પ્રકારનું છેઃ સ્વાર્થ અને પરાર્થ જ્યારે ત્રિપ્રકાર લિંગથી પોતે પોતાની મેળેજ લિંગી એટલે સાધ્યને સાધે ત્યારે તે સ્વાર્થાનુમાન. જ્યારે સામાને સાધ્યનો નિશ્ચય કરાવા સારૂં ત્રિપ્રકાર હેતુનું અભિધાન કરવુ પડે ત્યારે તે પરાર્થાનુમાન. અત્ર જે લિંગનું ત્રિપ્રકાર જ્ઞાન લિંગીનું ગમક કહ્યું તે લિંગ પણ ત્રિપ્રકાર છેઃ અનુપલબ્ધિ, સ્વભાવ, કાર્ય. તેમાં અનુપલબ્ધિ મૂલભેદની અપેક્ષાથી

ચાર પ્રકારે કહેવાય છે વિરુધોપલબ્ધિ, વિરુદ્ધકાર્યોપલબ્ધિ, કારણાનુપલબ્ધિ, સ્વભાવાનુપલબ્ધિ વિરુદ્ધોપલબ્ધિ તે એવી કે અત્ર શીતસ્પર્શ નથી કેમકે અગ્નિ છે. વિરુધ્ધકાર્યોપલબ્ધિ એવી કે અત્ર શીતસ્પર્શ નથી કેમકે ધૂમ છે કારણાનુપલબ્ધિ એવી કે અત્ર ધૂમ નથી કેમકે અગ્નિ નથી સ્વભાવાનુપલબ્ધિ એવી કે અત્ર ધૂમની ઉપલબ્ધિ નથી કેમકે લક્ષણથી જે પ્રાપ્ત થાય તેની ઉપલબ્ધિ નથી બાકીની જે ત્રણ તે, તેમ બધી સાતે અનુપલબ્ધિ, જે ધર્મબિંદુ આદિ ગ્રંથોમા બતાવી છે, તે આ ચારમાજ અંર્ભૂત જાણવી હવે બીજો પ્રકાર જે સ્વભાવ તે હેતુ આ પ્રમાણે કે આ વૃક્ષ છે કેમકે સીતાફળી છે ત્રીજો કાર્યનામકહેતુ એવો કે અત્ર અગ્નિ છે કેમકે ધૂમ છે આ ત્રણ પ્રકારના જે હેતુ કહ્યા તેમાં તાદાત્મ્ય અને તદુત્પત્તિ એ સબધે કરીનેજ નિયતત્વ અથવા અવિનાભાવ જાણવો પ્રથમ અને ચતુર્થ અનુપલબ્ધિ તથા સ્વભાવ હેતુ એ ત્રણમાં તાદાત્મ્યથી, બીજી ને ત્રીજી અનુપલબ્ધિ તથા કાર્યહેતુમા તદુત્પત્તિથી, અવિનાભાવ છે તેને પણ તાદાત્મ્ય કે તદુત્પત્તિ એ બેમાથી એક સાથે વ્યાપ્તિ છે, અને તાદાત્મ્ય તથા તદુત્પત્તિ એ ઉભય અનુપલબ્ધિ, સ્વભાવ, અને કાર્ય, એ પ્રકારે જે લિંગ કહ્યુ તેમાજ હોય છે, અન્યત્ર નહિ અર્થાત્ તાદાત્મ્ય અને તદુત્પત્તિના નિયતસબધ વિનાના, એટલે અનુપલબ્ધિ સ્વભાવ અને કાર્ય એ ત્રણથી જુદા, જે કોઇ પદાર્થાદિ હેતુરૂપે થવા આવે તે બધા હેત્વાભાસ જાણવા એટલે સચોગી આદિ જે વૈશેષિકકલ્પિત છે તે હેતુ થઇશકે નહિ, કેમકે તેને વ્યભિચારનો સભવ રહે છે કારણ તે હેતુએ કરી કાર્યનુ અનુમાન કરવુ તે પણ એટલાજ માટે નથી સ્વીકારાતુ કેમકે તેમાં વ્યભિચાર છે, જો કે રસ ઉપરથી, તેના સમાન સમયે હોનારરૂપનુ અનુમાન તો બૌધ્ધો સ્વીકારે છે, તેમ પ્રમગ્રહેતુથી કાર્યોત્પાદાનુમાન પણ તે, સ્વભાવહેતુના આશ્રય કરી, સ્વીકારે છે કારણથી કાર્યાનુમાન ન સ્વીકારતા છતાં જે આ બે તેવા અનુમાન સ્વીકાર્યાં છે તેનુ સ્વરૂપ બતાવે છે

પૂર્વક્ષણ આવા રૂપને ઉત્પાદન કરવાને સમર્થ છે, કેમકે આવા રસને ઉત્પન્ન કરે છે, એવું ઉદાહરણ પૂર્વોપલબ્ધરૂપાદિ રસ છે. એ રીતે રૂપાંતરોત્પાદરૂપસામર્થ્યનું અનુમાન કરવું. જો પ્રતિબંધ ન હોય તો આ બીજાદિ સામગ્રી સ્વકાર્યોત્પાદન માટે સમર્થછે, કેમકે સામગ્ર છે. તેનું ઉદાહરણ પૂર્વદષ્ટ બીજાદિ સામગ્રી છે. એ પ્રકારે સમગ્રકારણથી યોગ્યોત્પત્તિરૂપ અનુમાન કરવું. આ બે અનુમાન શુદ્ધ છે, કેમકે તેમાં જે હેતુ છે તે સ્વભાવહેતુ છે, પણ કારણથી કાર્યાનુમાન જે છે તેમાં સ્વભાવહેતુ નથી એટલે તે શુદ્ધ નથી, માટે ન સ્વીકારાય.

અનુપલબ્ધ્યાદિભેદથી ત્રણ પ્રકારનું કહેલું જે લિંગ તેનાં જે ત્રણ રૂપ તે કહે છે.

રૂપ એ કે પક્ષધર્મતા, સપક્ષેવિદ્યમાનતા, વિપક્ષે નાસ્તિતા, એ ત્રણ રૂપ—૧૦

સાધ્યનો જે ધર્મ તે ધર્મવિશિષ્ટ જે કોઇ ધર્મી તે પક્ષ કહેવાય, ને તે પક્ષનો ધર્મ તે પક્ષધર્મ કહેવાય, ને પક્ષધર્મનો ભાવ, પક્ષધર્મપણું, તે પક્ષધર્મતા કહેવાય. પક્ષ શબ્દવડે કરીને આ સ્થાને કેવલ ધર્મીજ લેવો, કેમકે પદાર્થના અવયવને પણ આખા સમુદાયનું નામ લાક્ષણિક રીતે આપી શકાય છે. નહિતો જો સાધ્ય જે ધર્મ તેનેજ મુખ્ય ધર્મરૂપે માની અને તેવા ધર્મવાળા ધર્મીને પક્ષ કહીએ તો અનુમાન કરવાનીજ જરૂર રહે નહિ. કેમકે સાધ્ય પણ ધર્મીની પેઠે સિદ્ધજ થશે. ત્યારે પક્ષધર્મતા એટલે પક્ષમાં એટલે ધર્મીમાં હેતુનુ હોવાપણુ. એ હોવાપણાનો નિશ્ચય પ્રત્યક્ષથી થાય કે અનુમાનથી પણ થાય. તેમાં પ્રત્યક્ષથી એમ કે કહીંક ધૂમ દેખવો તે; અનુમાનથી એમકે શબ્દને વિષે કૃતકત્વહેતુ ધારવો. આ પ્રમાણે પક્ષધર્મતાનો જે નિશ્ચય તે એકરૂપ થયું. હવે બીજું સપક્ષેવિદ્યમાનતા. સમાન પક્ષ તે સપક્ષ, તેમાં એટલે દષ્ટાંતમાં હોવાપણું, એટલે હેતુનું અસ્તિત્વ, સામાન્યતઃભાવ, એમ જાણવું. એ બીજું રૂપ, તેનું બીજું નામ અન્વય એવું પણ છે. હવે ત્રીજું તેમાં વિરુદ્ધ જે પક્ષ તે વિપક્ષ અ-

યાત હેતુ સાધ્ય ઉભય જેમા ન હોય એવો પક્ષ, તેવા વિપક્ષમા હેતુ-નુ અત્યત અવિદ્યમાનત્વ, એ ત્રીજુ રૂપ જેને વ્યતિરેક એમ પણ કહે છે પક્ષધર્મતા, સપક્ષેસત્વ, વિપક્ષેઅસત્વ, એ ત્રણ લિગના રૂપ જાણવા જો હેતુને પક્ષધર્મતારૂપ ન હોય તો મહાનસાદિમાં ધૂમનુ પ્રત્યક્ષ થાય અને વન્હિ સિધ્ધ થઇશકે પર્વતાદિને વિષે, જેમ બનતુ નથી માટે પક્ષધર્મતા જોઇએ સપક્ષેસત્વ એવુ રૂપ ન હોય તો સાધ્ય સાધનનો સબધ ન જાણનારા પુરુષને પણ ધૂમ, દેખાતાની સાથેજ, અગ્નિનુ જ્ઞાન કરી શકે, જેમ થતુ નથી, માટે સપક્ષેસત્વ જોઇએ વિપક્ષાસત્વ એ રૂપ ન હોય તો ધૂમ જે હેતુ તે વિપક્ષ એવા જલ હ્રદાદિમા પણ અગ્નિ સિદ્ધ કરી શકે, જે થતુ નથી, માટે વિપક્ષે અસત્વ જોઇએ અથવા શબ્દ અનિત્ય છે કેમકે કાગડા કાળા છે એ પ્રમાણે હેતુને પક્ષધર્મતા નથી, શબ્દ અનિત્ય છે કેમકે તેમા સભળાવાનો ગુણ રહેલો છે, એમા સપક્ષને વિપક્ષનોજ અભાવ છે એટલે સપક્ષસત્વ અને વિપક્ષાસત્વ બન્ને હોઇ શકતા નથી શબ્દ અનિત્ય છે કેમકે તેમા પ્રમેયત્વ છે, ને એનુ ઉદાહરણ પટ છે, વજ્રછે તેનામા લોઢાથી ઘસાઇ કે કપાઇ શકાયાનો ગુણ છે કેમકે તે પાર્થિવ છે, જેનુ ઉદાહરણ વૃક્ષાદિ છે, દેડકાને વાળ હોવા જોઇએ કેમક ફૂદકારા મારે છે, ને તેનુ ઉદાહરણ હરિણ છે, હરિણને વાળ ન હોવા જોઇએ કેમકે ફૂદકારા મારે છે, ને તેનુ ઉદાહરણ દેડકા છે, એ બધા ઉદાહરણમા તે તે સાધ્ય જ્યા ન હોય એવાં વિપક્ષમાં હેતુ છે એટલે વિપક્ષાસત્વ એ રૂપ ન આવ્યુ એ બધા હેત્વાભાસના ઉદાહરણ જાણવા એટલે જે હેતુને કહ્યા તે ત્રણે રૂપ એકી વખતે હોય તેજ હેતુ પોતાના સાધ્યને પક્ષમા સાધી શકે, બીજો નહિ એવા પ્રકારના હેતુ કેટલાક થઇ શકે એમ પૂછે તો કહીશુ કે તે વાત તો પૂર્વે હેતુના અનુપલબ્ધ્યાદિ ભેદ બતાવી કહી દીધેલી છે, ને તેના ઉદાહરણ પણ ત્યાં આપેલાં છે તથા વિ ફરીથી સ્વભાવહેતુનુ ઉદાહરણ આપીએ છીએ સર્વક્ષણિક છે એ પક્ષ, કેમકે તે સત્ છે એ હેતુ, એહેતુ "સર્વ"મા રહેલો છે, એટલે તેની પક્ષધર્મતા સિધ્ધ થઇ, જે જે સત્ છે તે તે ક્ષણિક છે જેમકે વિદ્યુ ાદિ

એ સપક્ષસત્ત્વ થયું; જે ક્ષણિક નથી તે સત્ પણ નથી જેમકે આકાશ-પુષ્પ, એ સ્થાને ક્ષણિકનું વિપક્ષ જે નિત્ય તેમાં ક્રમ અને યૌગપદ્ય ઉભયથી અર્થક્રિયાકારિત્વરૂપ સત્ત્વની અનુપપત્તિ પૂર્વે સાધેલી છે, એટલે નિત્ય એ વિપક્ષમાં સત્ત્વ નથી એમ નિશ્ચય છે, માટે એ આ હેતુનું વિપક્ષાસત્ત્વ થયું. સર્વસત્ છે એ થયો ઉપનય; માટે સર્વ ક્ષણિક છે, એ નિગમન થયું. એજ પ્રમાણે બીજા સર્વ હેતુમાં યોજના સમજવી. બૌદ્ધો યદ્યપિ વ્યાપ્તિયુક્ત અને પક્ષધર્મતોપસંહારયુક્ત એવુંજ અનુમાન માનેછે તથાપિ મંદબુદ્ધિવાળાને વ્યુત્પત્તિ કરાવવા સારૂ પંચાવયવરૂપ અનુમાનનો પ્રયોગ, હવણાંજ કર્યો તે પ્રમાણે કરવામાં આવે તો તેને પણ તે દોષવાળો ગણતા નથી ત્યારે એજ તાત્પર્ય છે કે પક્ષધર્મ, અન્વય, વ્યતિરેક, એ રૂપવાળાં ત્રણ લિંગ થઇ શકે, અનુપલબ્ધિ, સ્વભાવ, અને કાર્ય.

અત્ર ન કહેલો એવો પણ થોડોક વિશેષાર્થ બતાવીએ છીએ. પ્રમાણથી અભિન્ન એવો જે અર્થાધિગમ તેજ પ્રમાણનું ફલ છે, માટે તર્ક અને પ્રત્યભિજ્ઞા એ પ્રમાણમાં નથી. પરસ્પરને અનુગત એવા ક્ષણ-ક્ષણે ક્ષયશીલ જે પરમાણુલક્ષણ તેજ સ્વલક્ષણ. પ્રમાણગોચર તેજ તાત્ત્વિક. વાસનારૂપ કર્મ. પર્યાયમાત્રજ છે દ્રવ્ય નથી. વસ્તુમાત્રમાં કેવલ સ્વસત્ત્વજ છે, પરાસત્ત્વ નથી. એવા સામાન્યતઃ બૌદ્ધમતના સિદ્ધાન્ત છે.

અથવા વૈભાષિક, સૌત્રાંતિક, યોગાચાર, માધ્યમિક, એ ચાર પ્રકારના બૌદ્ધ છે. તેમાંના આર્યસંમિતીય એવા બીજા નામવાળા વૈભાષિકનું મત એમ છે કે ક્ષણિકવસ્તુ ચાર છે: જન્મજન્મ આપે છે, સ્થિતિ સ્થાપે છે, જરા જર્જરિત કરે છે, વિનાશ વિનાશ કરે છે. તેમ આત્મા પણ તેવોજ છે, ને તે પુદ્ગલ કહેવાય છે. એક સામગ્ર્યધીન, અર્થસહભાવી, અને નિરાકાર, એ બોધ એમ માનવામાં પ્રમાણ છે. સૌત્રાંતિકોનું મત આ પ્રમાણે છે. રૂપ, વેદના, વિજ્ઞાન, સંજ્ઞા, સંસ્કાર, એ પાંચસ્કંધ શરીરીમાત્રને છે, પણ આત્મા એવું

કોઇ નથી પરલોકમા ને જાય છે તે પણ એ સ્કધ તેમનો સિધ્ધાત
પણ તેવોજ છે હે ભિક્ષુઓ આ પાચજ છે સ જ્ઞામાત્ર, પ્રતિજ્ઞા
માત્ર, સવૃતિમાત્ર, વ્યવહારમાત્ર પાચ કીયા કીયા તે કહે છે
અતીતઅધ્વા, અનાગતઅધ્વા સહેતુકનિ ાશ, આકાશ, પુદ્ગલ
અન્ય મતવાળાએ નિત્યત્વવ્યાપકત્વાદિ ધર્મવાળો જે આત્મા કલ્પ્યો
છે તેજ અત્ર પુદ્ગલ શબ્દથી સમજવો બાહ્યપદાર્થમાત્ર નિત્ય
અપ્રત્યક્ષજ છે, માત્ર જ્ઞાનાકારની ઉપપત્તિ તેની સત્તા માન્યાવિના
થઇ શકતી નથી માટે તે છે એટલુ માનીએ છીએ સાકારબોધ
તેજ પ્રમાણ સસ્કારમાત્ર ક્ષણિક છે, સ્વલક્ષણ એજ પરમાથ છે
તે મતવાળા પણ કહે છે કે પ્રતિક્ષણે વેરાઇ જતાં, રૂપ રસ ગધ
સ્પર્શ તેમના પરમાણુ, અને જ્ઞાન, એજ તત્વ છે અન્યાપોહ એટલે
ઇતરપદાર્થની વ્યાવૃત્તિ તેજ શબ્દાર્થ તદુત્પત્તિ અને તદાકારતા તે
ઉપરથીજ પદાર્થનુ પરિચ્છેદાત્મકજ્ઞાન. નૈરાત્મ્યભાવ પામતા જે
જ્ઞાનસતાનનો ઉચ્છેદ તેજ મોક્ષ યોગાચારનુ મત આ પ્રમાણે
કહીએ છીએ વિશ્વમાત્ર વિજ્ઞાનમાત્રજ છે ને બાહ્ય એવા પદાર્થ
છેજ નહિ, જ્ઞાનમય અદ્વૈત તેજ તત્વ છે જ્ઞાનસતાન અનેક છે
સાકારબોધ તે પ્રમાણ, નીલપીતાદિ પ્રાતિભાસિક અનુભવવાસના
પરિપાકથી થાય છે આલયવિજ્ઞાન તે સર્વ વાસનાનો આધાર,
અને એ આલયવિજ્ઞાનની વિશુદ્ધિ તેજ અપવર્ગ માધ્યમિકોનુ
ગત એ સર્વથી વિલક્ષણ છે સર્વ શૂન્ય છે, અને પ્રમાણપ્રમેય આદિ
વિભાગ તે સ્વપ્નવત્ છે મુક્તિમા શૂન્યતાની દષ્ટિ થવી જોઇએ
એટલામાટે શૂન્યભાવના ઉપયુક્ત છે કેટલાક માધ્યમિકો સ્વચ્છજ્ઞાન
પણ કહે છે કહ્યુ છે કે પદાથ છે તે જ્ઞાનસમન્વિત છે એમ
બુદ્ધિમાન્ વૈભાષિક કહે છે, બાહ્યવસ્તુવિસ્તાર પ્રત્યક્ષ નથી એમ
સૌત્રાન્તિકો આશ્રય કરે છે, યોગાચારમતાનુયાયીઓ સાકારબુદ્ધિ
ને પરા માને છે, અને કૃતાર્થબુદ્ધિવાળા માધ્યમિકો સ્વચ્છપરસવિદ્
તેજ માને છે જ્ઞાનપારમિતિ આદિ દશ ગ્રથ છે તર્ક, ભાષા, હેતુ

બિંદુ,ને તેમની ટીકા અર્ચટતર્કનામની, પ્રમાણવાર્તિક, તત્ત્વસંગ્રહ, ન્યાયબિંદુ, કમલશીલ, ન્યાયપ્રવેશક, એ આદિ તેમના ગ્રંથ છે.

આ પ્રમાણે બૌદ્ધમત કહ્યો, તે મતનું ખંડન કરવા ઇચ્છતો ગ્રંથકાર કહે છે.

**બૌધ્ધસિધ્ધાન્તનો સંક્ષેપ આ પ્રમાણે કહ્યો, હવે નૈયાયિક મતનો કહીએછીએ તે સાંભળો—૧૧**

બૌદ્ધસિધ્ધાન્ત સંક્ષેપે કરીને કહ્યો, હવે શૈવ એવું જેનું બીજું નામ છે એવા નૈયાયિકમતનું વિવેચન સંક્ષેપે કરાય છે, તે સાંભળો.

ઇતિ તપાગચ્છનભોંગણદિનમણિ શ્રીદેવસુંદરસૂરિશિષ્ય શ્રીગુણરત્નસૂરિવિરચિત તર્કરહસ્યદીપિકા નામની ષડ્દર્શનસમુચ્ચયની ટીકાનો બૌધ્ધમતપ્રકટન નામનો પ્રથમાધિકાર સમાપ્ત થયો.

---

પ્રથમે, યૌગો એવા બીજા નામવાળા નૈયાયિકોનાં લિંગાદિ વ્યક્તિ કહીએ. તે દંડધારી, પ્રૌઢ કોપીન પહેરનારા, કાંબળી ઓઢનારા, જટાધારી, ભસ્મ લપેટનારા, યજ્ઞોપવીત રાખનારા, જલપાત્ર હાથમાં રાખનારા, નીરસઆહાર કરનારા, પ્રાયશઃવનવાસી, ખભે તુંબડુ રાખનારા, કંદમૂલફલ ખાનારા, આતિથ્યકર્મનિરત, સ્ત્રીસહિત કે સ્ત્રીરહિત, પણ રહિત તે ઉત્તમ, પંચાગ્નિસાધન કરનારા, હાથમાં ને જટાદિમાં બાણ લિંગાદિ ધરનારા, એવા એવા થાય છે. જે ઉત્તમ સંયમાવસ્થાને પામ્યા હોયછે તેતો નગ્ન રહે છે. એ દાતણપાણી આદિ શૌચ કર્યા પછી, શિવનું ધ્યાન કરતા, ભસ્મથકી અંગને ત્રણ ત્રણવાર સ્પર્શે છે. યજમાન વંદના કરતાં હાથ જોડી કહે છે 'ઓંનમઃશિવાય', ને ગુરુ તેજ પ્રમાણે 'શિવાયનમઃ' એમ ઉત્તર આપે છે તે પોતાની સંસદ્માં આ પ્રમાણે બોલે છે. બાર વર્ષ સુધી પાળવાની શૈવીદીક્ષા તેને ધારણ કરી તેજ જે ભજે છે, તે દાસી દાસ

ગમે તે હોય તોપણ નિર્માણ પામે છે તેમના દેવ ઇશ્વર છે, તે
સનક, મૃષ્ટિગહારાદિ કર્તા છે, ને તેના આવા અરાઠ અવતાર છે
નકુલી, શૌષ્યકૌશિખ, માર્ગ્ય, મૈત્ર, અકૌરૂષ, ઇશાન, પારગાર્ગ્ય,
કપિલાંડ, મનુષ્યક, કુશિક, અત્રિ, પિંગલ, પુષ્પક, બૃહદાર્ય, અગસ્તિ,
સંતાન, રાશીકર, વિદ્યાગુરુ, આ તેમનામા તીર્થેશ કહેવાય, તે
પૂજ્ય છે એમનો પૂજામણિધાનાદિ વિધિ તે તેમના આગમોથી
જાણી લેવો તેનના જે જે તીર્થ છે તેમાં ભરટા એજ પૂજકો હોય છે
દેવને નમસ્કાર સન્મુખ રહીને ન કરવો તેમાના જે નિર્વિકાર
છે તે પોતાની મીમાસામાનું આ વાક્ય બતાવે છે સ્વર્ગગા નથી,
સર્પ નથી, કપાલમાલા નથી, ઇંદુકલા નથી, ગિરિજા નથી, જટા
નથી, ભસ્મ નથી, તેમ કશુ બીજુ જયા નથી, એવુ પ્રાચીન
મુનિઓએ સેવેલુ ઇશ્વરનુ રૂપ અમે ધ્યાનમા લાવીએ છીએ,
યોગને એજ સેવ્ય છે, પણ જે અર્વાચીનોએ માન્યો છે તે ભોગી
છે, અને તેનુ ધ્યાન કરી, રાજ્યાદિ સુખલાલસાવાળા, તેની સેવા
કરે છે તેમણે વળી પોતાના યોગશાસ્ત્રમા પણ કહ્યુ છે કે વીત-
રાગનુ સ્મરણ કરતો યોગી વીતરાગ થાય છે, પણ જો સરાગનુ
ધ્યાન કરે તો પોતે પણ સરાગ થાયજ યંત્રવાહક જે જે ભાવથી
યુક્ત થાય, તેની સાથે, વિશ્વરૂપમણિની પેઠે, તન્મય થાય છે આ
પ્રમાણે જે લિંગવેષ્ટદેવ, આદિ સ્વરૂપ કહ્યુ તે વૈશેષિકમતમા
પણ સમજી લેવુ કેમકે નૈયાયિક અને વૈશેષિકની વચ્ચે પ્રમા-
ણ અને તત્ત્વ સબંધે મતભેદ છે તથાપિ અન્યોન્ય તત્ત્વાધિક્યભાવ
થઇ જવાને લીધે બહુ થોડોજ અંતર રહે છે, એટલે એમના ઉભ
યના મત તુલ્ય છે તે ઉભય તપસ્વી કહેવાય છે, તે શૈવાદિ ભેદથી
ચાર પ્રકારના છે કહ્યુ છે કે આધાર, ભસ્મ, કૌપીન, જટા, તથા
યજ્ઞોપવીત વાળા તે તપસ્વીઓ પોત પોતાના આચારના ભેદથી
ચાર પ્રકારના થાય છે શૈવ, પાશુપત, મહાવ્રતધર, ને કાલમુખ
તેમના અંતર્ભેદ ભરટ, ભક્તર, લૈંગિક, તાપસ, આદિ છે, એ ભર-

ટાદિ મત ગ્રહણ કરવામાં બ્રાહ્મણાદિ નિયમ નથી. જેને શિવની ભક્તિ હોય તેવા મતવાળો ભરટાદિમાં થઇ શકે. પરંતુ શાસ્ત્રમાં તો સદા શિવના ભક્ત હોવાથી, નૈયાયિકો શૈવમતવાળા કહેવાય છે, ને વૈશે-ષિકો પાશુપતમતવાળા કહેવાય છે. એટલા ઉપરથી નૈયાયિકમત શૈવ કહેવાય છે, ને વૈશેષિકમત પાશુપત કહેવાય છે. એમ મેં જેવું દીઠું સાંભળ્યું તેવું આ બધું અત્ર લખ્યું છે, તેમાં જે કાંઇ વિશેષ છે તે, તે તે ગ્રંથથી વિચારી લેવો.

હવે પૂર્વે પ્રતિજ્ઞા કર્યા પ્રમાણે નૈયાયિકમતનો સંક્ષેપ કહે છેઃ—

**અક્ષપાદમતમાં દેવ સૃષ્ટિસંહારકર્તા શિવ છે, જે વિભુ, નિત્ય, એક, સર્વજ્ઞ, અને નિત્યબુધ્ધિસમાશ્રય એવો છે—૧૨**

અક્ષપાદમુનિ નામના આદિ ગુરુએ નૈયાયિકમતનું મૂલ સૂત્રજાલ રચેલું છે તેથી નૈયાયિકો અક્ષપાદ( ગૌતમ )ના અનુ-યાયી કહેવાય છે, ને તેમનું મત તે પણ અક્ષપાદ મત કહેવાય છે. તે મતમાં શિવ એટલે મહેશ્વર, સૃષ્ટિ એટલે ચરાચર જગત્નું નિર્માણ અને સંહાર એટલે તેનો વિનાશ, તે પોતાની અચિંત્ય શક્તિના માહાત્મ્યથી કરનારો, સષ્ટિસંહારકર્તા, છે. કેવલ સૃષ્ટિજ કર્યા કરે તો અસંખ્ય પ્રાણિગણ ત્રિભુવનમાં પણ માય નહિ, માટે સૃષ્ટિની પેઠે સંહાર પણ કરવો પડે છે. અત્ર શૈવો આ પ્રમાણે પ્રયોગ બતાવે છે પૃથ્વી, પર્વત, સુધાકર, દિનકર, મહાસાગર, આદિ જે જે છે તે સર્વ બુદ્ધિમાન્ એવા કોઇ કર્તાવાળું છે, કેમકે કાર્ય છે; તેનુ ઉદાહરણ ઘટાદિ છે; આ પૃથ્વી પર્વતાદિ સર્વ તે તેવું છે; માટે તે બુદ્ધિમાન્ કર્તાવાળું છે. જે જેનો બુધ્ધિમાન્ કર્તા છે તે તેનો ઇશ્વર છે. એ અન્વય, અને વ્યતિરેક વ્યાપ્તિ લઇએ ત્યારે તેનું ઉદાહરણ ગગન. એમ આ અનુ-માન અન્વય વ્યતિરેકિલિંગથી સિદ્ધ થયું. એ અનુમાનમાં "અસિધ્ધ" હેતુ છે એમ નથી, કિમકે પૃથ્વી પર્વતાદિ જે પોતપોતાના કારણથી પેદા થાયછે તેથી, અથવા અવયવી છે તેથી, તેમનું કાર્યત્વ સુપ્રસિધ્ધ છે, એટલે પક્ષમાં હેતુ ન હોવારૂપી અસિધ્ધદોષ લાગી શકતો નથી.

તેમ વિરુદ્ધ અથવા અનૈકાંતિક એ બેમાંનો હેત્વાભાસ પણ એ અનુમાનમાં આવતો નથી, કેમકે મર્ત્યત્વ એ હેતુ વિપક્ષથી અત્યંત વ્યાવૃત્ત છે. કાલાત્યયાપદિષ્ટ ૨ દોષ પણ એ અનુમાનમાં નથી કેમકે પ્રત્યક્ષ અને વેદ એ બેથી અબાધિત એવો જે સાધ્યધર્મ તે ધર્મવાળા ધર્મી ( સાધ્ય )નો જે વિષય તેમા પણ હેતુની પ્રવૃત્તિ છે તેમ પ્રકરણસમ૩ એ દોષ પણ અત્ર આવશે નહિ, કેમકે તેનાથી વિરુદ્ધ એવા પદાર્થના સ્વરૂપનું સમર્થન કરાવનારું બીજું અનુમાન નથી. અશરીરી હોવાથી, મૃતઆત્માની પેઠે, સૃષ્ટિસંહારકર્તા ઈશ્વરનો પણ સંભવ નથી, એવું પ્રત્યનુમાન છે એમ કહો તો સાંભળો. તમારા પોતાના આ અનુમાનમા જે ઈશ્વરનામે ધર્મી સાધ્ય છે તે તમને પ્રતીત છે કે નથી? જો અપ્રતીત હોય તો તમારો જે હેતુ છે તેને આશ્રયાસિદ્ધિ દોષ આવ્યો, ને જો પ્રતીત છે એમ કહો તો જે અનુમાનથી તેની પ્રતીતિ થઇ હોય તેજ અનુમાનથી સ્વયમેવ પોતાને ઉદ્ભાવનાર ઈશ્વર કેમ ન માનવો? એટલે અશરીરીત્વ સિદ્ધજ થતું નથી, એટલે પ્રકરણસમતા દોષ પણ ટકતો નથી માટે યથાર્થ કહ્યું છે કે સૃષ્ટિસંહારકર્તા શિવ છે તે વળી કેવો છે કે વિભુ એટલે આકાશની પેઠે સર્વ જગદ્વ્યાપક છે જો નિયતૈકસ્થાનવર્તી હોય તે અનિયત પ્રદેશને વિષે વર્તી એવા પદાર્થોનું પ્રતિનિયત યથાવસ્થિતનિર્માણ ઉત્પન્ન થાય નહિ કુંભાર પણ એક

---

( ૧ ) કેમકે વિરુદ્ધ હેત્વાભાસમા હેતુને સાધ્યાભાવ સાથે વ્યાપ્તિ હોય છે, ને અનૈકાંતિકમા, પક્ષવિપક્ષ ઉભયમા રહેવાપણું, કે પક્ષને વિષે જેના સાધનો સંશય, એવો હેતુ હોય છે

( ૨ ) જેના સાધ્યનો પક્ષને વિષે અભાવ પ્રતીત હોય તે બાધિત વિષય કાલાત્યયાપદિષ્ટ અથવા કાલાતીત પણ કહે છે

( ૩ ) પ્રકરણસમ એટલે સત્પ્રતિપક્ષ કેમકે હેતુનું જે સાધ્ય છે તેનાથી વિરુદ્ધ, હેત્વન્તરવડે, તેના તેજ પક્ષમા સિદ્ધ કરવામા આવે, ને તેથી તે પક્ષમા સાધ્યસંશય થઇ પડે એ પ્રકરણસમ દોષ

સ્થાને બેશી દૂરસ્થાનોમાં ઘટાદિ ઘડી શકતો નથી. માટે વિભુતા શિવમાં છે તે યોગ્ય છે. જેમ વિભુ છે તેમ નિત્ય, એક, સર્વજ્ઞ, એવો પણ છે. નિત્ય એટલે અપ્રચ્યુત કે અનુત્પન્ન એવા સ્થિર એક રૂપવાળો કૂટસ્થ. જો ઇશ્વરને નિત્યતા ન હોય તો તે અનિત્ય થઇ, પોતાની ઉત્પત્તિ માટે, પારકાની અપેક્ષાવાળો થાય, ને તેથી કૃતક કહેવાય. અને જગતકર્ત્તા જો કૃતક થાય, તો તેનો પણ તેના અનિત્યત્વને લીધે બીજો કર્તા જોઇએ, ને તેનો પાછો ત્રીજો જોઇએ, એમ દુસ્તર અનવસ્થા નદી વચ્ચે આવી પડે. માટે ઇશ્વરને નિત્યજ માનવો; ને એક તથા અદ્વિતીય માનવો. કેમકે બહુ જગત્‌કર્ત્તા હોઇ શકે એમ સ્વીકાર કરતાં, તે તે જગત્કર્ત્તા પોત પોતાની ભિન્ન ભિન્ન મતિ પ્રમાણે વ્યાપાર કરે તેથી જગત્‌નો વ્યવહાર માત્ર અસ્તવ્યસ્ત થઇ જાય. માટે એક એ વિશેષણ બહુ યુકત છે. એક છતાં પાછો તે સર્વજ્ઞ છે, એટલે સર્વ પદાર્થનો અખિલ સ્વરૂપથી જાણનાર છે. એમ ન હોય તો તેને, ઘડવાના પદાર્થને ઉપયુકત એવા જગત્‌માં પ્રસરી રહેલા પરમાણુ કણને ભેગા કરી યથાર્થ સામગ્રી ઉપજાવતાં ન આવડે, ને તેથી પદાર્થનું નિર્માણ દુર્ઘટ થઇ પડે સર્વજ્ઞ હોય ત્યારે તો પ્રાણીમાત્રના કાર્યરૂપ વસ્તુને ઉચિત કારણસામગ્રીને અનુરૂપ બનાવે. તથા પોતપોતાનાં પુણ્ય પાપાનુસાર સ્વર્ગ નરકનો ઉપભોગ કરાવે, તેમાં લેશ પણ તે અયોગ્ય કરે છે એમ કહેવાય નહિ—કહ્યું છે કે જગતપતિનામાં અપ્રતિહત જ્ઞાન, વૈરાગ્ય, ઐશ્વર્ય, અને ધર્મ, એ ચારે સ્વભાવસિદ્ધજ છે. એના વિના બીજો જંતુ પોતાના સુખ દુઃખની યોજના કરવા સમર્થ નથી, ઇશ્વરની પ્રેરણાને વશ રહી તે સ્વર્ગ નરક પામે છે. અથવા નિત્યૈક સર્વજ્ઞ એવું એક સામટું વિશેષણ પણ કરી શકાય. નિત્ય એટલે સર્વદા એક એટલે અદ્વિતીય તેમ સર્વજ્ઞ એવો જે તે નિત્યૈકસર્વજ્ઞ. અર્થાત્ એવા અનાદિ સર્વજ્ઞ ઇશ્વર વિના બીજો કોઇ તેવો થઇ શકતો નથી યોગીઓના જે અતીન્દ્રિય વાત પણ જાણે તેવાં જ્ઞાન ને તો, બધું જાણવા સમર્થ છતાં, સ્વાત્માને જાણવા અસમર્થ છે. એટલે તે કાંઇ સર્વજ્ઞમાં ગણાતા નથી. ઇશ્વર વળી

કેવો છે? કે નિત્ય બુધ્ધિનો સમાશ્રય છે અર્થાત્ નિત્યજ્ઞાનનું સ્થાન છે, એમ કહી ક્ષણિકમતનો નિષેધ કર્યો આવા પ્રકારનો જે શિવ તે નૈયાયિક મતમાં દેવતા છે

હવે તે મત વાળાનાં તત્વનો વિવેક કહેવા માટે પ્રથમે તેમનાં નામ ગણાવે છે —

**અત્ર તત્વ સોળ છે, તે આ પ્રમાણે પ્રમાણ, પ્રમેય, સંશય, પ્રયોજન, દ્રષ્ટાંત, સિદ્ધાંત, અવયવ, તર્ક, નિર્ણય, વાદ, જલ્પ, વિતંડા, હેત્વાભાસ, છલ, જાતિ, નિગ્રહસ્થાન. તેમા અર્થની ઉપલબ્ધિનું કારણ તે પ્રમાણ, તે ચાર પ્રકારનું છે-૧૩-૧૪—૧૫** અત્ર એટલે આ નૈયાયિકના મતમા પ્રમાણ પ્રમેયાદિ જે સોળ ગણાવ્યા તેટલાં તત્વ છે તેમાના પ્રથમ પ્રમાણ તત્વનું સ્વરૂપ કહેછે કે અર્થ એટલે પદાર્થની જેનાથી ઉપલબ્ધિ એટલે જ્ઞાન થાય તે, તેના યથાર્થ જ્ઞાનનું કારણ, પ્રમાણ કહેવાય, અર્થાત્ જેનાથી પદાર્થની પ્રમા એટલે યથાર્થજ્ઞાન થાય તે પ્રમાણ જ્ઞાનના જનક બે પ્રકારના છે, અચેતન અને જ્ઞાન તેમા જે અચેતન તે ઇંદ્રિય અને તેના તે તે અર્થ સાથે તેનો સન્નિકર્ષ પ્રદીપ લિંગ શબ્દાદિક તે જ્ઞાનના કારણ હોવાથી પ્રમાણ કહેવાય જ્ઞાનની કારણતા એજ જાણવી કે બીજુ જ્ઞાન પ્રાપ્ત કરવામા પ્રથમ જ્ઞાન ઉપયુક્ત થાયછે માટે તે જ્ઞાનપણ પ્રમાણ જ્ઞાનને ન પેદા કરવાવાળુ એવુ તો પ્રમાણનુ ફલ હોઇ શકે, પણ પ્રમાણ પોતે તો તેવુ ન હોઇ શકે

પ્રમેય—એટલે પ્રમાણજન્ય જે જ્ઞાન તેનુ ગ્રાહ્ય જે વસ્તુ હોય તે

સંશય—આ હશે કે આ હશે એમ જે અનિશ્ચિત પ્રતીતિ તે

પ્રયોજન—જે અભીષ્ટ સાધ્યફલ હોય તે

દ્રષ્ટાંત—વાદિ પ્રતિવાદિને સંમત જે નિદર્શન હોય તે

સિધ્ધાન્ત—સર્વદર્શન શાસ્ત્રને સંમત પ્રતીતિ

અવયવ—પક્ષાદિક જે અનુમાનના અંગ તે

તર્ક—સંદેહ થયા પછી અન્વયધર્મનું ચિંતવન તે; જેમકે અત્ર અધુના સ્થાણુ હોવો જોઇએ.

નિર્ણય—અમુક વસ્તુ અમુકજ છે એવો નિશ્ચય.

વાદ—તત્ત્વનિર્ણયાર્થે ગુરુ સાથે વાત કરવી તે.

જલ્પ—સામાની જિગીષાથી જે તેની સાથે વાદ કરવો તે.

વિતંડા—વસ્તુ તત્ત્વ સમજ્યા વિના લવારો હાકવો તે.

હેત્વાભાસ—હેતુ જેવા આભાસનારા ખોટા હેતુ તે.

છલ—પારકાના વચનનો વિઘાત થાય એવા અર્થવિકલ્પનું ઉપપાદન તે.

જાતિ—અસમ્યક્ દૂષણ તે.

નિગ્રહસ્થાન—જે કહેતાં વાદિને કહેવાનું કાંઇ રહે નહિ તે.

એમ તત્ત્વસ્વરૂપ તથા સંખ્યા બતાવી પ્રથમે પ્રમાણતત્ત્વનું સ્વરૂપ સમજાવવા તેનું લક્ષણ તથા તેની સંખ્યા કહેછે. અર્થોપલબ્ધિ એટલે સ્તંભ કુંભાદિ બાહ્ય પદાર્થ તેમ સુખદુઃખાદિ આંતરસંવેદન એ સર્વની ઉપલબ્ધિ એટલે જ્ઞાન જેનાથી થાય તે પ્રમાણ. અત્ર અર્થોપલબ્ધિ કેવી લેવી ? તેનો નિર્ણય સમજવાનો છે. " સંદેહ થયો માટે લક્ષણ યોગ્ય નથી એમ ન જાણવું, પણ વધારે વ્યાખ્યાથી તેનો સ્પષ્ટાર્થ સમજવો " એ ન્યાયને અનુસરી, અત્ર અવ્યભિચારિણી, અવ્યપદેશ્યા, અને વ્યવસાયાત્મિકા, એવી અર્થોપલબ્ધિ સમજવી; પણ કેવલ ઉપલબ્ધિ એમજ ન જાણવું. કહી એવી જે ઉપલબ્ધિ તેનો જે હેતુ એટલે તેનું જે કારણ તે પ્રમાણ, અને અર્થોપલબ્ધિ તે તેનું ફલ. એમાં તાત્પર્ય આવું છે. અવ્યભિચારી આદિ વિશેષણ વિશિષ્ટ જે અર્થોપલબ્ધિ જનક સામગ્રી તે અથવા તેનો ભાગ, જેવાંકે ચક્ષુ, પ્રદીપ, જ્ઞાનાદિ, જે બોધ રૂપે હોય તેમ અબોધ રૂપે હોય, તે સર્વ જ્ઞાન પ્રતિ અતીવ સાધન રૂપ હોવાથી પ્રમાણ કહેવાય અને તજ્જનકત્વ એ તે પ્રમાણનું પ્રામાણ્ય; ને

અભાવ તે વિશેષણ કે વિશેષ્ય રૂપેજ થાય. તે આ પ્રમાણેઃ પટસમવાય વાળા તંતુ; તંતુમાં પટ સમવાય છે; ઘટ શૂન્ય ભૂતલ, અત્રભૂતલે ઘટ નથી. એમ સન્નિકર્ષ છ પ્રકારના છે. કોઈ કહેશે કે આનું નામ સન્નિકર્ષ શામાટે પાડવુ? નિકર્ષ એટલુંજ બસ છે, તો તેનું ઉત્તર કે સં એ અવ્યયનીજ રૂર છે કેમકે તેનાથી છએ સન્નિકર્ષનું ગ્રહણ થાય છે એ છ સન્નિકર્ષ તેજ જ્ઞાનોત્પત્તિનાં સમર્થ કારણ છે, સંયુક્ત સંયોગાદિ કારણ નથી એ વાત પણ સં એ અવ્યયના ગ્રહણથી સ્પષ્ટ સૂચવાય છે. ઇંદ્રિયાર્થ સન્નિકર્ષથી ઉત્પન્ન થયેલું એમ કહ્યું તે તે જ્ઞાનપ્રતિકારકત્વ જણાવવાને અર્થે અત્ર તાત્પર્ય આ પ્રમાણે છે. ઇંદ્રિય છે તે પદાર્થની સમીપ હોવાથી પદાર્થ સાથે સબંધ કરે છે, તે ઇંદ્રિયાર્થ સંબંધથી જ્ઞાન થાય છે. કહ્યું છેઃ આત્મા મન સાથે જોડાય છે, ને મન ઇંદ્રિય સાથે જોડાય છે, તથા ઇંદ્રિય અર્થ સાથે જોડાય છે, એમ શીઘ્રક્રમ છે, આવો મનનો યોગ કાંઇ અગમ્ય નથી, કેમકે જ્યાં મન જાય ત્યાં આત્મા પણ જાય છે–" ઇંદ્રિયાર્થ સન્નિકર્ષજન્ય જ્ઞાન " તેમાં જ્ઞાન ગ્રહણ કર્યુ છે તે સુખાદિનો નિષેધ કરવા કર્યું છે, કેમકે સુખાદિ અજ્ઞાન રૂપ છે. સુખાદિક, જેનો સ્વભાવ અનુકૂલતા રૂપ પ્રતીતિઆદિ પેદા કરવાનો છે, તે ગ્રાહ્યપદાર્થરૂપે અનુભવાય છે, ને જ્ઞાન છે તે તો પદાર્થને જાણનાર ગ્રાહકરૂપે અનુભવાય છે, એમ જ્ઞાન અને સુખાદિ તેનો ભેદ પ્રત્યક્ષસિદ્ધ છે. પ્રત્યક્ષ લક્ષણમાં તે જ્ઞાનને અવ્યપદેશ્ય કહ્યું છે તેનો અર્થ કે કલ્પનારહિત, કેમકે નામ કલ્પના કરવાથી તો તે જ્ઞાન શાબ્દજ્ઞાન થઈ પડે. એ પદ ન મૂક્યું હોય તો વ્યપદેશ જે શબ્દ તે અને ઇંદ્રિયાર્થ સન્નિકર્ષ તે, એ બેએ સાથે મળી જે જ્ઞાન પેદા કર્યું હોય તે પણ પ્રત્યક્ષફલ ગણાય. તેમ ન થાય એ માટે જ્ઞાનને અવ્યપદેશ્ય એ વિશેષણ જોઇએ. તે વાત સ્પષ્ટ આ રીતે જાણવી. ગાય એવુ વિશેષ કાલે જે જ્ઞાન થયુ તે ગાય જોવામાં ચક્ષુનો ઉપયોગ, અને તે ગાય છે એમ કહેવામા ગાય શબ્દનો પ્રયોગ, એમ શબ્દ અને ઇંદ્રિયઉભય વ્યાપારનુ એ જ્ઞાન જન્ય થયું તથાપિ શબ્દનો એ જ્ઞાન પેદા કરવામાં વધારે ભાગ છે એમ માની

તો કેવલ શાબ્દજ્ઞાન કહેવાય છે, પ્રત્યક્ષ કહેવાતુ નથી હવે જે અવ્યભિચારી એવુ વિશેષણ પ્રત્યક્ષ લક્ષણમા છે તેની જરૂર એટલા માટે છે કે મૃગજલનુ જ્ઞાન ઇંદ્રિયજન્ય છે તેમ શુક્તિને વિષે રજતનુ મિથ્યાજ્ઞાન પણ ઇંદ્રિયજન્ય છે છતા તે જ્ઞાન પ્રત્યક્ષમા લેવા નહિ એમ જણાવવાને એ પદ મૂક્યુ છે વ્યભિચારી જ્ઞાન તે કીયુ કે જે વસ્તુના જે ધર્મ નથી તે રૂપે તે વસ્તુને જોવી તે ત્યારે આવુ જે જ્ઞાન નહિ, અને જે વસ્તુ જે ધર્મવાળો છે તે ધર્મથાજ તે વસ્તુનુ જ્ઞાન તે અવ્યભિચારી એમ સમજવુ હવે વ્યવસાયાત્મક એ વિશેષણ સમજવાનુ છે વ્યવસાય એટલે વિશેષ, વિશેષ જનિત તે વ્યવસાયાત્મક કહેવાય અથવા વ્યવસાયાત્મક એટલે નિશ્ચયાત્મક આમ કહેવાથી, અનેક પદાર્થને આલબી કરાનિશ્ચય ઉપર ન આવેલુ એવુ જે સશયાત્મક જ્ઞાન તે પ્રત્યક્ષ જ્ઞાનનુ ફલ ન થઇ શક્યુ ત્યારે હવે બીજી શકા કોઇ કરે કે એ બધુ તો ઠીક પણ એ બધા વિશેષણ-દિથીજ જ્ઞાન શબ્દ ફલિત થાય તેમ છે, તો સ્પષ્ટ રીતે જ્ઞાન એ પદ મૂલ લક્ષણમા મૂકવાની જરૂર નથી આ શકા બરાબર નથી કેમકે જ્ઞાન શબ્દ ધર્મીના પ્રતિપાદનનેઅર્થે લીધોછે જ્ઞાન શબ્દથી ઉપાત્ત જે જ્ઞાનધર્મી તેજ ઇંદ્રિયાર્થસન્નિકર્ષાદિથી પરિચ્છિન્ન થાયછે એમ ન હોય તો, ધર્મીને અભાવે, અવ્યભિચારાદિ ધર્મ જે તે તે પદથી ફલિત થાય છે, તે કોનામા સિદ્ધ થયા મનાય? કેટલાક વળી અવ્યપદેશ્યાદિ શબ્દની આમ પણ વ્યાખ્યા કરે છે કે અવ્યપદેશ્ય અને વ્યવસાયાત્મક એ બે પદથી નિર્વિકલ્પક અને સવિકલ્પક એવા બે પ્રત્યક્ષના ભેદ બતાવ્યા, ને બાકી રહ્યા તે તો જ્ઞાનનાંજ વિશેષણ

આ સૂત્રનો અર્થ કરવામા ફલવિશેષણ, સ્વરૂપ વિશેષણ, અને સામગ્રી વિશેષણ એવા ત્રણ પક્ષ છે તેમા જે સ્વરૂપવિશેષણ પક્ષ છે તે યોગ્ય નથી, કેમકે આ રીતે એવો અર્થ થાય કે જે વિશેષણ કહ્યા તે સહિત જે જ્ઞાન તે પ્રત્યક્ષ ને તેમ અર્થ કરતા તો જે અસાધક જ્ઞાન તેને પણ પ્રત્યક્ષતા આવી જશે, ને તે થવુ અયુક્ત છે કેમકે અસાધક છે તે કદાચ સાધક નથી માટ તેનુ પ્રામાણ્ય માનતા નથી,

જે સાધકતમ હોય તેજ પ્રમાણમાં તો મનાય છે તુલા, સુવર્ણ, પ્રદીપ, તથા સન્નિકર્ષ માટેની ઇન્દ્રિય, તે સર્વ અબોધ રૂપ એટલે જડ હોવાથી, પ્રત્યક્ષ વિષય થઇ શકશે નહિ. ને સૂત્રકાર તો એ સર્વનું પ્રત્યક્ષત્વ ઇચ્છે છે માટે કોઇ પ્રકારે સ્વરૂપવિશેષણપક્ષ યુક્ત નથી. સામગ્રીવિશેષણપક્ષ પણ ઠીક નથી. તે પક્ષે સૂત્રાર્થ આવો થાય. પ્રમાતા, પ્રમેય, ચક્ષુરાદિ ઇન્દ્રિય, આલોક, ઇત્યાદિ જે જ્ઞાન પેદા કરનાર સામગ્રી તે, ઇન્દ્રિયાર્થસન્નિકર્ષોત્પન્નાદિ વિશેષણ વિશિષ્ટ જ્ઞાનને પેદા કરનારી હોવાથી, ઇન્દ્રિયાર્થસન્નિકર્ષોત્પન્નાદિ વિશેષણ વિશિષ્ટ હોયતો, એક લક્ષણમાત્રથી. પ્રત્યક્ષ એમ કહેવાય. એમ સામગ્રીને સૂત્રોક્ત વિશેષણનું લાગવાપણું તે, તેનાથી તે પ્રકારનું ફલ થાય એમ ગણી, માત્ર લક્ષણાથીજ પ્રાપ્ત થયું, સ્વતઃ નહિ, એટલે એ પક્ષ પણ યુક્ત નથી માત્ર ફલવિશેષણ પક્ષ તેજ યુક્તિસંગત છે. એ પક્ષમાં "માટે" એટલો અધ્યાહાર લક્ષણમાં સમાવવો, એટલે આ પ્રમાણે અર્થ થશે. ઇંદ્રિયાર્થસન્નિકર્ષોત્પન્નાદિ વિશેષણ વિશિષ્ટ જ્ઞાન, ઇંદ્રિયાર્થસન્નિકર્ષાદિથી થાયછે, માટે, તે ઇંદ્રિયાર્થ સન્નિકર્ષાદિ પ્રત્યક્ષ પ્રમાણ જાણવાં, ને જે જ્ઞાન તે તો પ્રત્યક્ષ પ્રમાણનું ફલ સમજવું. જ્યારે તે જ્ઞાનથી આગળ જતાં હાનોપાદાનાદિબુદ્ધિ પેદા થાય, ત્યારે, તે બુદ્ધિની અપેક્ષાથીજ જ્ઞાન તે પ્રમાણ, અને હાનોપાનાદિ બુદ્ધિ તે ફલ એમ જાણવું, કેમકે "જ્યારે જ્ઞાન પ્રમાણ હોય ત્યારે હાનોપાદાનાદિબુદ્ધિ તેજ ફલ" એવું વચન છે. અનુભવજન્ય સંસ્કારથી પેદા થયેલી સ્મૃતિના યોગે, "આ તેના જેવો છે" એવું જે જ્ઞાન તે ઇંદ્રિયાર્થસન્નિકર્ષજન્ય હોવાથી પ્રત્યક્ષનુ ફલ છે એમ જાણવું. એટલે સ્મૃતિને પ્રત્યક્ષતા પ્રાપ્ત થઇ. સુખ દુઃખાદિ સંબધની જે સ્મૃતિ તે તો, ઇંદ્રિયાર્થસન્નિકર્ષની સહકારી હોવાથી, 'આ તેના જેવો છે' એવા સારૂપ્યજ્ઞાનની જનક થવાથી, પ્રત્યક્ષ વિષયજ થઇ. સરૂપજ્ઞાન જે થયું તે તો "આ સુખસાધન છે" એ અનુમાનના ફલ રૂપે થયું તેથી તે અનુમાન પ્રમાણમાં પડ્યું. એમ નહિ કહી શકાય કે સુખ સાધનત્વ શક્તિ છે તેનું જ્ઞાન પ્રત્યક્ષજ માનવું જોઇએ, કેમકે તે શક્તિ તે સમયે

સમીપ નથી આત્માનો મનરૂપી ઈંદ્રિય સાથે સન્નિકર્ષ થતા સુખાદિ જ્ઞાન એ ફલ થાય છે, એટલે મનરૂપી ઇંદ્રિય અને જે તેનો સન્નિકર્ષ તે બેન પ્રત્યક્ષપ્રમાણતા આવી એજ પ્રકારે અન્યત્ર પણ પ્રમાણ અને તેના ફલનો વિભાગ સમજી લેવો એ જે પ્રત્યક્ષલક્ષણનુ ગૌતમ સૂત્ર આ પ્રમાણે આ રીતે સમજવુ તેજ ગ્રંથકારે મૂલ શ્લોક-માં યુક્તિથી સ્પષ્ટ કર્યુ છે ઈંદ્રિયાર્થસન્નિકર્ષજન્ય, અવ્યભિચારી, અને અવ્યપદેશ્ય, વ્યવસાયાત્મક જ્ઞાન થાય છે, માટે તે ઈંદ્રિયાર્થ સન્નિકર્ષ તે પ્રમાણ એમ એ શ્લોકમા પણ અધ્યાહારાદિથી સમજવુ હવે પ્રત્યક્ષ અને તેનુ ફલ તે બેના ભેદ નથી એમ બતાવવા પ્રત્યક્ષ ના ભેદ કહેવાય છે પ્રત્યક્ષ બે પ્રકારનુ છે અયોગિ પ્રત્યક્ષ, અને યોગિપ્રત્યક્ષ આપણ સર્વને જે ઈંદ્રિયાર્થસન્નિકર્ષથી જ્ઞાન પેદા થાય છે તે અયોગિપ્રત્યક્ષ જાણવુ તેના પણ બે ભાગ છે નિર્વિકલ્પ, અને સવિકલ્પ વસ્તુ સ્વરૂપમાત્રનુંજ અવભાસક તે નિર્વિકલ્પક જેવુ કે કોઇ તરફ પ્રથમ દૃષ્ટિ નાખતા થઇ આવે છે તે સંજ્ઞા અને સંજ્ઞી તેના સંબંધને લઇને જે જ્ઞાનોત્પત્તિ તેનુ જે નિમિત્ત તે સવિકલ્પક જેવુ કે આ દેવદત્ત છે, આ દંડી છે, ઇત્યાદિ યોગિ-પ્રત્યક્ષ તે દેશ, કાલ, કે સ્વભાવથી, જે દૂર હોય તેનુ પણ ગ્રાહક જ્ઞાન તે બે પ્રકારનુ છે યુક્તનુ પ્રત્યક્ષ, ને વિયુક્તનુ પ્રત્યક્ષ સમાધિવશ એકાગ્રતા પામી ગયેલા, યોગજધર્મ અને ઇશ્વર આદિ સહકૃત જે આત્માન્તઃકરણ ઉભયનો સંયોગ તેનાથીજ, બાહ્યાર્થ સંયોગ વિના અશેષ અર્થ ગ્રહણ કરી લે છે તે યુક્તનુ પ્રત્યક્ષ તે નિર્વિકલ્પજ હોય, કેમકે સવિકલ્પક હોય તો તો સમાધિથી એકાગ્રતા થતી અટકત થાય આવુ માત્ર ઉત્કૃષ્ટ યોગાંગજ થાય છે, યોગા ભ્યાસ તેનો સંભવ નથી સમાધિઅવસ્થામા ન હોય ત્યારે, યોગીના આત્મા અને મન તથા બાહ્યેંદ્રિય તથા રૂપાદિ અર્થ એ ચારનો સંયોગ થતા રૂપાદિનુ જે જ્ઞાન, કે આત્મમન શ્રોત્ર ત્રણના સંબંધે શબ્દનુ જ્ઞાન, કે આત્માને મન બેના સંયોગથી સુખદુઃખાદિ જ્ઞાન, તે બધુ વિયુક્તનુ પ્રત્યક્ષ જાણવુ તે નિર્વિકલ્પક હોય કે સવિકલ્પક

હોય. વિસ્તારથી જેને આ વાત સમજવી હોય તેણે ન્યાયસારટીકા જોવી. હવે અનુમાનનું લક્ષણ કહે છે: તે તત્પૂર્વક હોઇ ત્રિવિધ છે; જે ત્રણ પ્રકાર પૂર્વવત્, શેષવત્. આદિ કહ્યા છે. એ અર્થમાત્ર મૂલ ગૌતમસૂત્રની વ્યાખ્યા કરતાં સમજાવીશું. સૂત્ર આવું છે. " તત્પૂર્વક એવું અનુમાન ત્રિવિધ છે, પુર્વવત્, શેષવત્, અને સામાન્યતોદૃષ્ટ." તેની વ્યાખ્યા કેટલાક આવી કરે છે. અત્ર એકજ પૂર્વક શબ્દ છે તેથી લુપ્તનિર્દેશ સમજવો. તત્પૂર્વક એટલે પ્રત્યક્ષ ફલ જે લિંગજ્ઞાન તે થકી લિંગીનું પણ જ્ઞાન. એમાં તાત્પર્યાર્થ આવો છે. પ્રત્યક્ષથી ધૂમાદિ જ્ઞાન થાય છે, ને તેથી વન્હ્યાદિ જ્ઞાન થાય છે. ઇંદ્રિયસન્નિકર્ષોત્પન્નત્વ વિનાનાં બીજાં જે જે વિશેષણ છે તે પ્રત્યક્ષ લક્ષણના સૂત્રમાંથી અત્ર પણ યોજવાં, ને તેમના અર્થ પણ પૂર્વોક્ત પ્રકારે યથાર્થ સમજી લેવા. તેમજ દ્વિતીયલિંગદર્શનપૂર્વક એવી જે અવિનાભાવસંબંધસ્મૃતિ તે પણ 'તત્પૂર્વક' પૂર્વક છે, એટલે તેને જે ઉત્પન્ન કરે છે તે પણ અનુમાનમાં સમાશે, પણ તેમ ન સમાય તે માટે, લક્ષણમાં, 'અર્થોપલબ્ધિ' એ શબ્દ સમજવા; એમ થયું એટલે ઉક્ત દોષ નહિ આવે કેમકે સ્મૃતિ છે તે અર્થ વિના પણ થાય છે. ત્યારે આવો સ્પષ્ટાર્થ થયો: જે લિંગાદિથી, અર્થોપલબ્ધિરૂપ, અવ્યભિચરિત, અવ્યપદેશ્ય, વ્યવસાયાત્મક, તત્પૂર્વક પૂર્વક, જ્ઞાન થાય, તે અનુમાન. અત્ર પ્રત્યક્ષ બે સમજવાં, તત્પૂર્વક એ સ્થાને. એક તો લિંગલિંગીસંબંધદર્શન, અને બીજું લિંગદર્શન, એ બે જેની પૂર્વે છે તે તત્પૂર્વક કહેવાય, એવો અર્થ કરવાથી, અનુમાનની પૂર્વે બે પ્રત્યક્ષ ફલ હોવાં જોઇએ એ સિદ્ધ થયું. અથવા પ્રત્યક્ષાદિ સર્વ પ્રમાણ જેમા પૂર્વ છે તે તત્પૂર્વક એમ અર્થવિશેષ લેવાથી અનુમાન ને સર્વ પ્રમાણમા પૂર્વકત્વ પણ આવે. કોઇ કહેશે કે બીજાં પ્રમાણની વાત કહેવાઇ નથી, તત્ શબ્દથી તેવાં અપ્રકૃતનો આક્ષેપ કેમ થાય? તો તેનું ઉત્તર એ કે યદ્યપિ બીજાં પ્રમાણ સાક્ષાત કહ્યાં નથી, તો પણ પ્રત્યક્ષ સૂત્રથી જે જુદાં પાડવાનાં છે તે બીજા બધાં પ્રમાણ છે, એટલે તે બધાં તે સૂત્રમાં

પ્રકૃતજ છે આ વ્યાખ્યા કરી તેમા અવ્યાપ્તિ આદિ કોઈ પણ દોષ જણાતો નથી ને એક પૂર્વ શબ્દનો લુપ્તનિર્દેશ નથી સ્વીકારતા, તેમને પ્રત્યક્ષફલ ને જ્ઞાન છે તેનુ પણ અનુમાનત્વ આવી પડશે, કેમકે પ્રત્યક્ષનુ જે ફલ છે તે પ્રત્યક્ષ પૂર્વકજ છે હવે જે અમારૂ છે તે તો પ્રમાણ ગનાતુ નથી જે કાઇ પણ કાર્ય છે તે પ્રમાણ છે, એટલે એમ જોતા સૂત્રાર્થ આવો થતા જશે અવ્યભિચારી, અવ્યપદેશ્ય, વ્યવસાયાત્મક, ને અર્થોપલબ્ધિ તેનુ જનક પ્રત્યક્ષફલરૂપ જે લિંગજ્ઞાન, તેજ અનુમાન આવુ કહો તો કહીએ તે સાભળો એમ પણ વિશિષ્ટ જ્ઞાનનેજ અનુમાનત્વ આવ્યુ, જ્ઞાનમાત્રનુ જ અનુમાનત્વ કહેવાશે નહિ કેમકે " સ્મૃતિ, અનુમાન, આગમ, સંશય, પ્રતિભાસ, પ્રજ્ઞાન, ઉહ, સુખાદિ, તે પ્રત્યક્ષ અને ઇચ્છાદિ તે મનના લિંગ " એવુ વચન છે, એટલે ખાર કે અભેદ રૂપ વિશિષ્ટ ફલ જેનાથી થાય તેજ અનુમાન કહેવાશે આવો અવ્યાપ્તિ દોષ એમ અર્થ કરવાથી, લક્ષણમાં આવી પડ્યો આવો દોષ આવે નહિ માટે ' તત્પૂર્વક ' એ શબ્દમાં લુપ્તનિર્દેશ માનવો અને તત્પૂર્વક પૂર્વક એમ અર્થ લેવો, એટલે તત્ જે પ્રત્યક્ષ તે પૂર્વક જે પ્રત્યક્ષફલજ્ઞાન, તે જેમા પૂર્વ છે એવુ લિંગ જ્ઞાન તે તત્પૂર્વક પૂર્વ થયુ, ને એમા કશો દોષ આવશે નહિ

બીજી શકા કે એમ છતા પણ " ત્રિવિધ " એ કહેવુ ઠીક ન થી એનુ ઉત્તર એ ઠીક છે કેમકે અનુમાનનો વિભાગ બતાવવા મૂક્યુ છે ' પૂર્વવદાદિ ' જે વિભાગ કર્યા છે તે સ્વભાવાદિ વિષય નો પ્રતિપેદ કરી, પૂર્વવદાદિ વિષયનુ જ્ઞાપન કરવા માટે છે, એટલે પૂર્વવદાદિ તેજ ત્રિવિધ વિભાગથી કરીને વિવક્ષિત છે સ્વભાવાદિ નહિ, એમ જાણવુ આ પ્રમાણે આખા સૂત્રનુ એક વ્યાખ્યાન છે

બીજા એને વ્યાખ્યા કરે છે કે તત્પૂર્વક એટલે પ્રત્યક્ષ પૂર્વક જે તે ત્રિવિધ, એટલે અનુમાનજ ત્રિવિધ, અને તે ત્રણ જે એવા બતાવે છે કે " પૂર્વવત્" આદિ જે કહ્યા છે તે પૂર્વ શબ્દથી કરીને અ-

ન્વય સમજવો, કેમકે વ્યતિરેકથી પૂર્વ હોય છે. પૂર્વ એટલે અન્વય તે જેને છે તે પૂર્વવત એટલે કેવલાન્વયી અનુમાન. શેષ એટલે વ્યતિરેક તે જેને છે તે શેષવત. સામાન્ય એટલે અન્વયને વ્યતિરેક એ ઉભય જેનામાં સાધારણ હોય તે અન્વય વ્યતિરેકી. અથવા ત્રિ-વિધ એટલે ત્રિરૂપ તે રૂપતે પૂર્વ અર્થાત પ્રથમથી જે કહેવાય તે, પક્ષ, ને તે જેને હોય તે પૂર્વવત એટલે પક્ષ ધર્મત્વ, શેષ એટલે ઉપયોગમાં લેવુ હોય તે કરતાં જે વધે તે, એટલે તે તો ઉપયુક્તના જેવું જ હોય, તેથી તે સધર્મા થયું અને તે જેનામાં છે તે શેષવત એટલે સપક્ષમાં હોવાપણું, સપક્ષેસત્વ. સામાન્યતોદષ્ટ ત્યાં સામાન્યતોઅદષ્ટ એમ જાણવું, અર્થાત વિપક્ષમાં જે જરા પણ ન જણાય તે, એટલે વિપક્ષે અસત્વ. એ ત્રણ રૂપ. "અને" એમ અવ્યયનું વ્યવધાન કરેલું છે (સૂત્રમાં) તેથી ત્રણ રૂપ ઉપરાંત બે રૂપ છે એમ મનાય એક પ્રત્યક્ષજ્ઞાનવિરોધાભાવત્વ, ને બીજું અસત્પ્રતિપક્ષત્વ. એમ જે પંચ રૂપ લિંગાલંબન તે અન્વય વ્યતિરેકી અનુમાન. વિપક્ષે અસત્વ અને સપક્ષે સત્વ એ રૂપમાંનુ એકકે બીજાની સાથે સંબંધ ન હોય તેવા લિંગનું આલંબન તે કેવલાન્વયી કે કેવલ વ્યતિરેકી અનુ-માન. શબ્દ અનિત્ય છે, કેમકે કાર્યત્વ વાળો છે, એટલે ઘટા-દિની પેઠે તેવો હોવો જોઇએ એ અન્વય અને આકાશાદિ દષ્ટાંતથી વ્યતિરેક, એમ આ અન્વય વ્યતિરેકી હેતુનું દષ્ટાન્ત. અદષ્ટાદિ કોઇને પણ પ્રત્યક્ષ છે, કેમકે પ્રમેય છે, એટલે કરતલાદિની પેઠે તેવાં હોવાં જોઇએ. અત્ર "કોઇને પણ પ્રત્યક્ષ" એ સાધ્ય છે એટલે અપ્રત્યક્ષ એવી કોઇ પણ વસ્તુ જે વિપક્ષ હોઇશકે તે જડવાની નહિ, ને તેથી વ્યતિરેકવ્યાપ્તિ સિદ્ધ થવાની નહિ. એટલે આ દષ્ટાન્ત કેવલા-ન્વયીહેતુનું થયું. સર્વકાર્ય સર્વજ્ઞ એવા કર્તાપૂર્વક છે કેમકે કાદાચિત્કત્વ-વાળું છે. જે તેવુ નથી હોતુ તે કાદાચિત્કત્વવાળું પણ નથી હોતું. જેમકે આકાશાદિ. અત્ર "સર્વકાર્ય" એમાં સર્વને પક્ષમાં નાખવાથી સપક્ષ મળવાનુંજ નહિ, એટલે હેતુ કેવલ વ્યતિરેકી રહેવાનો. એ કે-વલ વ્યતિરેકીનું દષ્ટાન્ત. પ્રસંગદ્વારાપણ કેવલ વ્યતિરેકી થાય છે.

આછવચ્છરીર 'પ્રાણાદિમ ત્વ યુક્ત હોવાને લીધે લોષ્ઠાદિની પેઠે
નિરાત્મક નથી પ્રયોગ આ પ્રમાણે આછવચ્છરીર સાત્મક છે, કેમકે
પ્રાણાદિમત્વવાળુ છે 'જે સાત્મક નથી તે પ્રાણાદિમત્ પણ નથી,
જેમકે લોષ્ઠાદિ, એ પ્રસંગપૂર્વક કેવલ વ્યતિરેકીનુ દૃષ્ટાન્ત

આ પ્રમાણે અનુમાનના ભે૦ તથા સ્વરૂપ બતાવી. વિષયના
ત્રૈવિધ્યનુ પ્રતિપાદન કરવા માટે આમ પણ કહેવાય છે તત્પૂર્વક અનુ-
માન ત્રિવિધ એટલે ત્રણ પ્રકારનુ છે તે ત્રણ કિયા? તો કહે છે કે પૂર્વ
વદાદિ જે અનુમાનમાં પૂર્વ એટલે પ્રથમથી કારણ વિદ્યમાન હોય
તે પૂર્વવત્, જેમાં કારણથકી કાર્યનુ અનુમાન થાય જેમકે વિશિષ્ટ મેઘથી
વૃષ્ટિ થશે એ અનુમાન અત્ર કારણ તે કારણનો ધર્મ ઉન્નતત્વાદિ
ગ્રહણ કરવો. પ્રયોગ આ પ્રમાણે આ મેઘ વૃષ્ટિ કરશે, કેમકે ગાજ-
વીજવાળા હોઇ અતિ ઉન્નત છે, જે એવા હોય છે તે વૃષ્ટિ કરે છે,
જેમકે પૂર્વે જોયેલા મેઘ, આ તેવા છે, માટે તેવા છે ત્યારે શંકા કરી એકે
એવા ઉન્નતિવાળા મેઘ પણ વૃષ્ટિ નથી કરતા એમ દીઠામાં છે, એટલે
જે કારણ અનૈકાન્તિક છે તે કારણથી કાર્યનુ અનુમાન કેમ કરાય?
એનુ સમાધાન એ છે કે વિશિષ્ટ જે મેઘ તેના જે ધર્મ ઉન્નત
ત્વાદિ તેને કાર્ય પ્રતિ સંપૂર્ણ ઉત્પાદકત્વ સ્વીકારેલુ જ છે
એમ નહિ કહી શકાય કે અસર્વજ્ઞ એવા આપણે એવો વિશેષ નિશ્ચય
કેમ કરી શકીએ? એમ માનીએ તો અનુમાન પ્રમાણનોજ ઉચ્છેદ થાય.
એમજ વ્યવહાર થાશે નો પ્રતિબન્ધક રહિત એવા ધૂમાદિથી પણ તેના
સાધ્ય જે અગ્નિ તેનુ અનુમાન અસંદેહ કરવુ. જોઇએ નહિ એમાં
કદાપિ એમ કહો કે "સુવિવેચિતકાર્ય, કારણથી કદાપિ વ્યભિચારી
થતુ નથી" એ ન્યાયાનુસાર ધૂમથી અગ્નિ અનુમાનવામાં બાધ
નથી, તો તેનો તે વાત મેઘાનુમાનમાં પણ શામાટે ન લાગુ
પાય? જેને ઉત્તમપણાના અનુભવે કરી ઉન્નતત્વાદિ ધર્મવાળા
મેઘનુ વૃષ્ટિજનકપણું દૃઢ સમજાયું હશે તેજ તેવુ અનુમાન કર-
નો હશે, જેને તેવી વ્યાપ્તિ નથી ગ્રહાઇ તેતો નહિજ એ વાતને

અનુસરીનેજ કહ્યું છે કે " અનુમાતાનો એમાં અપરાધ છે, અનુમાનનો નહિ. " હવે બીજું. શેષ એટલે કાર્ય તે જેને છે તે શેષવત્, એટલે જે અનુમાનમાં કર્યથી કારણનું અનુમાન થાય તે. જેમકે નદીપૂર જોવાથી વૃષ્ટિ અનુમાનાય. અત્ર કાર્યશબ્દથી કરીને કાર્યધર્મ જે લિંગ તે જાણવું. પ્રયોગ આપ્રમાણે. નદીના મૂલ પ્રદેશો ભણી વૃષ્ટિ થઇછે કેમકે ઝડપથી દોડી ફીણવાળા પ્રવાહમાં કાષ્ઠાદિને તાણી જતી સતી પૂર્ણ છે. ઉદાહરણ અન્ય નદી. હવે ત્રીજું સામાન્યતોદૃષ્ટ, તે એવુ કે જ્યાં કાર્યકારણરૂપસંબંધ ન છતાં પણ અમુક વસ્તુનો લિંગી સાથે અવ્યભિચરિત સંબંધ છે તે અનુમાન, જેમકે બલાકાથી જલનું અનુમાન. પ્રયોગ આ પ્રમાણે. જેને બલાકા તજતી નથી એવો આ પ્રદેશ જલવાળો હોવો જોઇએ, કેમકે ત્યાં બલાકા છે, જેનું ઉદાહરણ બીજા તેવા દેશ જ્યાં તેમ જોયું છે તે છે. અથવા બીજુ ઉદાહરણ; અન્ય વૃક્ષ ઉપર દીઠેલા આદિત્યને અન્યપર્વત ઉપર દેખીએ તેથી રવિ ગતિમાન્ છે એ જ્ઞાન થાય તે. પ્રયોગ આ પ્રમાણે. રવિનું એકથી બીજે સ્થાને દર્શન થયું તે ગતિ સાથે સાહચર્યવાળું છે, કેમકે તે દર્શન છે, ને તેવી વાતનું ઉદાહરણ દેવદત્તનું અન્યત્ર દર્શન તે છે. જેમ દેવદત્તાદિને એક ઠેકાણે જોયા પછી બીજે ઠેકાણે જોયો તો તેમાં તેની ગતિ અસંશય સિદ્ધ થઇ, તેમ રવિનું પણ જાણવું. અન્યત્ર દર્શન જે થયું તે ગતિનું કાર્ય નથી કેમકે ગતિનું કાર્ય તો સંયોગાદિ છે. કેટલાક બીજી રીતે પણ કહેછે. સમાનકાલીન એવા સ્પર્શનુ કાર્યકારણભૂત રૂપથકી અનુમાન થાય, તે સામાન્યતોદૃષ્ટ અનુમાનથી જાણવું. પ્રયોગ આ પ્રમાણે. આ વસ્ત્રનો સ્પર્શ અમુક છે, કેમકે એનું રૂપ અમુક છે, ને તે વાતનું ઉદાહરણ એ વિનાનાં જે બીજાં તેવાં વસ્ત્ર તે છે. એક આંબાને મોર દેખતાં જગત્માં સર્વ આંબે મોર આવ્યા એમ જ્ઞાન થવું તે પણ સામાન્યતોદૃષ્ટ અનુમાન છે. તેનો પણ પ્રયોગ એવોજ કે જગત્માં સર્વ આંબે મોર આવ્યા છે, કેમકે તે આંબા છે, ને તેનુ ઉદાહરણ આ પ્રત્યક્ષ આંબો છે, તેજ છે.

દષ્ટનાં અનેક ઉદાહરણ જાણવાં. એમાં શંકા કે સાધ્યધર્મ જ્યારે સર્વદા અપ્રત્યક્ષ છે ત્યારે સાધ્ય અને હેતુની વ્યાપ્તિ શીરીતે ગ્રહાય? એનું સામાધાન ઇચ્છાદિ છે તે તો પ્રત્યક્ષ જણાય છે, ને ગુણત્વ કાર્યત્વાદિ જે હેતુ છે તે તેના ધર્મ છે એ પણ પ્રત્યક્ષ છે. એમાં સાધ્ય જે પારતંત્ર્ય તેની વ્યાપ્તિ, પ્રત્યક્ષ વડે રૂપાદિમાં જે ગુણત્વાદિ છે તેથી, થયેલીજ છે; તેમ સાધ્યવ્યાવૃત્તિ સાથે સાધનની પણ વ્યાવૃત્તિ છે એ પણ પ્રમાણાંતરથી જાણેલું છે. એ સમાધાન તો ઠીક છે, પણ જ્યારે આમ છે ત્યારે પૂર્વવત્ શેષવત્ અને સામાન્યતોદષ્ટ, એ ત્રણ વચ્ચે તફાવત શો છે? એનું ઉત્તર એમ છે કે ઇચ્છાદિનું પારતંત્ર્ય માત્ર જાણવામાં જે ગુણત્વ કે કાર્યત્વ તે પૂર્વવત્;તેમાં ને તેમાંજ આશ્રયાંતરનો બાધ બતાવી, વિશિષ્ટ આશ્રયત્વ, બીજા બાધક પ્રમાણથી સિદ્ધ થાય તે શેષવતનું ફલ; તે સાધ્યધર્મ છતાં, સાધ્યધર્મીમાં સર્વદા અપ્રત્યક્ષ હોય, એ સામાન્યતોદષ્ટ; એમ ત્રણેનું એ એકજ ઉદાહરણ સમજી લેવું. એ પ્રમાણે કારણાદિના ત્રૈવિધ્યને લીધે ત્રિવિધ લિંગ પ્રતીતિ પેદાકરનાર તત્પૂર્વક જે જ્ઞાનતે અનુમાન એ દ્વિતીય વ્યાખ્યાન.

આ બે વ્યાખ્યાનમાંથી ઘણાકને પ્રથમ વ્યાખ્યાનજ યોગ્ય લાગે છે તેમાં પૂર્વવદાદિની વ્યાખ્યા, એટલે દ્વિતીયવ્યાખ્યા, તેથી ચાર પ્રકાર કહ્યા, તે જોવી. હવે શાસ્ત્રકાર પોતેજ, બાલકોને બહુ ગુચવાડામાં ન નાખવા સારૂ, બીજા વ્યાખ્યા પ્રકારની ઉપેક્ષા કરી, ત્રિવિધ અનુમાનના વિષયનું જ્ઞાપન કરવા માટે, પુર્વવદાદિપદની વ્યાખ્યા કરતાં કહે છે કે " પ્રથમ તે " ઇત્યાદિ પ્રથમ એટલે પુર્વવત, તે કારણ રૂપલિંગથી કાર્ય એટલે લિંગીનુ અનુમાન, જ્ઞાન, એવું કાર્યાનુમાન. એ પદનો પ ઠાન્તર છે, પણ તેનો અર્થ પણ એનો એજ છે. એ ઉભય પાઠમાં જે લિંગીજ્ઞાન અનુમાન રૂપે કહેવાયું, તે દ્વિતિય વ્યાખ્યા કરનારના મત પ્રમાણે કહ્યું, પ્રથમ વ્યાખ્યા કરનારના મત પ્રમાણે નહિ. પ્રથમવાળા ને મતે તો જ્ઞાનનો જે હેતુ તેજ અનુમાન

શબ્દ વાચ્ય છે એ પ્રમાણે શેષવત્મા પણ જાણવુ જ્યા કારણથી એટલે સ્વજ્ઞાનવિશિષ્ટ કારણથી કાર્યનુ જ્ઞાન થાય, તે પૂર્વવદનુમાન કેમકે અત્ર એવુ વચન છે કે "અર્થોપલબ્ધિ હેતુ તેજ પ્રમાણ" તે આધાર ભૂત છે કાર્યજ્ઞાન તે તો અનુમાનનુ ફલ છે, ને અનુમાન પ્રમાણ તો જે હેતુ હોય તે એટલા માટે અત્ર કારણ, તેનુંજ્ઞાન, કાર્ય કારણ પ્રતિબન્ધસ્મરણ, એમાંનુ ગમે તે જે કાર્યનુ જ્ઞાપન કરે તે પૂર્વવદનુમાન હવે તેનુ ઉદાહરણ કહે છે —

રોલમ્બ, ગવલ, વ્યાલ, તમાલ, એમના જેની શ્યામ પ્રભા-વાળા આના પ્રકારના મેઘ કદાપિ અત્ર વૃષ્ટિથી વ્યભિચરતા નથી—૨૯

રોલમ્બ—ભ્રમર, ગવલ—અરણ્યમહિષ, વ્યાલ-દુષ્ટગજ અથવા સર્પ, અને તમાલ, એટલાના જેવી શ્યામપ્રભાવાળા મેઘ. અત્ર મેઘને પ્રભાવાળા કહેવાથી કોઇક અનિર્વચનીય શ્યામત્વ કહ્યુ આવા પ્રકારના એમ કહેવાથી ગભીરગર્જિત, વિદ્યુત, આદિનુ બાહુલ્ય સૂચવ્યુ એવા વિશેષણ વિશિષ્ટ મેઘ, અત્ર એટલે લોકમા, કદાપિ પણ વૃષ્ટિથી વ્યભિચરતા નથી, અર્થાત્ સર્વદા વૃષ્ટિ કરેછેજ આ અનુમાનનો પ્રયોગ તો સૂત્ર સમજાવતી વખતે આપેલો છે હવે શેષવત્

કાર્યથી કારણાનુમાન તે શેષવત્ જેમકે આના નદી પૂરથી-જરૂર મૂલ તરફ વરસાદ થયો ( એમ જાણવુ તે ).—૩૦

કાર્ય રૂપ લિંગથી કારણ રૂપ લિંગનુ અનુમાન એટલે જ્ઞાન તે શેષવત્ તાત્પર્ય એવુ છે કે જ્યાં કાર્યથી કારણનુ જ્ઞાન થાય તે શેષ વદનુમાન. અત્ર પણ આગળની પેઠે, કારણ જ્ઞાનનો જે હેતુ, કાર્ય, કાર્યદર્શન, તત્સબંધ સ્મરણ, જે હોય તે, અનુમાન એમ જાણવુ

જેમકે ઉદાહરણ. " આવા " એટલે શીઘ્ર દોડતા, ફૂલ ફલાદિ ખેંચી જતા, ઉભય તટમાં ન સમાતા, એવા ધર્મ વિશિષ્ટ પૂર રૂપી લિંગથી મૂલ તરફના પ્રદેશમાં વરસાદ થયો છે એ જ્ઞાન થાય છે. અત્ર પણ પ્રયોગ આગળ બતાવેલો છે તે જાણવો.

**જે સામાન્યતોદ્દષ્ટ તે આ પ્રમાણે કે પુરુષની દેશાંતરપ્રાપ્તિ જેમ ગતિપૂર્વક છે તેમ સૂર્યનું પણ.—૨૧**

કાર્યકારણભાવવિના અન્યરીતે સામાન્યતઃ એટલે અવિનાભાવના બલથી જે લિંગ દેખાય તે સામાન્યતોદૃષ્ટ. તેનું ઉદાહરણ. જેમ પુરુષની એકથી બીજે દેશ પ્રાપ્તિ થવી તે ગતિપૂર્વક છે, એટલે ગતિ કર્યા વિના ન થઇ શકે તેવી છે, તેમ સૂર્યને પણ જે દેશાંતરપ્રાપ્તિ છે તે ગતિપૂર્વકજ છે. અત્ર દેશાન્તરપ્રાપ્તિ એ શબ્દથી દેશાંતર દર્શન સમજવું, નહિતો દેશાન્તર પ્રાપ્તિ તો ગતિનું કાર્ય છે એટલે આ ઉદાહરણ શેષવદનુમાનનું થઇ જાય. ગગનમાં ફરતા સૂર્યની ગતિ નેત્રપ્રસરથી જાણવી યદ્યપિ અશક્ય છે તથાપિ ઉદયાચલથી અસ્તાચલ ઉપર થોડેક કાલે તેનું દર્શન થાય છે એજ તે વાતનું જ્ઞાપક છે. પ્રયોગ તો આગળ બતાવેલો છે. અથવા દેશાન્તરપ્રાપ્તિ છે તે ગતિનું કાર્ય છે એમ લોક માનતા નથી એમધારી, કાર્યકારણ ભાવની અવિવક્ષાથી, આ ઉદાહરણ અત્ર આપેલું છે એમ માનવું. પ્રયોગ આ પ્રમાણે સૂર્યની દેશાન્તરપ્રાપ્તિ ગતિપૂર્વક છે, કેમકે દેશાન્તરપ્રાપ્તિ છે, એટલે દેવદત્તાદિની દેશાન્તરપ્રાપ્તિની પેઠે. હવે ત્રીજા ઉપમાનપ્રમાણનુ લક્ષણ કહેછેઃ—

**પ્રસિદ્ધ વસ્તુ સાથેના સાધર્મ્યને લીધે જે અપ્રસિદ્ધ વસ્તુનુ સાધન, તે ઉપમાન કહેવાય: જેવો બળદ તેવુ ગવય—૨૨**

" પ્રસિદ્ધ સાધર્મ્યથી સાધ્યનું સાધન તે ઉપમાન " એવું ગૌતમ

સત્ર છે અત્ર "જે થકી" એટલો અધ્યાહાર માનવો ત્યારે અર્થ એવો કે પ્રસિદ્ધ એવી વસ્તુ જે બળદ તેની સાથેજ સાધર્મ્ય તેનાથી, એટલે પ્રસિદ્ધવસ્તુ સાથેના સાધર્મ્યથી, અપ્રસિદ્ધ એવુ જે ગવય (રોઝ) રૂપ સાધ્ય તેમા સજ્ઞાસજ્ઞીસબધસાધનની પ્રતિપત્તિ જે સાધર્મ્યજ્ઞાનથકી થાય તે ઉપમાન સાધર્મ્યની જે પ્રસિદ્ધિ તે આગમ પૂર્વક જાણવી, એટલે આગમ સૂચવવા કહેછે કે જેવો બળ૦ તેવુ ગવય આવુ તાત્પર્ય છે કે સ્વામીએ કોઇને ગવય લાવવાની આજ્ઞા કરી, તો તે માણસ એ અર્થ સમજતો ન હતો તેથી સ્વામીને પૂછવા લાગ્યો કે ગવય કેવુ હોય ? સ્વામીએ કહ્યુ જેવો ગો તેવુ ગવય પછી પેલો પુરુષ અરણ્યમા ફરતા જ્યારે સમાન અર્થ દેખે છે ત્યારે તેને પેલા સ્વામીવાક્યાર્થનુ સ્મરણ અને ઇંદ્રિયાર્થસન્નિકર્ષ એ ઉભયથી 'આ ગો જેવુ છે' એવુ જે સાધર્મ્ય જ્ઞાન પેદા થાય છે તે, પ્રત્યક્ષ ફલ હોઇ, અવ્યભિચાર્યાદિ વિશેષણ વિશિષ્ટ હોઇ, 'આ ગવય શબ્દવાચ્ય છે' એવી સજ્ઞાસજ્ઞીસબધપ્રતિપત્તિ પેદા કરે છે ત્યારે તે ઉપમાન કહેવાય છે સજ્ઞાસજ્ઞીસબધની જે પ્રતિપત્તિ થઇ તે ઉપમાનનુ ફલ, પણ તે શાબ્દપ્રમાણ છે એમ ન જાણવુ કેમકે તે જ્ઞાન સમયે શબ્દનો અભાવ છે ગવયપિડ ઓળખાયા પછી તેને લેવા મૂકવાનુ જે જ્ઞાન થાય તે તો ઇંદ્રિયાર્થસન્નિકર્ષજન્ય હોવાથી પ્રત્યક્ષ ફલ છે હવે ચોથુ શાબ્દપ્રમાણ તે કહેછે —

આપ્તોપદેશ તે ચોથુ શાબ્દપ્રમાણ. હવે પ્રમેય તે આત્મ દેહાદિ તથા બુદ્ધિ ઇંદ્રિય સુખાદિ.—૩

શબ્દજનિત તે શાબ્દ, એટલે વેદ શાબ્દપ્રમાણ ક્યારે કે તે આપ્તોપદેશ હોય ત્યારે. આપ્ત તે કે જે એકાન્ત સત્ય અને હિત

બોલે તેનો ઉપદેશ, એટલે તેનું વચન, તે આપ્તોપદેશ, તેનાથી જે જ્ઞાન થાય તે શબ્દફલ જાણવું. એ ચાર પ્રકારનાં પ્રમાણ કહેવાઇ ચૂકયાં. આ પ્રમાણે પ્રથમ જે પ્રમાણ તત્ત્વ તેની વ્યાખ્યા થયા પછી હવે બીજા પ્રમેય તત્ત્વની વ્યાખ્યા કરે છે. પ્રમેય એટલે પ્રમાણફલથી જે ગ્રાહ્ય છે તે, આત્મદેહાદિ. આત્મા એટલે જીવ, દેહ તે શરીર, તે બે જેમાં આદિ છે તે આત્મદેહાદિ, તથા બુદ્ધિ ઇંદ્રિય અને સુખ એ આદિ તે પ્રમેય. બુદ્ધિ એટલે જ્ઞાન, ઇંદ્રિય તે ચક્ષુરાદિ મન પર્યંત, તથા સુખ એ જેમને આદિ છે તે બુદ્ધિ ઇંદ્રિય સુખાદિ. અત્ર દેહાદિ તથા સુખાદિ એમ જે બે વખત આદિ શબ્દ કહ્યો છે તેથી બાકીનાં સાત પ્રમેય પણ સમજવાં. તેનું નૈયાયિક સૂત્ર આવું છેઃ “ તે આત્મા, શરીર, ઇંદ્રિય, અર્થ, બુદ્ધિ, મન, પ્રવૃત્તિ, દોષ, પ્રેત્યભાવ, ફલ, દુઃખ, અપવર્ગ, એ ભેદથકી, બાર પ્રકારનું છે ” તે એટલે પ્રમેય. શરીરથી દુઃખ સુધીના જે ભાગ કહ્યા તે હેય છે, અપવર્ગ ઉપાદેય છે, ને આત્મા કાંઇક હેયને કાંઇક ઉપાદેય છે, કેમકે સુખદુઃખાદિ ભોક્તારૂપે હેય છે, ને તેથી વિમુક્ત હોવા રૂપે ઉપાદેય છે, એટલે સુખદુઃખઇચ્છા દ્વેષપ્રયત્નજ્ઞાન એ આદિનો આશ્રય આત્મા છે; ને તે સચેતનત્વ કર્તૃત્વ, સર્વગતત્વ, આદિ ધર્મોથી પ્રતીત થાય છે. ૨. તેનું જે ભોગાયતન તે શરીર. ૩. ઇંદ્રિય પાંચઃ ઘ્રાણ, રસન, ચક્ષુ, ત્વક્, શ્રોત્ર. ૪. અર્થ પાંચઃ ગંધ, રસ, રૂપ, સ્પર્શ, શબ્દ. તેમાં ગંધરસ રૂપને સ્પર્શ તે પૃથ્વીના ગુણ; રૂપ રસ સ્પર્શ એ ત્રણ અપ્‌ના ગુણ છે; રૂપ અને સ્પર્શ બે તેજસ્‌ના ગુણ છે; સ્પર્શ એકજ વાયુનો ગુણ છે; ને શબ્દ આકાશનો ગુણ છે. ૫ બુદ્ધિ એટલે ઉપલબ્ધિ, અર્થાત્ જ્ઞાન. ભોગ સ્વભાવવાળી હોવાથી ક્ષણિક છે, ને તેથીજ તે સંસ્કારનુ કારણ છે માટે હેય છે. ૬. ઇંદ્રિયાર્થસન્નિકર્ષ છતાં પણ યુગપત્‌જ્ઞાન થતું નથી તેથી, ને આંતર જે સુખાદિ જ્ઞાન થાય છે તેનું પણ, બાહ્યગંધાદિની

કરણ હોવુ જોઇએ તેમન હોવુ જોઇએ
પેઠે, કરણ હોવુ જોઇએ તેથી, ને અતરકરણ તે મન હોવુ જોઇએ
એમ અનુમાન થાય છે તે સર્વ વિષયને લાગુ થાય છે, તે અણુ છે,
વેગવાળુ છે, ને આશુ સચાર કરનાર છે, ને નિત્ય છે ૭ વાણી
મન અને કાયાનો જે શુભાશુભફલવાળો વ્યાપાર તે પ્રવૃત્તિ ૮ રાગ
દ્વેષને મોહ એ ત્રણ દોષ કહેવાય ઇર્ષાદિનો એમાંજ સમાસ જાણ-
વો સસાર માત્ર તે દોષનોજ બનેલો છે ૯ દેહેન્દ્રિયાદિનો પૂર્વ
સઘાત તે તજી નવો દેહેન્દ્રિયાદિસઘાત ગ્રહણ કરવો તે પ્રેત્યભાવ,
એજ સસાર ૧૦ પ્રવૃત્તિદોષથી પેદા થયેલુ સુખદુખાત્મક જે
પરિણામ તે મુખ્ય ફલ, તેનુ સાધન તે ગૌણ ૧૧ પીડા સતાપ
સ્વભાવવાળુ તે દુખ. ફલએભાગમા દુખનો પણ આક્ષેપ સિદ્ધ છે,
તથાપિ સુખ છે તે દુખ વિના હોયજ નહિ એમ જાણી દુખ એ
ભાગ જુદો ગણ્યો છે ૧૨ આત્યતિક દુખોચ્છેદ તે અપવર્ગ
એટલે મોક્ષ, એટલે સર્વગુણથી વિમુક્ત થઇ આત્માનુ જે સ્વરૂપથી
અવસ્થાન તે સુખદુખને વિવેકથી તજવા તે અશક્ય હોવાથી, દુખને
તજવાની ઇચ્છાવાળાએ સુખ પણ તજવુ, કે તેથી જન્મ જરા મરણ
એ આદિ ઉચ્છેદ થવા રૂપી પરમ પુરુષાર્થ જે અપવર્ગ તે થાય એ
થવામાં તત્વજ્ઞાન એજ મુખ્ય વાત છે હવે સશય અને પ્રયોજનનુ
સ્વરૂપ કહેછે —

આ શુ છે? એવો જે ગદિગ્ધ પ્રત્યય તે સશય, જેના અર્થ
પ્રવૃત્તિ થાય તે સાધ્ય તે પ્રયોજન—૨૮

શુ એ શબ્દ અભિપ્રાયે પણ વપરાય છે, જે દ્રોહ કરે તે શાનો
મિત્ર? પ્રશ્નાર્થે પણ વપરાય, શુ જોઇએ? નિવારણાર્થે પણ છે, શો
વાથી શુ? અપલાપાર્થે પણ છે, તારે શુ દેવુ છે? અનુનયાર્થે પણ
છે, આપણે શુ કરે? વિતર્કાર્થે પણ છે, પેલુ શુ છે? દૂર જણાવાથી,

પદાર્થ સામાન્ય જણાયા છતાં, તેનું વિશેષ રૂપ ન જણાયાથી સંદેહ થઈ વિતર્ક પેદા થાય છે કે આ પ્રત્યક્ષ રૂપે જે આગળ જણાય છે તે શું સ્થાણુ છે કે પુરુષ છે ? આવો સંદિગ્ધ એટલે કોઈ એક કોટિનો જેમાં નિશ્ચય નહિ એવો અનેક કોટિના પરામર્શવાળો જે પ્રત્યય તે સંશય જાણવો. હવે પ્રયોજન સમજો કે જેના અર્થે એટલે જેની અભિલાષાથી પ્રવૃત્તિ થાય એટલે તે પદાર્થના સાધન માટે યત્ન થાય તે જે સાધ્ય, અર્થાત્ કર્તવ્યરૂપે ઇષ્ટ પ્રયોજન અથવા ફલ, જેની ઇચ્છાથી પ્રવૃત્તિ થાય, તેનું નામ પ્રયોજન જાણવું. પ્રમાણની પ્રવૃત્તિ થવી તે પ્રયોજનમૂલક છે, એટલે પ્રમેયમાં પ્રયોજન અંતર્ભૂત છે તથાપિ જૂદુ બતાવ્યું છે. હવે દૃષ્ટાંત અને સિદ્ધાન્ત વિષે કહે છેઃ—

**જે વિવાદવિષય નથી તે દૃષ્ટાંત; ને સિધ્ધાન્ત તો સર્વતંત્રાદિ ભેદે કરીને ચતુર્વિધ છે—૨૫**

દૃષ્ટ એટલે જણાયલો છે. અંત એટલે નિશ્ચય જેમાં તે દૃષ્ટાન્ત વાદી પ્રતિવાદીનો જે પરસ્પર વિરુદ્ધ વાદ ચાલે છે તેનો જે વિષય ન હોય, એટલે કે જે વાદી પ્રતિવાદી ઉભયને સંમત હોય, તે દૃષ્ટાન્ત, એનો ઉપયોગ અનુમાનાદિમાં કરવો એમ તાત્પર્ય જાણવું. પાંચે અવયવ કહેવા જોઇએ ત્યાં એકલો દૃષ્ટાન્ત કહ્યો તેનું કારણ એ છે કે સાધ્યધર્મ અને સાધનધર્મ તેની વ્યાપ્તિ જેનાથી ગ્રહણ થઇ શકે તે દૃષ્ટાન્ત એકજ છે માટે તે જૂદો ગણ્યો છે. અન્વયવ્યતિરેકયુક્ત અર્થ ત્યાં સુધીજ વ્યભિચારી થઇ શકે છે, જ્યાં સુધી તેને દૃષ્ટાન્તનો ટેકો મળ્યો નથી. કહ્યું છે કેઃ વિચારનારના વિષયમાં આવેલો અર્થ ત્યાં સુધીજ ચાલે છે કે જ્યાં સુધી તેને દૃષ્ટાન્તનો ટેકો આપવામાં આવ્યો નથી. સિધ્ધાન્તનું સ્વરૂપ કહે છે કે સિધ્ધાન્ત તો ચાર પ્રકારનો છે. સર્વ-

તત્ર સિધ્ધાન્ત, પ્રતિતંત્રસિધ્ધાન્ત, અધિકરણ સિધ્ધાન્ત, અભ્યુ
પગમ સિધ્ધાન્ત સર્વતંત્ર તેમા તંત્ર એટલે શાસ્ત્ર એમ જાણવુ,
એટલે કે સર્વ શાસ્ત્રોને અવિરુદ્ધ એવો જે સિદ્ધાન્ત તે સર્વતંત્ર સિ
ધ્ધાન્ત જેમકે પ્રમાણ પ્રમેયના સાધન છે, ઘ્રાણાદિ ઇન્દ્રિય છે, ગંધાદિ
તેના વિષય છે, પ્રમાણથી પ્રમેયનો પરિચ્છેદ થાય, ઇત્યાદિ સમાન
તંત્રમા પ્રસિદ્ધ અને પરતંત્રમા અસિધ્ધ એવો જે સિધ્ધાન્ત તે પ્રતિ
તંત્ર સિધ્ધાન્ત યોગવાળાને વૈશેષિકો ઇન્દ્રિયોનુ ભૌતિકત્વ માને છે,
સાખ્યવાળા નથી માનતા, સાખ્યવાળા સર્વની ઉત્પત્તિ સત્‌થી માને
છે, નૈયાયિકાદિ સર્વને, સામગ્રીવશાત્ અસત્‌થી માને છે, ને જૈનો
સદસત્ ઉત્પત્તિ માને છે એ સિદ્ધાન્તો પ્રતિતંત્ર કહેવાય જેની સિદ્ધિ
થતાની સાથે પ્રકૃત એવો અન્ય સિદ્ધાન્ત પણ પ્રસગને લઇને
સિધ્ધ થાય, તેનુ નામ અધિકરણ સિધ્ધાન્ત જેમકે કાયત્વ એ
હેતુ લઇને ક્ષિત્યાદિને બુદ્ધિમત્કાર્યત્વ સિદ્ધ થતાની સાથેજ તે કાર્ય
રૂપે તેને કરવાને સમર્થ એવા કોઇ નિત્ય જ્ઞાનેચ્છાપ્રયત્નાધારભૂત
કારણની પણ સિદ્ધિ થઇજ ગઇ પ્રૌઢ વાદીઓ પોતાની બુદ્ધિના
ચમત્કાર જણાવવા, અપરિક્ષિત એવી પણ કોઇ વસ્તુનો અભ્યુપ
ગમ કરે છે, ને પછી તેના વિશેષની પરીક્ષા ચલાવે છે, તે અભ્યુપ-
ગમ સિદ્ધાન્ત શબ્દદ્રવ્ય છે એમ કોઇ કહે તો તેનો અભ્યુપગમ
કરીને પૂછે કે ત્યારે તે નિત્ય છે કે અનિત્ય છે ? એ રીતે પરીક્ષા ચ
લાવે અર્થાત્ અનિષ્ટ એવુ જે શબ્દનુ દ્રવ્યત્વ તે તકરારની ખાતર
સ્વીકારી તેની પરીક્ષા ચલાવવી તે અભ્યુપગમ સિદ્ધાન્ત થયો હવે
અવયવાદિ ત્રણ તત્ત્વ વિષે કહે છે —

પ્રતિજ્ઞા, હેતુ, દ્રષ્ટાન્ત, ઉપનય, નિગમન, એ પાચ અવ
યવ, તર્ક સદેહોપન્ન માટે થાય, જેમકે કાકાદિ સપાતથી અન
ર્થાણ છે ( એમ જાણવુ ), તેમ સદેહને તર્ક પછી જે પ્રત્યય
તે નિર્ણય.—૮૬—૮૭

અવયવ પાંચ છેઃ પ્રતિજ્ઞા, હેતુ, દૃષ્ટાંત, ઉપનય, ને નિગમન. પ્રતિજ્ઞા એટલે પક્ષને ઉદ્દેશીને ધર્મધર્મીવચન, આ પર્વત વન્હિમાન્ છે. હેતુ એટલે સાધનરૂપ લિંગવચન તે, જેમકે ધૂમવાન્ છે માટે દૃષ્ટાંત એટલે ઉદાહરણ તે બે પ્રકારે હોય છે. અન્વય કે વ્યતિરેક. અન્વય એવું કે જે જે ધૂમવાન્ છે તે તે વન્હિમાન્ છે, જેમકે મહાનસાદિ. વ્યતિરેક એવું કે વન્હિમાન્ નથી તે ધૂમવાન્ પણ નથી જેમકે જલાદિ ઉપનય એટલે હેતુનો ઉપસંહાર કરવારૂપ વચન, જેમકે પ્રકૃત અનુમાનમાં, આ ધૂમવાન્ છે એમ કહેવું તે. નિગમન એટલે હેતુના ઉપદેશપૂર્વક સાધ્યધર્મનો ઉપસંહાર કરવો તે, જેમકે ધૂમવાન્ છે માટે આ વન્હિમાન્ છે. અવયવ પછી તર્ક સમજાવે છે સંદેહોપરમ માટે તર્ક છે તે આ પ્રમાણે. વસ્તુસ્વરૂપ યથાર્થ સમજાય નહિ ત્યારે આ સ્થાણુ છે કે પુરુષ છે એવો સંદેહ થાય; તે સંશયને ટાળવા માટે અન્વયધર્માન્વેષણરૂપતર્ક પ્રયુક્ત થાય. તેનું ઉદાહરણ કહે છે. કાકાદિ સંપાત એટલે કાગડા વગેરે આવી આવીને બેસે, પડે, તે; તેનાથી પણ જે હાલ્યાવિના સ્થિર રહે છે તે આ અરણ્યપ્રદેશમાં સ્થાણુવિના બીજું નથી. અરણ્યમાં મનુષ્યનો સંભવ નથી, ને સ્થાણુધર્મમાત્રજ જણાય છે, માટે એ સ્થાણુજ છે. એજ વાત કહી છે કે આ અરણ્ય છે, સૂર્ય અસ્ત પામ્યો છે, અત્યારે અત્ર માનવ હોય એ શક્ય નથી, માટે આ જેના ઉપર કાકાદિ પક્ષી રહેલા છે તે સ્મરારિના (૧) નામવાળુજ હોવું જોઇએ. નિર્ણયનુ સ્વરૂપ હવે સમજાવે છે, કે સંશય અને તર્ક એ બે થયા પછી જે નિશ્ચય થાય તે નિર્ણય, જેમકે આ સ્થાણુજ છે; આ પુરુષજ છે; ઇત્યાદિ. હવે વાદનું સ્વરૂપ બતાવે છેઃ

**આચાર્ય અને શિષ્ય વચ્ચે, પક્ષપ્રતિપક્ષનો પરિગ્રહ કરીને, અભ્યાસના હેતુથી, જે કથા થાય તે વાદ કહેવાય— ૨૮**

---

( ૧ ) સ્મરારિ એટલે શંકર તેમનુ નામ સ્થાણુ એવું છે, તે નામવાળો એટલે સ્થાણુ—થાભલો હોવો જોઇએ

વાદી અને પ્રતિવાદી, પક્ષ અને પ્રતિપક્ષનો જે આશ્રય કરે તેનુ નામ કથા તે બે પ્રકારની વીતરાગકથા, ને વિજિગીષુકથા જ્યાં વિતરાગ એવા ગુરુ સાથે, તત્ત્વનિર્ણય માટે સ્વપક્ષસાધન અને પરપક્ષનો અનુમાનાદિથી ઉપાલભ એટલે દૂષણ બે પ્રકારની, કથા શિષ્ય કરે તે વીતરાગ કથાવાદ કહેવાય વાદ છે તે પ્રતિપક્ષના સ્થાપનહીનપણુ હોઇ શકે છે જ્યા પ્રશ્નદ્વારાએ વિજિગીષુ એટલે વિજયાર્થી, જે પરાજય પામનાર છે તેની સાથે, લાભ પૂજા ખ્યાતિ આદિ કારણથી કથા પ્રવર્તાવે, તે, અથવા જ્યા વીતરાગ પરાનુગ્રહાય તથા જ્ઞાનાકુર સરક્ષણાર્થે પ્રવર્તે છે, તે, વાદી, પ્રતિવાદી, સભા, અને પ્રતિમાશ્રિક એ ચાર અગવાળી કથા તે વિજિગીષુકથા જાણવી તે જલ્પ તથા વિતડા કહેવાય છે કહ્યુ પણ છે કે "તત્ત્વાધ્યવસાયના સરક્ષણાર્થે, જલ્પ તથા વિતડા, બીજ પ્રરોહને સાચવવા માટે કાટાની વાડની પેઠે, ( પ્રયોજવા પડે છે )" યથોપપન્ન લક્ષણયુક્ત છલ જાતિ કે નિગ્રહસ્થાન તેના સાધનભૂત જે દોષ તે જલ્પ પોતાના પક્ષના સ્થાપન વિના પરપક્ષને દોષ આપવા રૂપ તે વિતડા એ રીતે વાદ જલ્પ ને વિતડા સમજવા પણ પ્રકૃતને અનુસરીએ આચાર્ય એટલે અધ્યાપક, ગુરુ, શિષ્ય એટલે અધ્યેતા, તે બે પક્ષ અને પ્રતિપક્ષનો પરિગ્રહ કરી, એટલે પક્ષ એટલે પ્રતિજ્ઞાદિ પૂર્વપક્ષ અને પ્રતિપક્ષ એટલે ઉત્તરપક્ષ અર્થાત્ પૂર્વપક્ષથી વિરુદ્ધપક્ષ, તેનો પરિગ્રહ એટલે સ્વીકાર કરી, કેવલ અભ્યાસના હેતુથીજ, જે પ્રામાણિક કથા કરે તે વાદ કહેવાય આચાર્ય પૂર્વપક્ષનો સ્વીકાર કરી બોલે છે, શિષ્ય ઉત્તરપક્ષનો અગીકાર કરી પૂર્વપક્ષને ખડે છે, એ રીતે પક્ષ પ્રતિપક્ષના સગ્રહથકી જ્યા યથાર્થ તત્ત્વગ્રહણની બુદ્ધિથી, જય પરાજય છલજાત્યાદિનપેક્ષ રહી, ગુરુશિષ્ય વાત કરે તે વાદ જાણવો હવે જલ્પ અને વિતડા સમજાવે છે —

છલજાત્યાદિ દૂષણવાળી જે વિજિગીષુ કથા તે જલ્પ, ને તેજ જે પ્રતિપક્ષ વર્જિત તે વિતડા. ૪૯.

વિજિગીષુ એટલે વિજય કરવાની ઇચ્છાથી ચલાવેલી જે કથા, એટલે કે વાદી પ્રતિવાદીએ કેવલ પરસ્પર વિજયાર્થેજ આરંભેલી પ્રમાણગોષ્ઠી, તે કેવી કે જેમાં છલજાતિનિગ્રહસ્થાનાદિ, જેનાં લક્ષણ હવાણાં કહેવાશે, તે રૂપી દોષ સામાને ચઢાવવાનું બની આવે, તે જલ્પ કહેવાય. કોઇ કહેશે છલજાત્યાદિ પરપક્ષમાં દૂષણ આરોપવું એ સત્પુરુષને યોગ્ય કહેવાય નહિ, તો તેનું ઉત્તર એ છે કે સન્માર્ગની પ્રતિપત્તિને અર્થે તેમ કરવું એ દોષવાળું ગણાતું નથી. સ્વપક્ષના સ્થાપનથી સન્માર્ગની પ્રવૃત્તિ થાય એમ જાણી, છલજાત્યાદ્યુપન્યાસથી પણ પરપક્ષમાં દોષનો સંભવ બતાવાતો હોય તો તે શિષ્ટસંમત વાત ગણાય છે. કહ્યું છે કે: કુશિક્ષિત અને કુતર્કના અંશલેશથી જેમનાં મુખ બકવાદ કરી રહ્યાં છે એવા, જે વિતંડા કરનારા નકામા પંડિતો. તેમને બીજા શા પ્રકારે જીતી શકાત ! લોક તો ગતાનુગતિક છે, એટલે તેમનાથી છેતરાઇ કુમાર્ગે ચઢે નહિ એટલામાટે કરુણાવાન્ મુનિએ છલાદિની યોજના બતાવી છે માટે સંકટ હોય કે તેવો પ્રસ્તાવ હોય ત્યારે છલાદિથી પણ સ્વપક્ષનું સ્થાપનકરવુ યોગ્ય છે; પરપક્ષનો વિજય થતાં ધર્મધ્વંસાદિ દોષ ઉદ્ભવવાનો સંભવ થાય તે કરતાં છલાદિ થકી પણ તે પક્ષનો પરાજય થતો હોય તો તે ઉત્તમ વાત છે. હવે વિતંડા બતાવે છે કે તેજ એટલે વિજિગીષુ કથાજ જ્યારે પ્રતિપક્ષવર્જિત હોય ત્યારે તે વિતંડા કહેવાય. વાદીએ જે કલ્પના કરી છે તેનાથી વિરુદ્ધ બીજી જે કલ્પના તે પ્રતિપક્ષ, તેવા પ્રતિપક્ષ વિવર્જિત એટલે વિનાની, એટલે પ્રતિપક્ષ સાધનાહીન, જે કથા તે વિતંડા. જે વિતંડીવાદી છે તે પોતાના પક્ષને સ્થાપ્યા વિના ગમે તે પ્રકારે પરોક્તને દૂષવા તત્પર રહે છે. હવે હેત્વાભાસાદિ ત્રણતત્ત્વ બતાવે છે:

**અસિદ્ધાદિ તે હેત્વાભાસ, છલતેદૂષણવાદક, જાતિ તે દૂષણાભાસ, જેનાથી પક્ષાદિ દૂષિત થતું નથી—૩૦**

અસિદ્ધાદિ તે અસિદ્ધ, વિરુદ્ધ, અનૈકાંતિક, કાલાત્યયાપદિષ્ટ, પ્રકરણસમ, એ પાંચ હેત્વાભાસ. તેમાં જેને પક્ષધર્મત્વ ન હોય

તે અસિદ્ધ, જેમ કે, શબ્દ નિત્ય છે, કેમકે કાર્ય છે પક્ષાદિ ત્રણમા
હોય તે અનૈકાતિક, જેમકે, શબ્દ નિત્ય છે કેમકે પ્રમેય છે હેતુના
પ્રયોગના જે કાલ, તે પ્રત્યક્ષ જ્ઞાનથી અબાધિત એવા પક્ષના પરિ-
ગ્રહનો સમય તેને જાણવો હવે એ સમયને પડતો મૂકી, અથવા એ
સમયના ગયા ( અત્યય ) પછી, જે અપદિષ્ટ નામ પ્રયોજેલો અર્થાત્
પ્રત્યક્ષ પ્રમાણથી વિરુદ્ધ એવા પક્ષમા રહેલો, હેતુ તે કાલાત્યયાપ-
દિષ્ટ અગ્નિ શીતલ છે, કેમકે કૃતક છે બ્રાહ્મણે દારૂપીવો, કેમકે
તે દૂધની પેઠે, દ્રવ દ્રવ્ય હોવાથી પેય છે સ્વપક્ષની સિદ્ધિમા તેમ
પરપક્ષની સિદ્ધિમા પણ જે ત્રિરૂપ હેતુ આવે છે તે પ્રકરણસમ,
અર્થાત્ પ્રકરણમા, પક્ષમા, કે પ્રતિપક્ષમાં જે તુલ્ય હોય તે શબ્દ
અનિત્ય છે, કેમકે પક્ષ કે સપક્ષમાનો એક છે, ને તેનુ ઉદાહરણ
સપક્ષ છે, આવુ એક વાદી કહે ત્યા બીજો કહે કે જો એ પ્રકારથી
અનિત્યત્વ સધાતુ હોય તો નિત્યતાસિદ્ધિપણ એમના એમ થઇ
શકશે શબ્દ નિત્ય છે, કેમકે પક્ષ કે સપક્ષમાનો એક છે, ને તેનુ
ઉદાહરણ સપક્ષ છે અથવા બીજી રીતે ઉદાહરણ આપીએ શબ્દ
અનિત્ય છે, કેમકે તેનામા નિત્યધર્મની ઉપલબ્ધિ થતી નથી.
ઉદાહરણ ઘટ તેનાથી ઉલટુ અનુમાન કે શબ્દનિત્ય છે, કેમકે
તેનામા અનિત્ય ધર્મની ઉપલબ્ધિ થતી નથી, ઉદાહરણ આકાશ આમ
બે હેતુ બતાવી બે અનુમિતિ કરી તેમા એકે એકનાથી વધારે બલવાન્
ગણાય નહિ કે જેને લઇ બમાનુ એક બીજુ પાડી શકાય નિગ્રહસ્થાના
તર્ગત છતા પણ આ હેત્વાભાસ, ન્યાયવિવેક કરનારને, વાદ થકી વસ્તુ-
શુદ્ધિ કરીઆપવામા ઉપયુક્ત છે, એમ જાણી જૂદા તત્ત્વરૂપે
ગણ્યા છે "છલતેકૂપનવાદક" એમ જે કહ્યુ છે તેમા 'કૂપનવાદક છે'
એ છલનુ ઉદાહરણ જાણવુ, તે ઉપરથી તેનુ સ્વરૂપ પણ સમજી
લેવુ પરોપન્યસ્ત જે વાદ તેમા સ્વાભિમત કલ્પનાથી જે વચન

વિઘાત કરવો તે છલ તે ત્રણ પ્રકારનો છે. વાક્છલ, સામાન્યછલ, ઉપચારછલ. પરોક્તમાં અર્થાન્તરની કલ્પના કરવી, તે વાક્છલ. નવી છે કંબલ જેની તે નવકંબલ કહેવાય, એમ નવ કંબલ દેવદત્ત એવું કહેતાં નવ એટલે નવ સખ્યા એમ અર્થ ઉલટાવી એ દેવદત્તને નવ કંબલ કયાંથી ? એમ છલ કરે તે વાક્છલ. સંભાવના વડે કરીને, અતિપ્રસંગવાળા એવા પણ સામાન્યને હેતુ કોટિમાં આરોપી તેનોજ જે નિષેધ કરવો તે સામાન્યછલ. અહો આ બ્રાહ્મણજ છે, કેવો વિદ્યાચરણસંપન્ન છે ! એમ બ્રાહ્મણની સ્તુતિના પ્રસંગે કોઇ કહેકે બ્રાહ્મણનામાં વિદ્યાચરણસંપત્તિ હોય એમાં કહેવાનું શું ? તે સમયે છલવાદી બ્રાહ્મણત્વ સામાન્યને હેતુત્વ આરોપી, નિષેધ કરવા માટે, પરાજયની યુક્તિ યોજે છે કે બ્રાહ્મણત્વ એ અનૈકાંતિકહેતુ છે કેમકે વ્રાત્યમાં પણ હોય; જો બ્રાહ્મણમાં વિદ્યાચરણસંપત્ આવી જતી હોય તો વ્રાત્યમાં પણ હોવીજોઇએ કેમકે તે પણ બ્રાહ્મણ છે લાક્ષણિકપ્રયોગ હોય ત્યાં મુખ્યાર્થની કલ્પના કરીને જે વચનવિઘાતની યુક્તિ થાય તે ઉપચારછલ કહેવાય. પલંગ રુવે છે એમ કહેવાતાં છલવાદી કહેછે કે પલંગમાં સુતેલાં મનુષ્ય રુવે છે, પલંગ નહિ, કેમકે તેને કાંઇ જીવ નથી. ગ્રંથકારે તો આત્રિવિધ છલનુ સ્વરૂપ બતાવવા માટે 'કૂપનવોદક' એટલું એકજ ઉદાહરણ વાક્છલનું આપ્યું છે, કેમકે એમાં નવ એટલે નવું તે અર્થ તજી છલવાદી નવ એટલે નવ સંખ્યા એમ આરોપ કરી વચનવિઘાત કરવા જાય છે. એ ઉદાહરણથીજ બીજા બે છલપ્રકાર પણ સમજી લેવા. હવે જાતિની વ્યાખ્યા ગ્રંથકાર કરે છે. જાતિ એટલે દૂષણાભાસ; અર્થાત્ અદૂષણ છતાં પણ દૂષણવત્ આભાસે તે દૂષણાભાસ, જેનાથી પક્ષ હેત્વાદિ દૂષાતું નથી, કેમકે દોષ છે તે આભાસમાત્ર હોવાથી દૂષણ ચઢાવવા સમર્થ થતો નથી. વાદી કેવલ સમ્યક્હેતુ કે હેત્વાભાસનો પ્રયોગ કરે ત્યાં જ્યારે તે પ્રયોગમાનો દોષ ઝટ લઇને પ્રતીત ન થતો હોય, ત્યારે તેના હેતુના પ્રતિબિંબ જેવું કાંઇ જે કહેવુ તે જાતિ કહેવાય. એના ચોવીશ ભેદ છે. તે

આ પ્રમાણે સાધર્મ્ય, વૈધર્મ્ય, ઉત્કર્ષ, અપકર્ષ, વર્ણ્ય, અવર્ણ્ય, વિકલ્પ, સાધ્ય, પ્રાપ્તિ, અપ્રાપ્તિ, પ્રસંગ, પ્રતિદૃષ્ટાંત, અનુત્પત્તિ, સંશય, પ્રકરણ, અહેતુ અર્થાપત્તિ, અવિશેષ, ઉપપત્તિ, ઉપલબ્ધિ, અનુપલબ્ધિ, નિત્ય, અનિત્ય, કાર્યસમ ૧ સાધર્મ્યથી જે પ્રત્યવસ્થાન તે સાધર્મ્યસમાજાતિ, શબ્દ અનિત્યછે કેમકે કૃતક છે,ઉદાહરણ ઘટ, આ પ્રયોગમાં સાધર્મ્ય પ્રયોગથી જે બીજુ કહેવું, જેમકે અનિત્ય એવા ઘટની જોડેના સાધર્મ્યથી, કૃતકત્વ એ હેતુને લઇ, શબ્દને અનિત્ય કહેતા હો, તો નિત્ય એવા આકાશની જોડેના સાધર્મ્યથી, અમૂર્તત્વ એ હેતુ લઇ, શબ્દને નિત્ય પણ કહી શકશોજ, તે સાધર્મ્ય સમાજાતિ ૨ વૈધર્મ્યથી પ્રત્યવસ્થાન તે વૈધર્મ્ય સમાજાતિ શબ્દ અનિત્ય છે, કેમકે ઘટની પેઠે કૃતક છે એ સ્થલે શબ્દ નિત્ય છે, કેમકે અમૂર્ત છે, એ વૈધર્મ્ય પ્રત્યવસ્થાન થયો, કેમકે અનિત્યત્વ જે છે તેતો મૂર્તત્વ સાથેજ રહેછે જેમકે ઘટાદિમા, ત્યારે નિત્ય એવા આકાશ સાથે વૈધર્મ્યથી કૃતત્વ એ હેતુ લઇ શબ્દનુ અનિત્યત્વ કહોછો, તો અનિત્ય ઘટાદિના વૈધર્મ્યથી અમૂર્તત્વ એ હેતુ લઇ, આકાશાદિની પેઠે શબ્દનુ નિત્યત્વ પણ કહી શકશો ૩ ૪ ઉત્કર્ષ ઓ અપકર્ષથી પ્રત્યવસ્થાન તે ઉત્કર્ષસમા અને અપકર્ષ સમાજાતિ જાણવી જે ઉદાહરણ ઉપરચાર્ય છે તેમાજ દૃષ્ટાન્તના ધર્મનુ કિંચિત્ સાધર્મ્ય સાધ્યધર્મીમા ઉપપાદન કરી, ઉત્કર્ષ સમાજાતિ પ્રયોજી શકાય છે જો ઘટની પેઠે કૃતક હોવાથી શબ્દ અનિત્ય હોય તો ઘટની પેઠેજ મૂર્ત પણ થવો જોઇએ મૂર્ત તો શબ્દ છે નહિ, ત્યારે ઘટની પેઠે અનિત્ય પણ ન હો, એમ જાતિ પ્રયોગથી શબ્દને વિષે કાઇક ઉત્કર્ષનુ આપાદન કર્યું અપકર્ષ તે એ પ્રકારે કે દૃષ્ટાંત જે ઘટ તે કૃતક છે પણ તેની સાથેજ શ્રવણગોચર નથી, માટે ઘટના ને શબ્દના સાધર્મ્યથીજ જ્યારે અનુમાન થાય છે ત્યારે શ્રવણગોચર ન થવારૂપ ધર્મ શબ્દમા પણ આવ્વો જોઇએ એજ શબ્દનો અપકર્ષ, જે થવો અશક્ય છે ૫—૬ વર્ણ્ય અને અવર્ણ્યથી જે પ્રત્યવસ્થાન તે વર્ણ્યસમા અને અવર્ણ્યસમા-

જાતિ જાણવી. જેનું ખ્યાપન કરવાનું છે તે વર્ણ્ય, ને તેથી વિપરીત તે અવર્ણ્ય, એ વર્ણ્ય અવર્ણ્ય એવા જે સાધ્ય અને દૃષ્ટાંતના ધર્મ તેના વિપર્યાસ બતાવવા વર્ણ્ય અવર્ણ્ય જાતિ પ્રયોજાય છે. કૃતકત્વ એ જે પ્રકારે શબ્દધર્મ છે, તે પ્રકારે તે ઘટધર્મ નથી, ને જેવો ઘટ ધર્મ છે તેવો શબ્દધર્મ નથી. સાધ્ય અને દૃષ્ટાન્તના જે ધર્મ તે તો તુલ્ય હોવા જોઇએ, પણ અત્ર તો એથી ઉલટું છે, કેમકે કૃતકત્વ જે પ્રકારે ઘટધર્મ છે તે પ્રકારે શબ્દધર્મ નથી, કેમકે ઘટનું જે કુંભકારાદિથી પેદા થવું તે કૃતકત્વ જૂદું છે, ને શબ્દનું જે તાલ્વોષ્ઠાદિથી ઉત્પન્ન થવું તે કૃતકત્વ જૂદુ છે. ૭. ધર્માંતર વિકલ્પથકી જે પ્રત્યવસ્થાન તે વિકલ્પ સમાજાતિ. કૃતક એવું જે જે છે તેમાં કેટલુંક રૂની રજાઈ જેવું મૃદુ પણ છે, કુઠારાદિ જેવુ કઠિન પણ છે, એજ પ્રમાણે કૃતક છતાં તેમાંનું કેટલુંક ઘટાદિ જેવું અનિત્ય પણ હોય, ને શબ્દાદિ જેવુ નિત્ય પણ હોય. ૮. સાધ્યસામ્યનું પ્રતિપાદન કરીને જે પ્રત્યવસ્થાન તે સાધ્યસમાજાતિ. જો યથાઘટ તથા શબ્દ એ અનુમાન હોય તો યથા શબ્દ તથા ઘટ એ પણ આવવુંજ જોઇએ. જેમ શબ્દ સાધ્ય છે તેમ ઘટ પણ સાધ્ય થાય; એમ થાય ત્યારે જે સાધ્ય છે તેજ સાધ્ય દૃષ્ટાંત થઇ શકે નહિ, એટલે વૈલક્ષણ્ય આવવાથી સુતરાં દૃષ્ટાંતજ નહિ મળે ૯–૧૦ પ્રાપ્તિ ને અપ્રાપ્તિ એ રૂપ વિકલ્પથી જે પ્રત્યવસ્થાન તે પ્રાપ્તિસમા અને અપ્રાપ્તિસમાજાતિ કહેવાય. કૃતકત્વ એવો જે હેતુ માન્યો છે તે પ્રાપ્યસાધ્યને સાધે છે કે અપ્રાપ્યને ? પ્રાપ્યને સાધતો હોયતો જ્યાં ઉભયે વિદ્યમાન હોય ત્યાં તેમની પ્રાપ્તિ થઇ શકે, પણ સત્ અને અસત્‌ની પ્રાપ્તિ થાય નહિ, ને ઉભયે સત્ છે ત્યાં કીયુ કોનું સાધ્ય કે સાધન મનાય ? અપ્રાપ્ય સાધ્યને સાધનાર હેતુ માનો તો અપ્રાપ્યનું સાધવુજ અયુક્ત છે, કેમકે તેમાં અતિપ્રસંગ આવે છે. ૧૧ પ્રસંગાપાદન કરીને જે પ્રત્યવસ્થાન તે પ્રસંગ સમાજાતિ. જો અનિત્યત્વસાધવામાં કૃતકત્વ હેતુ છે, તો કૃતકત્વ સાધવામાં કીયો હેતુ માનશો ? ૧૨ પ્રતિદૃષ્ટાંતથી પ્રત્યવસ્થાન તે પ્રતિદૃષ્ટાંતસમાજાતિ.

શબ્દ અનિત્ય છે, કેમકે ઘટની પેઠે, પ્રયત્નાનન્તરીયક છે, એમ કહે તેની સામે જાતિવાદી કહે કે જેમ ઘટ પ્રયત્નાનન્તરીયક હોવાથી અનિત્ય છે, તેમ પ્રતિદૃષ્ટાંતમાં નિત્ય એવુ જે આકાશ તે પણ પ્રયત્નાનન્તરીયક છે, કેમકે કૂપખનનના પ્રયત્ન પછીજ તેની ઉપલબ્ધિ થાય છે આ પ્રકારની જે જાતિ તે અનૈકાન્તિકત્વ રૂપ દોષની ઉદ્ભાવના કરતાં ન્યૂની જાણુવી કેમકે ભ ગ્ય તરથી પ્રયુક્ત થાય છે ૧૩ અનુત્પત્તિથી જે પ્રત્યવસ્થાન તે અનુત્પત્તિ સમા-જાતિ અનુત્પન્ન એવા શબ્દાખ્ય ધર્મીમા કૃતકત્વ એ ધર્મ કયા રહેલા હોય છે? માટે હેતુનોજ અભાવ હોવાથી અનિત્યત્વ અસિધ્ધ છે ૧૪ સાધર્મ્યસમા અને વૈધર્મ્યસમા જે જાતિ આગળ કહી તેનાજ જ્યારે સશયથી ઉપસહાર કરાય ત્યારે તે સશયસમા જાતિ શુ શબ્દ ઘટ સાધર્મ્ય ને લઇ કૃતકત્વ વાળો હોવાથી અનિત્ય છે કે ઘટ વૈધર્મ્યને લઇ અમૂર્તત્વવાળો હોવાથી નિત્ય છે? ૧૫ દ્વિતીય પક્ષના ઉત્થાપનની બુદ્ધિથી, એની એજ સાધર્મ્ય સમા અને વૈધર્મ્યસમાજાતિ જ્યારે પ્રયોજાય ત્યારે તે પ્રકરણ-સમાજાતિ જાણુવી શબ્દ અનિત્ય છે, ઘટની પેઠે કૃતકત્વને લાધે એ નામે શબ્દ નિત્ય છે, શબ્દત્વની પેઠે શ્રવણગોચર છે માટે, એ ઉદ્ભાવન પ્રકાર રૂપ જાતિ થાય એ પ્રમાણે આ જાતિનુ નાનાત્વ છે ૧૬ ત્રૈકાલિક અનુપપત્તિથી હેતુનુ પ્રત્યવસ્થાન તે અહેતુ સમાજાતિ હેતુ એટલે સાધન તે સાધ્યથી પૂર્વ, ઉત્તર, કે સાધ્યની સાથે, હોઇ શકે જો પૂર્વ હોય તો સાધ્ય ન હોય એટલે સાધવાનુ શુ રહ્યુ? જો ઉત્તર કાલે હેતુ હોય તો સાધ્યકયારનુ એ સિધ્ધજ છે એટલે સાધનનુ શુ કામ રહ્યુ? ત્યારે સાધ્યસમકાલહેતુ માની એ તો ગાયના ડાબા જમણા શીગડાની પેઠે તે બેની વચ્ચે સાધ્ય સાધનભાવ કેમ ઘટે? ૧૭ અર્થાપત્તિથી જે પ્રત્યવસ્થાન તે અર્થાપત્તિસમાજાતિ જો અનિત્ય સાથે સાધર્મ્યવાળા કૃતકત્વને લાધે શબ્દનુ અનિત્યત્વ અર્થાત્ સિદ્ધ હોય તો નિત્યની સાથે સાધર્મ્ય

વાળા હેતુને લીધે નિત્ય છે એમ પણ કાં નહિ? કેમકે નિત્ય સાથે સાધર્મ્યવાળા અમૂર્તત્વાદિ ધર્મ છેજ. આવો જે ઉદ્ભાવનપ્રકાર તે અર્થાપત્તિસમાજાતિ. ૧૮. અવિશેષના આપાદનથી જે પ્રત્યવસ્થાન તે અવિશેષસમાજાતિ. જો શબ્દ અને ઘટ ઉભયનો ધર્મ એક કૃતકત્વ છે એમ કહેતા હો તો સમાન ધર્મના યોગે કરીને તેમની વચ્ચે કશો વિશેષ રહે નહિ, ને એ બે પદાર્થ એકજ ગણાય, જે રીતે તો પદાર્થમાત્રનું એકત્વ સિદ્ધ થવા જશે. ૧૯. ઉપપત્તિ થકી પ્રત્યવસ્થાન તે ઉપપત્તિસમાજાતિ. જો કૃતકત્વોપપત્તિથી શબ્દનું અનિત્યત્વ સિદ્ધ હોય તો અમૂર્તત્વોપપત્તિથી-નિત્યત્વ પણ કાં સિદ્ધ ન હોય? એમ બે પક્ષે ઉપપત્તિ બતાવી ને અનધ્યવસાય કરી બતાવવો એજ વિવક્ષિત છે; એટલે આપણ એક ઉદ્ભાવન પ્રકાર જાણવો ૨૦. ઉપલબ્ધિથી પ્રત્યવસ્થાન તે ઉપલબ્ધિસમાજાતિ. શબ્દ અનિત્ય છે પ્રયત્નસાધ્ય હોવાથી, એમ કહે ત્યાં જાતિ વાદી કહે કે પ્રયત્ન સાધ્યહોવું એ અનિત્યત્વનો સાધક હેતુ નથી, કેમકે સાધ્યહેતુ તો તે કહેવાય કે જેના વિના સાધ્યની ઉપલબ્ધિજ બને નહિ પ્રયત્નસાધ્યત્વ વિના પણ વિદ્યુદાદિમાં અનિત્યત્વ છે. તેજ પ્રમાણે કવચિત્ વાયુવેગે ભાંગેલી વનસ્પતિથી પેદા થયેલા શબ્દમાં પણ તેમજ સંભવે છે. ૨૧. અનુપલબ્ધિથી પ્રત્યવસ્થાન તે અનુપલબ્ધિસમાજાતિ. પૂર્વોક્ત પ્રયત્ન સાધ્યત્વ એ હેતુવાળા અનુમાનમાં જાતિવાદી કહે કે શબ્દ પ્રયત્નસાધ્ય નથી, કેમકે ઉચ્ચારણ પૂર્વે પણ છેજ, અને જે નથી જણાતો તે તો માત્ર આવરણયોગે કરીનેજ છે. આવરણનો અનુપલંભ હોય તોપણ શબ્દનો ઉપલંભ થતો નથી એટલે ઉચ્ચારણ પૂર્વે શબ્દ છેજ નહિ એમ કોઇ કહે તો તે બરાબર નથી. અત્ર જે અનુપલંભ એટલે અનુપલબ્ધિ તે આત્માને વિષે છે કે નથી? જો છે એમ કહો તો જે આવરણને વિષે અનુપલંભ છે, તે આવરણનો જે રીતે અનુપલંભ છે તેજ રીતે, આવરણાનુપલંભનો પણ અનુપલંભ થશે. આવરણાનુપલંભનો અનુપલંભ એટલે આવરણાનુપલંભનો

આ પ્રમાણે ઉદ્ભવન, વિષય, અને વિકલ્પ, એમના અનંત ભેદને લઇ જાતિ પણ અનંત છે. તથાપિ શુદ્ધ ઉદાહરણ બતાવવાની ઇચ્છાથી આટલા ચોવીશ ભેદજ દર્શાવ્યા છે. વાદીના ઉપર જાતિનો પ્રયોગ થાય ત્યારે તેનું પ્રતિસમાધાન કરવા માટે તો પક્ષધર્મત્વાદિ અનુમાનલક્ષણની પરીક્ષા છે તેજ કરવી જોઇએ; કેમકે જો અતિ વિશુદ્ધ હેતુ હોય તો તે ઉપર આવો કચરો ટકી શકે નહિ. કૃતકત્વ, પ્રયત્નાનન્તરીયકત્વ અથવા પ્રયત્નસાધ્યત્વ, એ બે જે હેતુ તેમને અનિત્યત્વ સાથેજ દૃઢ વ્યાપ્તિ છે તેથીજ શબ્દનો અનુપલંભ થાય છે, આવરણાદિને લીધે નહિ, એમ જાતિવાદીને યથાર્થ ઉત્તર કહેવું, પણ જાતિનું ઉત્તર આપવા બેસવું નહિ, કેમકે એમ તો અસામંજસ્ય પેદા થઇ આવે, ને મૂલવાત દૂર રહી જાય. હવે નિગ્રહસ્થાન કહેછે:—

**નિગ્રહસ્થાન તે કે જે પ્રતિજ્ઞાહાનિસંન્યાસ વિરોધાદિ ભેદથી સામો નિગ્રહ પામે.—૩૧**

પ્રતિજ્ઞા હાનિ આદિ અપરાધથી જે તે રીતે સામોમાણસ નિગ્રહ પામે એટલે વાદ કરતાં બંધપડે તેનું નામ નિગ્રહસ્થાન, અર્થાત્ નિગ્રહ એટલે પરાજય તેનું સ્થાન એટલે કારણ—હાનિ, સંન્યાસ, વિરોધ એ પ્રત્યેક શબ્દ પ્રતિજ્ઞાશબ્દ સાથે યોજવો, કેમકે પૂર્વોક્ત ત્રણ શબ્દનો દ્વંદ્વસમાસ છે, ને પછી તેનો પ્રતિજ્ઞાશબ્દ સાથે તત્પુરુષ છે એટલે પ્રતિજ્ઞાહાનિ, પ્રતિજ્ઞાસંન્યાસ, પ્રતિજ્ઞાવિરોધ, એ આદિ નિગ્રહસ્થાન જાણવાં. આદિ શબ્દવડે કરીને આ ત્રણ સિવાય બીજા જે અનુક્તભેદ છે તે પણ સમજવા. નિગ્રહસ્થાનના સામાન્યતઃ બે પ્રકાર છે: વિપ્રતિપત્તિ, ને અપ્રતિપત્તિ. વિપ્રતિપત્તિ એ કે સાધનાભાસમાં સાધનબુદ્ધિ, અથવા દૂષણાભાસમાં દૂષણબુદ્ધિ; અપ્રતિપત્તિ એ કે સાધનનું અદૂષણ, કે દૂષણનું અનુદ્ધરણ. એમાં સમજવાનું એ છે કે વાદીનો પરાજય બે પ્રકારે થઇશકે, એક એ કે કર્તવ્યની તેને પ્રતિપત્તિજ ન થાય, ને બીજું એ કે પ્રતિપત્તિ થાય તો વિપરીત થાય. વિપ્રતિપત્તિ અને અપ્રતિપત્તિના ભેદવડે કરીને નિગ્રહસ્થાન બાવીશ છે: પ્રતિજ્ઞાહાનિ, પ્રતિજ્ઞાંતર, પ્રતિજ્ઞાવિરોધ, પ્રતિજ્ઞાસંન્યાસ, હેત્વંતર, અર્થાંતર, નિરર્થક, અવિજ્ઞાતાર્થ, અપાર્થક, અપ્રાપ્ત-

કાલ, ન્યૂન, અધિક, પુનરુકત, અનનુભાષણ, અજ્ઞાન, અપ્રતિભા, વિક્ષેપ, મતાનુજ્ઞા, પર્યનુયોજ્યોપેક્ષણ, નિરનુયોજ્યાનુયોગ, અપસિધ્ધાન્ત, હેત્વાભાસ એમાં અનનુભાષણ, અજ્ઞાન, અપ્રતિભા, વિક્ષેપ અને પર્યનુયોજ્યોપેક્ષણ એટલા અપ્રતિપત્તિપ્રકાર જાણવા,ને બીજા વિપ્રતિપત્તિપ્રકાર જાણવા ૧ હેતુને અનૈકાંતિક બતાવતા, પ્રતિદૃષ્ટાંતનો જે ધર્મ તે પોતાના દૃષ્ટાંતમા સ્વીકારવો એ પ્રતિજ્ઞાહાનિ નામનુ નિગ્રહસ્થાન થયુ શબ્દ અનિત્ય છે કેમકે ઇંદ્રિયવિષય છે, ઘટની પેઠે એમ વાદીએ કહ્યુ ત્યા પ્રતિવાદી કહે કે ઇંદ્રિયવિષયકત્વ તે તો સામાન્ય જે નિત્ય છે તેમા પણ જણાયછે, માટે એ હેતુ અનૈકાંતિક છે, ત્યારે જો વાદી કહે કે તો ભલે ઘટ પણ સામાન્યની પેઠે નિત્ય થાઓ, તો એજ તેણે પોતાની મૂલપ્રતિજ્ઞાની હાનિ કરી, કેમકે એ રીતે તો શબ્દ પણ નિત્ય થવા ગયો માટે પ્રતિજ્ઞાહાનિ, એ નિગ્રહસ્થાનથી, વાદીનો પરાજય થયો ૨ પ્રતિજ્ઞાત જે અર્થ તેનો પ્રતિષેધ પ્રતિવાદી કરે ત્યારે એમ કહેવુ કે પ્રતિજ્ઞાત જે ધર્મી છે તેના અન્યધર્મને અમે તો સાધવા ઇચ્છીએછીએ, એ દોષનુ નામ પ્રતિજ્ઞાતર શબ્દ અનિત્ય છે કેમકે ઇંદ્રિયવિષય છે એમ વાદીએ કહ્યુ ત્યા પ્રતિવાદીએ સામાન્યનુ ઉદાહરણ લઇ ઇંદ્રિયવિષયત્વ એ હેતુનો વ્યભિચાર બતાવ્યો, ત્યારે પાછો વાદી કહે કે એ વાત ઠીક છે પણ ઇંદ્રિયવિષય જે સામાન્ય તે નિત્ય છે પરંતુ સર્વગત છે, અને પ્રકૃત જે શબ્દ તે તો અસર્વગત છે, એટલે એટલા વિશેષને લઇનેજ તેનુ અનિત્યત્વ માનવુ, આ જે કહેવુ તે પ્રતિજ્ઞાતર થયુ, કેમકે શબ્દ અસર્વગત છે એમ હવે પ્રતિજ્ઞા થઇ, ને પૂર્વની જે પ્રતિજ્ઞા તે ગઇ, માટે એજ વાદીનુ નિગ્રહસ્થાન થયુ ૩ પ્રતિજ્ઞા અને હેતુનો વિરોધ તે પ્રતિજ્ઞાવિરોધનામનુ નિગ્રહસ્થાન ગુણવ્યતિરિકત તે દ્રવ્ય, કેમકે રૂપાદિ કરતા અન્ય પદાર્થની અનુપલબ્ધિ છે આવુ જે કહેવુ તેજ પ્રતિજ્ઞા અને હેતુના વિરોધરૂપ છે જો ગુણવ્યતિરિકત તે દ્રવ્ય એમ હોય, તો રૂપાદિ કરતા અન્યપદાર્થની અનુપલબ્ધિ કયા રહી? અને જો રૂપાદિ કરતા અન્ય પદાર્થની અનુપલબ્ધિ હોય તો ગુણવ્યતિરિકત તે દ્રવ્ય એ કેમ થઇ શકે? માટે પ્રતિજ્ઞા અને હેતુના વિરોધરૂપ પ્રતિજ્ઞાવિરોધના-

મે નિગ્રહસ્થાનથી વાદીનો પરાજય થયો. ૪. પક્ષગત જે સાધન તે પ્રતિવાદીએ દૂષિત કર્યું, તે સમયે તેનો ઉદ્ધાર કરવાની શક્તિ ન હોવાથી, પ્રતિજ્ઞાનેજ છુપાવવા પ્રયત્ન કરવો તે પ્રતિજ્ઞાસંન્યાસ. શબ્દ અનિત્ય છે કેમકે ઇંદ્રિયવિષય છે એમ વાદી કહે ત્યાં પ્રતિવાદી સામાન્યના ઉદાહરણથી ઇંદ્રિયવિષયત્વ એ હેતુનું અનૈકાંતિકત્વ બતાવે ત્યારે વાદી કહે કે શબ્દ અનિત્ય છે એ કોણ કહે છે? તો તે પોતાની પ્રતિજ્ઞાનો સંન્યાસ કરવાથી પરાજિત થાય. ૫. અવિશેષવાળો હેતુ કહેતાં તેનો પ્રતિષેધ થાય ત્યારે તેનું વિશેષણ કહેવું તે હેત્વન્તર નામનું નિગ્રહસ્થાન. જે ઉદાહરણ આલેછે તેમાંને તેમાંજ હેતુને જ્યારે સામાન્યપ્રતિ વ્યભિચાર બતાવી દુષ્ટ જણાવવામાં આવે, ત્યારે જાતિમત્ત્વ સાથે ઇન્દ્રિયવિષયત્વ જોઇએ એમ વિશેષણનુ ઉપાદાન કરવુ તે હેત્વન્તર થયો, ને એ નિગ્રહસ્થાન થયું. ૬. પ્રકૃતાર્થ કરતાં અર્થાન્તર જે તે પ્રસંગને ઉપયોગી ન હોય તે કહેનારો અર્થાન્તર એ નિગ્રહસ્થાનથી પરાજય પામે. શબ્દ અનિત્ય છે; તે કૃતકત્વ એ હેતુને લીધે; ત્યાં હેતુ શાને કહેવો કે હિ ધાતુને તુ પ્રત્યય કરવાથી જે કૃદંતપદ થાય તે હેતુ એવું થાય; પદ જે છે તે નામ, આખ્યાત, ઉપસર્ગ, નિપાત, એ રીત ચાર પ્રકારનું છે. એમ જે ઉત્તરોત્તરનું વ્યાખ્યાન કરી અપ્રકૃતવાત લખાવવી તે અર્થાન્તરનિગ્રહસ્થાન. ૭. કહેવાના તાત્પર્ય વિનાનું અને કેવલ વર્ણાનુપૂર્વીમાત્રવાળું એવું કાંઇ પ્રયોજવું તે નિરર્થક. શબ્દ અનિત્ય છે ક ચ ટ ત પના ગ જ ડ દ બત્વને લીધે ઘ ઝ ઢ ધ ભની પેઠે. આવું કહેવામા કશો અર્થ નથી તેથી, અથવા સાધ્યપ્રતિતે કશા ઉપયોગનું નથી તેથી, એ નિરર્થ નામે નિગ્રહસ્થાન થયું. ૮ સાધનવાક્ય અથવા દૂષણવાક્ય જે ત્રણવાર કહ્યા છતાં પણ પરિષદ્થી કે પ્રતિવાદીથી સમજી શકાય નહિ તે, ક્લિષ્ટશબ્દ, અપ્રસિદ્ધપ્રયોગ, અતિ-હ્રસ્વોચ્ચાર, એ પ્રકારનું જે હોય, એ બધુ અવિજ્ઞાતાર્થ નામે નિગ્રહસ્થાન કહેવાય. અસામર્થ્યનો એક એ પણ પ્રકાર છે માટે એ નિગ્રહસ્થાન છે. ૯. પૂર્વાપરઅસંગત એવો પદસમૂહ પ્રયોજવાથી અપ્રતિષ્ઠિત વાક્યાર્થ તે અપાર્થકનામે નિગ્રહસ્થાન. દશ દાડિમ, છ અપૂપ, અને કુંકુમની જિનપલલ પિંડ ઇત્યાદિ. ૧૦. પ્રતિજ્ઞા, હેતુ, ઉદાહરણ, ઉપ-

નય, નિગમન એ જે ક્રમ છે તેનુ ઉલ્લઘન કરી, અવયવોનો વિપર્યાસ કરી, જે અનુમાનપ્રયોગ કરવો, તે અપ્રાપ્તકાલ નામે નિગ્રહસ્થાન, કેમકે પોતાને જે રીતે પ્રતિપત્તિ થઇ તે રીત કરતા પારકાને પ્રતિપત્તિ કરાવવામા ઉલટી રીત લેવી તે અયોગ્ય છે ૧૧ પ આવયવ વાક્યના પ્રયોગને સ્થાને એકાદ બે અવયવહીન વાક્યનો પ્રયોગ કરવો તેજ ન્યૂનનામે નિગ્રહસ્થાન, કેમકે પ્રતિજ્ઞાદિ પાચે અવયવ પારકાને સમજાણ પાડવામા ઉપયોગના છે ૧૨ એકજ હેતુથી કે એકજ ઉદાહરણથી કાઇ વાત પ્રતિપાદિત કરી તેમા પાછો બીજો હેતુ કે બીજુ ઉદાહરણ આપવુ એ અધિકનામે નિગ્રહસ્થાન, કેમકે એમ કહેવુ એ નિષ્પ્રયોજન છે ૧૩ શબ્દ કે અર્થની પુનરુક્તિ તે પુનરુક્તનામે નિગ્રહ સ્થાન, પણ એક અનુવાદમા નહિ શબ્દ પુનરુક્ત ત્યા જાણવુ કે જ્યા શબ્દજ પુન ઉચ્ચારાય, જેમકે શબ્દ અનિત્ય છે, શબ્દ અનિત્ય છે ઇત્યાદિ અર્થપુનરુક્ત તે એ કે જ્યા અર્થને એક શબ્દથી કહી પછી ફરીથી તે શબ્દના પર્યાયથી કહેવો જેમકે શબ્દ વિનાશી છે કેમકે ધ્વનિ છે જ્યા અનુવાદ હોય ત્યા તો પુનરુક્તિએ દોષ નથી, જેમકે હેતુના ઉપદેશપૂર્વક પ્રતિજ્ઞાનુ પુનર્વચન તે નિગમન ૧૪ પરિષદ થી સમજાયલુ ને વાદીએ ત્રણવાર કહીબતાવેલુ, એવુ છતા જેનુ પ્રત્યુચ્ચારણ થઇ શકતુ નથી તે, પ્રતિવાદીનુ અનનુભાષણનામે નિગ્રહસ્થાન જાણવુ જે પ્રત્યુચ્ચાર કરી શકતો નથી તે શા આધારે દૂષણ કહેશે? ૧૫ પરિષદ્ જાણીગઇ હોય પણ પ્રતિવાદી ન સમજી શકયો હોય એવુ જે વાદીનુ કહેવુ તે પ્રતિવાદીનુ અજ્ઞાન નામે નિગ્રહસ્થાન, કેમકે ઉત્તરનો વિષયજ જેના જાણવામાં નથી તે શુ બોલે? આ અનનુભાષણ નથી કેમકે પરતુ જાણ્યા પછી ન બોલવા રૂપ નથી ૧૬ પરપક્ષનુ ગ્રહણ થયુ હોય, તેનુ અનુભાષણ કરી બતાવ્યુહોય, છતા તેનુ ઉત્તર જડે નહિ એ અપ્રતિભાનામે નિગ્રહ સ્થાન ૧૭ કાર્યવ્યાસગથકી કથાનો વિચ્છેદ તે વિક્ષેપનામે નિગ્રહસ્થાન સાધવા ધારેલા કાર્યની સાધનતા અશક્ય માલૂમ પડ્યાને કોઇપ્રકારે ઉડાવી દે એવુ ઉદાહરણ છે, જેમકે આ કરવુ મારે અગત્યનુ પડ્યુ કેમકે પ્રતિશ્યાયથી કાન કઠ ઉપરુદ્ધ થયાછે એમ કહી કથાને કાપી

નાખવી તે વિક્ષેપથી પરાજય કહેવાય. ૧૮. સ્વપક્ષમાં સામાએ કાઢેલા દોષનો ઉધ્ધાર કર્યા વિના પરપક્ષમાં વિરોધનું આપાદન કરવા બેસવું તે મતાનુજ્ઞાનામનું નિગ્રહસ્થાન. તમે પુરુષ છો, માટે ચોર છો, પ્રસિધ્ધ ચોરાદિની પેઠે, એમ કહે ત્યાં તમે પણ પુરુષ હોવાથી ચોર છો એમ સામાને જે કહે તે સામાએ પોતાના ઉપર ચઢાવેલા દોષનો સ્વીકાર કરેછે, ને એમ પરાજય પામેછે. ૧૯. નિગ્રહપ્રાપ્તનો અનિગ્રહ તે પર્યનુયોજ્યોપેક્ષણ નામે નિગ્રહસ્થાન. પર્યનુયોજ્ય એટલે નિગ્રહ બતાવીને અવશ્ય આ તમારૂં નિગ્રહસ્થાન માટે તમે પરાજય પામ્યા એમ જેને કહેવાનું તે. તેને ઉપેક્ષાથી જે નિગ્રહ કરતો નથી તે પર્યનુયોજ્યોપેક્ષણથી પરાજય પામે. ૨૦. અનિગ્રહસ્થાન ને નિગ્રહસ્થાન કહેવું તે નિરનુયોજ્યાનુયોગ. યથાયોગ્ય, અપ્રમાદી, અને નિગ્રહાનર્હ, એવા વાદીને પણ જે એમ કહે કે તમે નિગ્રહ પામ્યા તે પોતેજ એવા અસદ્દોષની ઉદ્ભાવનાથી નિગ્રહ પામેછે. ૨૧ સિધ્ધાન્તનો અભ્યુપગમ કરીને પછી અનિયમિતકથાપ્રસંગમાં પડવું તે અપસિધ્ધાન્ત પ્રથમે કોઇક સિધ્ધાન્તનો અભ્યુપગમ કરીને કથાનો ઉપક્રમ કરે ને પછી તેમાંજ જે સાધવાનો અર્થ હોય તેમાટે કે પ્રતિવાદીને દૂષણ આપવા માટે, અભ્યુપગમ કરેલો સિધ્ધાન્ત તેની વિરુધ્ધ કાંઇક બોલે તો તે બોલનાર અપસિધ્ધાન્ત એ નિગ્રહસ્થાનથી પરાજય પામે. ઉદાહરણ કોઇક મીમાંસાનો અભ્યુપગમ કરીને કહેછે કે અગ્નિહોત્ર સ્વર્ગસાધન છે. તેમાં પ્રતિવાદી પૂછેછે કે અગ્નિહોત્રક્રિયા તો ધ્વંસ પામે છે તે સ્વર્ગસાધક ક્યાંથી રહે ? ત્યારે જો વાદી એમ ઉત્તર આપે કે એ ક્રિયાથી પ્રસન્ન થઇ મહેશ્વર ફળ આપેછે તો એ અપસિધ્ધાન્તનામનું નિગ્રહસ્થાન થયું કેમકે મીમાંસામતનો સ્વીકાર કરેલો છે ને તે મત પ્રમાણે ઇશ્વર માનવામાં આવતા નથી ૨૨. હેત્વાભાસ તો પૂર્વે જે કહ્યા છે તે, અસિધ્ધ, બાધિત, વિરુધ્ધ, આદિ. એ પ્રકારે, અનંત ભેદભેદાંતર છતાં પણ મૂળરૂપ જે બાવીશ નિગ્રહસ્થાન તે કહ્યા આ પ્રકારે, છલજાતિનિગ્રહસ્થાનનાં સ્વરૂપ અને ભેદને જાણનાર, તેમને પોતાની પ્રતિજ્ઞામાં આવવા ન દે અને પારકાથી પ્રયુક્ત થાય તો સમાધાન કરીલે, ને એ રીતે પોતાને જે સિધ્ધ કરવાનું ઇષ્ટ હોય તે કરી શકે.

અત્ર ન બતાવેલુ એવુ પણ કેટલુક બતાવીએ છીએ અર્થાપત્તિપ્રમેતુ તે પ્રમાણ એકલા આત્મા સાથે સમવાયસબધવાળુ અને જ્ઞાનાન્તરવેદ્ય તે જ્ઞાન ફલ તે પ્રમાણથી ભિન્ન, તેમાં પૂર્વે પૂર્વપ્રમાણ ને ઉત્તર ઉત્તરફલ સ્મૃતિ પ્રામાણ્ય નહિ સામાન્યને વિશેષ પરસ્પર વિલક્ષ્ણ, તેમ નિત્ય અને અનિત્ય, તથા સત્ અને અસત્ આ રા, તેપણ પ્રમાણુનો વિષય પારમાર્થિક તમસ્ ને છાયા તે દ્રવ્ય નહિ આકાશનો ગુણ શબ્દ તે પૌદ્ગલિક માનવો શબ્દાર્થની પ્રતીતિ સકેતવશાત્ જ પણ અર્થ પ્રતિપાદન સામર્થ્યવશાત્ નહિ ધર્મ અને ધર્મી ભિન્ન સામાન્ય અનેક વૃત્તિ આત્મા વિશેષગુણલક્ષણ કર્મ વપુ, વિષય, ઇંદ્રિય, બુધ્ધિ, સુખ, દુ ખ, એમનો ઉચ્છેદ થવાથી આત્મસ્વસ્થાન થાય તે મુક્તિ ન્યાયસાગમા મુક્તિનુ સ્વરૂપ એવુ છે કે નિત્ય જેનો અનુભવ રહ્યા કરે એવા સુખથી વિશિષ્ટ જે દુ ખાત્યન્તાભાવ તે મોક્ષ એ શાસ્ત્રના ગ્રથ ન્યાયસૂત્ર, ભાષ્ય, ન્યાયવાર્તિક, તાત્પર્યટીકા, તાત્પર્યપરિશુદ્ધિ, ન્યાયાલંકારવૃત્તિઓ, અક્ષપાદ, વાત્સ્યાયન, ઉદ્યોતકર, વાચસ્પતિ, ઉદયન, શ્રીકંઠાભયતિલકોપાધ્યાય, એમણે રચેલા ૫૪૦૦૦ સર્વજ્ઞપ્રણીત ન્યાયસારના અઢાર ટીકા તેમા મુખ્ય ટીકા ન્યાયભૂષણ, ન્યાયકલિકા, જયતરચિત ન્યાયકુસુમાઞ્જલિ અને તર્ક હવે એ મતનો ઉપસહાર કરવામાટે તથા આગળ આવનાર મતનો ઉપન્યાસ કરવા માટે કહે છે —

નૈયાયિકમતનો આ સક્ષેપ યથાર્થ કહ્યો, હવે સાખ્યાભિમતતત્ત્વનો સક્ષેપ કહેવાય છે.—૩૨

ન્યાયનો સક્ષેપથી યથાયોગ્ય સાર બતાવી હવે સાખ્યોક્તતત્ત્વનો સક્ષેપ કહેવાનો આરભ કરે છે

---

ઇતિશ્રી તપાગણનભોગણદિનમણિ શ્રીદેવસુરિપદપદ્મોપજીવી શ્રીગુણરત્નસૂરિવિરચિત તર્કર હસ્યદીપિકાનામની ષડ્દર્શનસમુચ્ચયની વૃત્તિનો ન્યાયમતપ્રકટનનામનો બીજો અધિકાર સમાપ્ત

---

હવે સાંખ્યમતાવલંબીઓના પરિજ્ઞાનાર્થે લિંગાદિક કહીએ છીએ. ત્રિદંડ કે એકદંડ, કૌપીનધારી કે ધાતુરક્તાંબરધારી, શિખાવાળા કે જટાધારી, માથે મુંડેલા અને મૃગચર્માસનવાળા, તથા દ્વિજગૃહેજ જમનારા, પંચગ્રાસપરાયણ, દ્વાદશાક્ષર જપનારા, એવા પરિવ્રાજકાદિ તે મતના ભક્તો હોય છે, અને વંદના કરતાં ઓં નમોનારાયણ એમ ઉચ્ચાર કરે છે, ને પ્રત્યુત્તરમાં પણ ઓં નારાયણાયનમઃ એમ કહે છે. મહાભારતમાં બીટ નામથી પ્રશસ્ત દારવીમુખવસ્ત્રિકા, મુખનિશ્વાસને રોકનારી, ભૂતમતિ દયાને નિમિત્તે, તેઓ રાખે છે. તે કહે છેઃ—અણુમાત્ર અક્ષરના ઉચ્ચારથી પણ ઘ્રાણાદિથીજ એકજ શ્વાસ નીકળે તેથી, હે બ્રહ્મનૂ સેકડો જીવ મરી જાય છે. તે લોક જલજીવ ઉપર દયા રાખી સર્વદા ગળણું પાસે રાખે છે, તથા ભક્તોને પણ ઉપદેશ આપે છેઃ છત્રીશ આંગળ લાંબુ, ને વીશ આંગળ પહોળું, એવું ગળણું રાખવું, ને તેનાથી જીવની વિશુદ્ધિ કરી નાખવી. મીઠાજલથી ખારાપાણીના પોરા મરી-જાય છે, ને ખારાથી મીઠાના મરીજાય છે, માટે સંકર કદાપિ કરવો નહિ. કરોળિઆના મુખમાંથી પડેલી લાળના બિંદુમાં જે જંતુઓ છે તે અતિસૂક્ષ્મ માનવાળા છે; તે એટલા બધા છે કે સ્વર્ગમાં પણ માઈ શકે નહિ. એ પ્રમાણે તેમની મીમાંસામાં ગળણાનો વિચાર છે. સાંખ્યમતમાં કેટલાક ઇશ્વરને દેવતા માને છે, કેટલાક ઇશ્વર માનતા નથી, જે નિરીશ્વર છે તેમનો નારાયણ દેવતા છે. તેમનો જે આચાર્ય તેજ વિષ્ણુ, પ્રતિષ્ઠાકારક, ચૈતન્ય, ઇત્યાદિ શબ્દોથી કહેવાય છે. તેમના મતના પ્રવર્તક કપિલ, આસુરિ, પંચશિખ, ભાર્ગવ, ઉત્પૂલક, આદિ થયાછે. તે ઉપરથી સાંખ્યોને કાપિલ પણ કહેવાય છે, તેમજ કપિલનું બીજું નામ પરમર્ષિ છે તે ઉપરથી તેમને પારમર્ષ પણ કહેવાય છે. વારાણસીમાં તે ઘણા હોયછે. કેટલાક તો મહીનામહીનાના ઉપવાસ કરે છે. બ્રાહ્મણો છે તે અર્ચિમાર્ગથી વિરુદ્ધ જે ધૂમમાર્ગ તે માર્ગે જાય છે, સાંખ્યો તો અર્ચિમાર્ગેજ ચાલે છે; એટલે કરીનેજ બ્રાહ્મણોને વેદ ઉપર શ્રદ્ધા હોય છે ને તે યજ્ઞયાગાદિમાં કૃતકૃત્યતા માને છે, પણ હિંસાદિથી તેમ વેદથી વિરત રહી અધ્યાત્મ

વાદમાં કૃતાર્થતા માનેછે તે પોતાના મતનો મહિમા જે બતાવેછે તે આઠર માતમાં કહ્યું છે નિત્યે હસો, પીઓ, આનંદો, ખાઓ, યથારુચિભોગ ભોગવો, જો કપિલમતનું તત્વ હાથ આવ્યું હશે તો થોડાકમાંજ મોક્ષ થયા વિના રહેવાનો નથી શાસ્ત્રાન્તરમા પણ કહેછે પચીશ તત્વને જાણનારો, ગમે તે આશ્રમમાં હોય, શિખાધારી, મુંડીઓ, જટાધારી, ગમે તે હોય, તોપણ અસંશય મોક્ષ પામેછે હવે સાંખ્યમત કહેછે —

કેટલાક સાંખ્ય નિરીશ્વર છે ને કેટલાક ઇશ્વરને દેવતા માનેછે, પણ તે સર્વે તત્વ તો પચીશ માનેછે.—૩૩

કેટલાક સાંખ્ય એટલે સાંખ્યમતવાળા નિરીશ્વર એટલે ઇશ્વરને ન માનનારા છે, ને કેટલાક ઇશ્વરને દેવતા માનેછે, પણ નિરીશ્વર સેશ્વર ઉભયને જે તત્વવ્યવસ્થા માન્ય છે તે તો પચીશ તત્વ છે તેજ છે સાંખ્યમતમાં દુઃખત્રયથી દાઝેલા પુરુષને તે દુઃખના પરિહાર માટે તત્વજિજ્ઞાસા પેદા થાયછે દુઃખત્રય તે આધ્યાત્મિક, આધિદૈવિક, અને આધિભૌતિક આધ્યાત્મિક બે પ્રકારનું શારીર અને માનસ તેમા વાત પિત્ત કફના વૈષમ્યને લીધે, આત્મા એટલે દેહમાં, જ્વર અતિસારાદિ થાય તે શારીર, અને કામ ક્રોધ લોભ મોહ ઇર્ષ્યા એ આદિથી થાય તે માનસ આ બધું આંતર ઉપાયથી સાધ્ય હોવાને લીધે આધ્યાત્મિક દુઃખ કહેવાય બાહ્યઉપાયસાધ્ય જે દુઃખ તે બે પ્રકારનું છે આધિદૈવિક જેવું કે યક્ષ રાક્ષસગ્રહાદિ આવેશ ઇત્યાદિથી થયેલું, અને આધિભૌતિક જેવું કે મનુષ્ય પશુ પક્ષિ મૃગ સર્પ તથા સ્થાવરાદિ નિમિત્તે થયેલું આ ત્રિવિધ દુઃખને લીધે, બુદ્ધિમાં રહેલા રજ પરિણામના ભેદથી પ્રાણીને પીડા થાયછે ને તે દુઃખ ટાળવા, તત્વજિજ્ઞાસા ઉદ્ભવે છે તત્વ છે તે પચીશ છે, તે બતાવતા પૂર્વે સત્વાદિ ગુણોનું સ્વરૂપ બતાવેછે —

સત્વ રજસ્ તમસ્ એ ત્રણ ગુણ જાણવા, પ્રસાદ તાપ દૈન્યાદિકાર્યે તે ક્રમવડે તેમનાં ચિન્હ છે—૩૪

સત્ત્વ સુખલક્ષણ છે, રજસ્ દુઃખલક્ષણ છે, ને તમસ્ મોહલક્ષણ છે, એ પ્રકારના ત્રણ ગુણ પ્રથમે જાણવા જોઇએ. તેમનું એ સ્વરૂપજ બતાવેછે. ક્રમથી એટલે જે જેનું હોય તેને તે લગાવી લેવાથી પ્રસાદ સત્ત્વથી, તાપ રજસ્થી, અને દૈન્યાદિ તમસ્થી, એમ અર્થ થયો. પ્રસાદ એટલે પ્રસન્નતા, તાપ એટલે સંતાપ, ને દૈન્ય એટલે દીન વચનાદિ બોલવાં પડે તેવી વિષમતા. એમ અર્થ છે કે પ્રસાદ, બુદ્ધિપાટવ, લાઘવ, અનભિષ્વંગ, અદ્વેષ, એ આદિ કાર્યને સત્ત્વગુણનાં ચિન્હ જાણવાં. તાપ, શોષ, ભેદ, ચલચિત્તતા, સ્તંભ, ઉદ્વેગ, એ આદિ કાર્યને રજોગુણનાં ચિન્હ જાણવાં. દૈન્ય, મોહ, મરણ, આસાદન, બીભત્સ, અજ્ઞાન, અગૌરવ, એ આદિ તમોગુણનાં ચિન્હ જાણવાં. એવાં ચિન્હોથી એટલે કાર્યથી સત્ત્વાદિ ગુણ સમજી શકાય. લોકમાં જે કોઇ સુખ પામેછે તે આર્જવ મૃદુતા, સત્ય શૌચ, લાજ, બુદ્ધિ, ક્ષમા, અનુકંપા, પ્રસાદ આદિનું પણ સ્થાન થાયછે. એજ સત્ત્વ. જેને દુઃખ આવી પડેછે તે તે સમયે દ્વેષ, દ્રોહ, મત્સર, નિંદા, વંચન, બંધન, તાપ, એ આદિનું સ્થાન થઇપડેછે. એજ રજસ્. જેને કદાપિ મોહ થાયછે તે અજ્ઞાન, મદ, આલસ્ય, ભય, દૈન્ય, અકર્મણ્યતા, નાસ્તિકતા, વિષાદ, ઉન્માદ, સ્વપ્ન, એ આદિનું સ્થાન થાયછે. એજ તમસ્. સત્ત્વાદિ ત્રણે ગુણ, પરસ્પરને અસર કરેછે, ને તેમના પરસ્પર સંમેલનથી જગત્ માત્ર વ્યાપીરહેલું છે પરંતુ ઉર્ધ્વલોકમાં એટલે દેવલોકમાં સત્ત્વનું પ્રાધાન્ય છે, અધોલોકમાં તિર્યક્યોનિમાં, તમોગુણનું પ્રાધાન્ય છે, અને નરલોકમાં રજોગુણનું પ્રાધાન્ય છે. કેમકે મનુષ્યો દુઃખપ્રાય છે. કહ્યુ પણ છે કે આ સૃષ્ટિ બ્રહ્માદિ સ્તંબપર્યંત, ઉર્ધ્વભાગે સત્ત્વ પૂર્ણ છે, ને મધ્યભાગે રજોમય છે. બ્રહ્માદિ સ્તંબ પર્યંત એટલે બ્રહ્મથી પિશાચપર્યંત અષ્ટવિધ સર્ગ તે.

એ ત્રણની જે સમાવસ્થા તે પ્રકૃતિ કહેવાય છે; તેજ પ્રધાન, અવ્યક્ત, એ શબ્દથી પણ કહેવાય છે; તે નિત્ય સ્વરૂપ છે.—૩૫

એ ત્રણ ગુણની સમાવસ્થા, એટલે તુલ્યપ્રમાણથી ત્રણે જેમાં

રહેલા તેવી અવસ્થા તેને પ્રકૃતિ કહેવાય છે દેવમનુષ્યાદિમાં ગુણો-
નું તારતમ્ય છતે પણ જ્યાં ત્રણેની સમાન સ્થિતિ છે તેનું નામ
પ્રકૃતિ એમ તત્ત્વ સમજવું તેને પ્રધાન અથવા અવ્યક્ત પણ કહે છે
ને તે નિત્ય સ્વરૂપ એટલે નિત્ય અર્થાત્ અચ્યુત, અનુત્પન્ન, સ્થિર,
એક સ્વભાવ, એવું કૂટસ્થ જેનું સ્વરૂપ તેવી છે, એટલે કદાપિ
વિકાર પામતી નથી, એથીજ તે અનવયવા, અસાધારણી, અશબ્દા,
અસ્પર્શા, અરસા, અરૂપા, અગંધા, અવ્યયા, પણ મનાય છે ને
મૌલિક્ય સાંખ્યો છે તે આત્માએ આત્મા એ પ્રધાનને જુદું જુદું કહે
છે, ને પછીના સાંખ્યો સર્વ આત્મામાં પ્રધાન એકજ અને નિત્ય
માને છે પ્રકૃતિ અને આત્માના સંયોગથી સૃષ્ટિ થાય છે, માટે હવે
સૃષ્ટિક્રમ કહે છે.—

તેમાંથી બુદ્ધિ પેદા થાય છે, જેને મહાન્ કહે છે, તેમાંથી
અહંકાર અને તેમાથી ગોળનો સમૂહ.—૩૬

તેમાંથી એટલે પ્રકૃતિમાંથી બુદ્ધિ પેદા થાય છે તે ગાય આદિ
સંમસ થાય તો તે ગાયજ છે અશ્વ નથી એવી, અથવા આ થાંભલોજ
છે પુરુષ નથી એમ વિષયનિશ્ચયરૂપી, સમજવી એનું નામ મહાન્
પણ કહેવાય છે બુદ્ધિનાં રૂપ આઠ છે ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય, ઐશ્વર્ય,
એ ચાર સાત્ત્વિક, અને અધર્માદિ, તે ચારેનાં પ્રતિપક્ષ, તે તામસ ચાર,
એમ આઠ. તેમાંથી એટલે એ બુદ્ધિમાંથી, અહંકાર પેદા થાય છે હું
સુભગ છું, હું સુંદર છું એવા અભિમાન રૂપ તે જાણવો તેમાથી એટલે
તે અહંકારમાંથી સોળનો સમૂહ પેદા થાય છે. તે સોળનો સમૂહ
બે શ્લોકથી બતાવે છે —

સ્પર્શન, રસન, ઘ્રાણ, ચક્ષુ, શ્રોત્ર, એ પાંચ બુદ્ધીન્દ્રિય;
તેમજ કર્મેન્દ્રિય, પાયુ, ઉપસ્થ, વાક્, પાણિ, પાદ, એ પાંચ; તથા
મન, અને પાંચ તન્માત્ર, એ સોળ.—૩૭-૩૮

સ્પર્શન એટલે ત્વચા, રસન એટલે જિહ્વા, ઘ્રાણ એટલે ના-

સિકા, ચક્ષુ નેત્ર, શ્રોત્ર કાન, એ પાંચ બુદ્ધીન્દ્રિય પોતપોતાના વિષયને ગ્રહે છે માટે ઇંદ્રિય પોતેજ બુધ્ધિઇન્દ્રિય કહી છેઃ સ્પર્શન છે તે સ્પર્શને ગ્રહે છે, રસન રસને, ઘ્રાણ—ગંધને, ચક્ષુ રૂપને, શ્રોત્ર શબ્દને. કર્મેન્દ્રિય પણ પાંચ. તે પાંચ પાયુ આદિ. પાયુતે ગુદા, ઉપસ્થ તે લિંગયોનિ ઉભય, વાર્ક તે જેનાથી બોલાય છે તે, ઉર કંઠ આદિ અષ્ટ સ્થાનથી ઉઠનારી, પાણિ તે હાથ, પાદ તે પગ. એમનાથી મલોત્સર્ગ સંભોગ, વચન, આદાન, ચલન, આદિ કર્મ સિદ્ધ થાયછે માટે તે કર્મેન્દ્રિય કહેવાય છે પાંચ બુધ્ધીન્દ્રિય ને પાંચ કર્મેન્દ્રિય મળીને દશ અને અગીઆરમું મન, જે બુદ્ધિન્દ્રિય ભેગું બુધ્ધિરૂપ થાય છે, ને કર્મેન્દ્રિય ભેગું કર્મરૂપ થાય છે. તેનો સ્વભાવ, તત્ત્વાર્થ વિના પણ, સંકલ્પ કર્યા કરવાનો છે. તે આ પ્રમાણે. કોઇ બાલક સાંભળે છે કે ફલાણે ગામ લાડુ જમવાના છે; આ ઉપરથી તેને સંકલ્પ ઉઠેછે કે હું ત્યાં જઇશ ને કેવું મઝાનું ઘી ગોળવાળું ભોજન જમીશ? દહીં પામીશ? કે કાંઇ નહિ પામુ? આનું નામજ મન. એ અગીઆર અને પાંચ તન્માત્ર એમ મળીને સોળ, તે પૂર્વોક્ત સોળનો સમૂહ. અહંકારથી અન્યોન્ય પર જે રૂપ તે તન્માત્ર, તેજ સૂક્ષ્મ. તે પાંચ છે. રૂપ તન્માત્ર તે શુક્લ કૃષ્ણાદિ રૂપ વિશેષ; રસ તન્માત્ર તિક્તાદિ રસ વિશેષ; ગંધ તન્માત્ર સુગંધ દુર્ગંધ આદિ ગંધવિશેષ; શબ્દ તન્માત્ર મધુર કોમલ કઠોર આદિ શબ્દવિશેષ; સ્પર્શ તન્માત્ર મૃદુ કઠિનાદિ સ્પર્શ વિશેષ; એ પાંચ. એમ સોળ, તેજ સોળનો સમૂહ. પંચ તન્માત્રથી પંચભૂત થાય છે તે કહે છેઃ—

**રૂપથી તેજ, રસથી જલ, ગંધથી ભૂમિ, શબ્દથી આકાશ, સ્પર્શથી વાયુ, એમ પાંચથી પાંચ ભૂત થાય છે—૩૯**

રૂપ તન્માત્ર એ સૂક્ષ્મથી તેજ એટલે અગ્નિ પેદા થાયછે; રસથી જલ; ગંધથી ભૂમિ એટલે પૃથ્વી; શબ્દથી આકાશ; સ્પર્શથી વાયુ; એમ પાંચે તન્માત્રથી પાંચ ભૂત થાય છે.

એ પ્રમાણે ચતુર્વિંશતિ તત્વરૂપ પ્રધાન સાંખ્યમતમાં કહ્યું, તેથી અન્ય, અકર્તા, વિગુણ, ભોક્તા, એવું પુરુષતત્ત્વ કહેલું છે—૪૦

એ પ્રમાણે એટલે ઉક્ત પ્રકારે, પ્રધાન જે ચોવીશ રૂપે છે તે ક હી બતાવ્યું પ્રકૃતિ, મહાન્, અહંકાર, એ ત્રણ પાંચ બુદ્ધીન્દ્રિય, પાંચ કર્મેંદ્રિય, ને એક મન એ અગીઆર પાંચ તન્માત્ર ને પાંચ ભૂત એ દશ એમ ચોવીશ કહ્યું પણ છે કે પ્રકૃતિથી મહાન્, તેથી અહંકાર, તેથી સોળનો સમૂહ, ને તેમાંના પાંચથી પાંચ ભૂત આ પ્રકૃતિ તે વિકાર નથી કેમકે કશાથી ઉત્પન્ન થયેલી નથી બુધ્ધિ આદિ સાત તે પરનાં કારણ હોવાથી પ્રકૃતિ છે, તેમ પોતે જાતે કાર્યરૂપ હોવાથી વિકૃતિ પણ છે એટલે પ્રકૃતિવિકૃતિ છે સોળનો સમૂહ તે વિકૃતિજ છે, ને પુરુષ છે તે વિકૃતિ પણ નથી ને પ્રકૃતિ પણ નથી કેમકે અનુત્પન્ન અને અનુત્પાદક ઉભય છે ઇશ્વરકૃષ્ણે કારિકામાં એજ કહ્યુછે મૂલપ્રકૃતિ અવિકૃતિ છે, મહદાદિ સાત પ્રકૃતિવિકૃતિ છે, સોળનો સમૂહ વિકૃતિ છે, ને પુરુષ પ્રકૃતિ નથી કે વિકૃતિ નથી મહદાદિ જે પ્રકૃતિવિકૃતિ તે વ્યક્ત હોઇ પાછા અવ્યક્ત પણ થઇ જાયછે, ને એમ અનિત્ય હોવાને લીધે સ્વરૂપથી ભ્રંશ પામેછે પ્રકૃતિ છે તે તો અવિકૃત અને નિત્યજ માનેલી છે, એટલે તે તો કદાપિ પણ સ્વરૂપથી ભ્રંશ પામતી નથી મહદાદિ તથા પ્રકૃતિ તેનું સ્વરૂપ સાંખ્યો આ પ્રમાણે કહેછે હેતુમત્, અનિત્ય, અવ્યાપ્ત, સક્રિય, અનેક આશ્રિત, લિંગ, સાવયવ, પરતંત્ર, તે વ્યક્ત, અને તેથી વિપરીત તે અવ્યક્ત આમાં હેતુમત્ એટલે કારણવાળુ, ને તેથીજ અનિત્ય, કેમકે બુદ્ધયાદિની ઉત્પત્તિ પણ તેમાંથીજ છે અવ્યાપ્ત એટલે સ્વસ્વરૂપને નિયત, સર્વવ્યાપી નહિ સક્રિય એટલે ક્રિયા સાથે અર્થાત્ અધ્યવસાયાદિથી ક્રિયા કરે, એટલે સંચરણ ક્રિયાની પેઠે સવ્યાપાર અનેક એટલે ત્રેવીશ ભેદવાળુ આશ્રિત એટલે આત્મોપકારસ્વરૂપે પ્રકૃતિના આશ્રયે રહેલું લિંગ એટલે જ્યાંથી ઉત્પન્ન થયું તેમાંજ લય પામનારૂં, તન્માત્રમાં ભૂત લય પામેછે,

તન્માત્ર મહતમાં,મહત પ્રકૃતિમાં, જે કશામાં લય પામી શકતીનથી.સા વયવ એટલે શબ્દસ્પર્શરૂપ રસ ગંધઆદિ અવયવ યુક્ત. પરતંત્ર એટલે કારણને આધીન. એવું જેનું રૂપ છે તે વ્યક્ત એટલે મહત્. એ સર્વ થી વિપરીત તે પ્રધાન, અવ્યક્ત. સર્વ અંશ એ પક્ષે વિપરીત જાણશે. પ્રધાન છે તે આકાશ પાતાલ સર્વત્ર હોવાથી સર્વવ્યાપી છે, ને તેથી-જ સચરણ ક્રિયા તેને ઘટે નહિ, એટલે અક્રિય છે, એ દિગ્માત્ર સમજાવ્યું, વધારે વ્યાખ્યાન સાંખ્ય સપ્તત્યાદિ શાસ્ત્રથી સમજી લેવું. આવું પ્રકૃતિત-ત્વ બતાવ્યા પછી મૂલશ્લોકમાં હવે પચીશમો જે પુરુષ તે બતાવેછે, "તેથી અન્યઅકર્તા" ઇત્યાદિ તેથી એટલે ચોવીશ ત-ત્વરૂપ પ્રકૃતિથી, અન્ય એટલે જુદો,તે કેવો કે અકર્તા,વિગુણ, ભોક્તા, નિત્યચિત્, પુમાન્, તે પુરુષત-ત્વ. પુરુષ અથવા આત્માતે વિષય સુખા-દિક અર્થાત્ તેનાં કારણ પુણ્ય પાપાદિ તે કરતો નથી માટે અકર્તા છે. એક તૃણ પણ વાળી શકવાને આત્માને સામર્થ્ય નથી, માટેજ અકર્તા છે; કર્તા-પણું જે છે તે પ્રકૃતિનોજ ધર્મ છે પુરુષ વળી વિગુણ એટલે સ-ત્વરજ-સ્તમસ્ એ ગુણથી વર્જિત છે, નિર્ગુણ છે, કેમકે ગુણ છે તે પ્રકૃતિનો ધર્મ છે. ભોક્તા એટલે અનુભવ કરનાર છે, પણ તે પણ સાક્ષાત્ ભોક્તા નહિ, પણ પ્રકૃતિના વિકારરૂપ બુદ્ધિ જે ઉભયમુખદર્પણ જેવી છે તેમાં સુખ દુઃખાદિનું જે પ્રતિબિંબ પડે તે સ્વચ્છ આત્મામાં પણ સ્ફુરે અને તેથી તેને ભોક્તા એક લક્ષણામાત્રથી કહીશકાય, કેમકે એવુ વચન છે કે બુદ્ધિમાં સ્ફુરેલા વિષયને પુરુષ ચેતનવાળો કરે છે. જેમ જપાકુસુમના સાન્નિધ્યથી સ્ફટિકને રક્તતા આરોપાય છે, તેમ પ્રકૃતિનો પોતે અભિજ્ઞ સાક્ષી છે તેથી તેનાં સુખદુઃખનું ભોક્તાપણું પુરુષને આરોપાય એ પણ ઠીક છે. વાદ મહાર્ણવમાં કહેછેઃ બુદ્ધિ-દર્પણમાં સંક્રાન્ત જે અર્થપ્રતિબિંબ તે બીજા દર્પણ જેવા આત્મામાં પણ સ્ફુરે છે, તેજ એનુ ભોક્તાપણું, બાકી સ્વતઃ ભોક્તાપણું હોય તો તેથી તો વિકૃતિ પામવારૂપ દોષ તેને લાગુ થાય. આસુરિ પણ કહે છેઃ જેમ ચંદ્રમાના પ્રતિબિંબનો સ્વચ્છ જલમાં ઉદય થાય છે, તેમ વિવિક્તદક્નું જ્યાં પ્રતિબિંબ છે એવી બુદ્ધિમાં જે ભોગ તે દક્

( દ્દષ્ટા )નો ભોગ કહેવાય છે વિંધ્યવાસી આ પ્રમાણે ભોગ બતાવે છે પુરુષ તો અવિકૃતજ છે, પણ અચેતન જે મન તે તેને પોતાની સન્નિધિથી પોતાના આભાસવાળો બનાવે છે, જેવી રીતે ઉપાધિ સ્ફટિકને પોતા જેવો બનાવે છે વળી પુરુષ કેવો તે કહે છે કે નિત્ય-ચિત્ એટલે નિત્ય એવી જે ચેતનશક્તિ તે રૂપ આમ કહેવાથી એવુ બતાવ્યુ કે પુરુષનુ લક્ષણ ચૈતન્ય એટલુજ છે, જ્ઞાન નહિ, કેમકે જ્ઞાન છે તે બુદ્ધિનો ધર્મ છે આત્મા જે કેવલ છે તે બુદ્ધિથી અવ્યતિરિક્ત છે, પણ સુખ દુ ખાદિ ભાવ ઇન્દ્રિયદ્વારા બુદ્ધિમાં સક્રાન્ત થાય છે, બુદ્ધિ ઉભયમુખદર્પણ જેવી છે, એટલે તેમાં ચૈતન્યશક્તિ પ્રતિબિબ પામે છે, ન તેમ થતાં 'હુ સુખી,' 'હુ દુ ખી,'એમ ક્ષણમાત્રથી પુરુષને ઉદ્દેશીને કહેવાય છે, પત જલિ પણ કહે છે પુરુષ શુધ્ધ છતા પણ બુધ્ધિગતપ્રત્યયને અનુભવે છે, ન એમ અતદાત્મ છતાં તદાત્મ હોય તેવો ભાસેછે, બુધ્ધિ પણ અચેતન છતા ચિચ્છક્તિના સાન્નિધ્યને લીધે ચેતનવાળી હોય એમ ભાસેછે પુરુષ અનેક છે, કેમકે 'પુરુષ,' એમ જે એકવચનમા ઉપર બધે બોલાયુ છે તે જાતિની અપેક્ષાથી એકવચનપ્રયોગ છે એમ જાણવુ, તેમ જન્મમરણાદિનો પણ સભવ ઘટી શકે તે માટે આત્માને અનેક માનવો વાસ્તવિક છે, તેમજ ધર્માદિનાના પ્રવૃત્તિ પણ તે વાતની સાક્ષી છે સર્વે આત્મા ( પુરુષ ) સર્વગત અને નિત્ય જાણવા કહ્યુ છે અમૂર્ત, ચેતન, ભોક્તા, નિત્ય, સર્વગત, અક્રિય, અકર્તા, નિર્ગુણ, સૂક્ષ્મ, એવા, કપિલદર્શનમા, આત્મા માનેલા છે ત ત્ત્વોનો હવે ઉપસહાર કરે છે —

સ ખ્યાપકી તત્ત્વ પચીશ થાયછે, પ્રધાન અને પુરુષ તેમનો સબ ધ અત્ર પગ્ન ધ જેવો જાણવો. ૪૧

સખ્યાયકી એટલે ગણતરી કરી જોતાં ત ત્ત્વ પચીશ થયાં પ્રકૃતિ ને પુરુષ ઉભયે સર્ગત છે, મિથ સ યુક્ત છે, તે કેવી રીતે પ્રવર્તતા હશે ? એ સમજાવવા માટે કહેછે 'પ્રધાન અને પુરુષ' ઇત્યાદિ અન્ત્ર એટલે જગત્મા પ ગુ અને અ ધ તેના જેવી પ્રધાન અને પુ

રુષની વૃત્તિ, સંબંધ, છે. કોઇક આંધળો સંઘ સાથે પાટલીપુર નગર જવા નીકળ્યો, સંઘ તો રસ્તામાં ચોરોએ મારી નાખ્યો પણ પેલો અંધ બચી ગયો, ને ત્યાંજ પડયો. આમતેમ ફાંફાં મારતો હતો તેવામાં વનના કોઇ ભાગમાં રહેલા પંગુ એટલે પાંગળાએ દીઠો. પાંગળો બોલ્યો અરે ! અંધ ! બીહીશ નહિ, હું પાંગળો છું તેથી ચાલવા ફરવાને અશક્ત છુ પરંતુ મારી આંખો સાબીત છે, ને તું ચાલવા ફરવાને સમર્થ છે પણ તારે આંખો નથી. ત્યારે અંધે કહ્યું ઠીક છે, હું તને મારી ખાંધે બેસાડી લઉ, એટલે આપણે ચાલ્યા જઈશું. દેખવારૂપી ગુણવાળા પાંગળાને આંધળે ખાંધે બેસાડી લીધો, એટલે નગરમાં પહોચી નાટકાદિ જોતાં, ગીતાદિ સાંભળતાં, તથા બીજા ઇંદ્રિયાર્થ ભોગવતાં, પ્રસન્ન થવા લાગ્યો. એજ પ્રમાણે પાંગળાને સ્થાને શુધ્ધ ચૈતન્યવાળો પુરુષ જાણવો, ને અંધને સ્થાને જડ પ્રકૃતિ જેનો ક્રિયા કરવારૂપી સ્વભાવ છે તે જાણવી. પુરુષ પ્રકૃતિનો એજ રીતે આશ્રય કરેછે ને, બુદ્ધિમાં પ્રતિબિંબિત જે શબ્દાદિક તેનું પોતામાં પ્રતિબિંબ પડવાથી તેમાં આનંદ માને છે; ને એમ પ્રકૃતિને સુખરૂપ માની મોહથી સંસારમાં પડયો રહે છે. ત્યારે હવે તેની મુક્તિ શીરીતે ? તે કહે છેઃ—

**એમના અંતરના જ્ઞાનથી પ્રકૃતિવિયોગ તેજ પુરુષનો મોક્ષ; અત્ર પ્રમાણ ત્રણઃ પ્રત્યક્ષ, લૈંગિક, શાબ્દ—૪૨**

એમના એટલે પ્રકૃતિ પુરુષના અંતર એટલે તફાવતના જ્ઞાનથી, એટલે વિવેકજ્ઞાનથી પુરુષનો પ્રકૃતિથકી જે વિયોગ તે મોક્ષ જાણવો. કહ્યું પણ છે કેઃ પરમાર્થદૃષ્ટિથી જોતાં પુરુષ શુદ્ધ ચૈતન્યરૂપ છે, તે મોહથી કરીને, પ્રકૃતિના સ્વરૂપનો જે વિવેક તે ન સમજવાથી, સંસારમાં પડેલો છે; અર્થાત્ સુખદુઃખ અને મોહ એ સ્વરૂપવાળી પ્રકૃતિનો જ્યાંસુધી વિવેક નથી ત્યાંસુધી મોક્ષ નથી. પ્રકૃતિનો વિવેક સમજાયો ત્યાં પ્રકૃતિ ટળીજાયછે, અને પુરુષ સ્વરૂપે રહેછે. એજ મોક્ષ. મોક્ષ છે તે બંધના છેદથી થાય; બંધ ત્રિવિધ છેઃ પ્રાકૃતિક, વૈકારિક,

દાક્ષિણ પ્રકૃતિને આત્મા જાણી જે પ્રકૃતિને ઉપાસેછે તેમને પ્રાકૃતિક બંધ, ભૂત, ઈંદ્રિય, અહંકાર, બુદ્ધિ, એ વિકારને પુરુષ જાણી ઉપાસે તેમને વૈકારિકબંધ ઇષ્ટાપૂર્ત આદિ કર્મને પુરુષ બુદ્ધિથી સેવે તેને દાક્ષિણબંધ થાયછે પુરુષતત્વને ન જાણનારા ઇષ્ટાપૂર્તાદિ કામનાથી બંધાયછે તે તે લોકને કર્મપ્રમાણે બંધ થાયછે એ અર્થવાળી ઇષ્ટાપૂર્તં મન્યમાના, નાન્યતુશ્રેયોયેભિનન્દન્તિ ઇત્યાદિ શ્રુતિઓ પણ છે બંધને લીધેજ મુ વેલાને પણ પાછો સંસાર પ્રાપ્ત થાયછે, ને એમ વ્યવહાર ચાલેછે સાંખ્યમતમા તો પ્રકૃતિ વિકૃતિરૂપ નહિ એવા પુરુષને બંધ નથી, મોક્ષ નથી, ને સંસાર પણ નથી, પણ તે બધુ તો પ્રકૃતિને છે કપિલદર્શન-વાળા પણ કહેછે માટે કોઇપણ બંધાતુ નથી, મુક્તથતુ નથી, સંસરતુ નથી, બંધાવુ, મુક્ત થવુ, સંસરવુ, તે નાના રૂપવાળી પ્રકૃતિનેજછે, ને એ બંધમોક્ષ સંસારાદિ પુરુષને છે એવુ માત્ર લક્ષણાથી કહેવાયછે જેમ ભૃત્યગત છતા પણ જય પરાજય સ્વામીના કહેવાયછે તે પ્રમાણે કેમકે જયલાભનુ જે ફલ તેનો સ્વામીસાથે સંબંધ છે તે પ્રમાણે સુખ મોક્ષાદિ જે પ્રકૃતિગત છે તે પણ અવિવેકને લીધે પુરુષ સાથે સંબંધ-વાળા મનાયછે

હવે પ્રમાણલક્ષણ કહીએ—અર્થોપલબ્ધિનુ કારણ તે પ્રમાણ મૂળશ્લોકના ઉત્તરાર્ધમા તેજ કહ્યુછે કે આવુ જે પ્રમાણ તે અત્ર એટલે સાંખ્યમતમા ત્રણ છે પ્રત્યક્ષ, લૈંગિક એટલે અનુમાન, અને શાબ્દ પ્રત્યક્ષનુ લક્ષણ કે અવિકલ્પિક એવી જે શ્રોત્રાદિ વૃત્તિ તે પ્રત્યક્ષ શ્રોત્રાદિ એટલે શ્રોત્ર, ત્વક, ચક્ષુ જિહ્વા, નાસિકા, એ પાચે સમજવા તે ઈંદ્રિયોની વૃત્તિ એટલે તેમનો પરિણામ, કેમકે ઇંદ્રિય પોતેજ વિષયાકાર પરિણામ પામે છે તેજ પ્રત્યક્ષ જ્ઞાન એવો સાંખ્યસિદ્ધાન્ત છે અવિકલ્પિક એટલે નામ જાતિ આદિ વિકલ્પરહિત, અર્થાત્ બૌદ્ધમતમાં જેવુ પ્રત્યક્ષ કહ્યુછે તેવુ એમ સમજી લેવુ ઇશ્વરકૃષ્ણ કહે છે કે શ્રોત્રાદિસમુત્થમતિનિયતાધ્યવસાય તે પ્રત્યક્ષ અનુમાનનુ લક્ષણ કહીએ પૂર્વવત, શેષવત્,

સામાન્યતોદૃષ્ટ, એમ ત્રિવિધ અનુમાન. તેમાં નદીમાં પૂર દીઠાથી ઉપલેપાસે વર્ષાદ થયો એમ અનુમાન કરવું તે પૂર્વવત્. સમુદ્રના જલબિંદુનું પાન કરતાં શેષ જલક્ષાર છે એમ જાણવું તે, અથવા ભર્યા હાંલ્લામાંથી દાણો ચાંપી જોતાં શેષ હાંલ્લું કાચું છે એમ જાણવું તે શેષવત્ અનુમાન. સામાન્યતઃ દૃષ્ટ લિંગથી લિંગીજ્ઞાન, જેમકે ત્રિદંડ દેખતાંજ અદૃષ્ટ એવો પણ જે લિંગી તે સંન્યાસી છે એમ નિશ્ચય થાયછે, તે સામાન્યતોદૃષ્ટ અનુમાન અથવા લિંગ લિંગીપૂર્વક ( જ્ઞાન ) તે અનુમાન. એ અનુમાનલક્ષણ સાંખ્યોને માન્ય છે એમ જાણવું. શાબ્દ તે આપ્તશ્રુતિવચન. આપ્ત તે રાગદ્વેષાદિરહિત, બ્રહ્મા સનત્કુમારાદિ શ્રુતિ એટલે વેદ તેનું જે વચન તે શાબ્દપ્રમાણ.

ન બતાવેલી એવી પણ કેટલીક વાત બતાવીએ. ચિચ્છક્તિ વિષયપરિચ્છેદ શૂન્ય હોઇ પદાર્થને જાણતી નથી, ને બુદ્ધિ જડ હોઇ ચિતધર્મ બજાવી શકતી નથી, માટે તેમના બન્નેના સાન્નિધ્યને લીધે બન્ને પોતાના સ્વભાવ કરતાં ઉલટાં જણાય છે. પ્રકૃતિ અને પુરુષના સંયોગથી સૃષ્ટિ સંભવે છે. પ્રકૃતિના વિકારરૂપ કર્મ, ત્રૈગુણ્યરૂપ સામાન્ય, અને પ્રમાણનો વિષય તાત્ત્વિક. ત્રણ ગુણ સત્ત્વરજસ્તમસ્, તે ત્રિગુણશબ્દને સ્વાર્થિકણ્યપ્રત્યય થતાં ત્રૈલોક્ય ષાડ્ગુણ્ય તેની પેઠે ત્રૈગુણ્ય એ રૂપ થયું, તેનો અર્થ તો ત્રણ ગુણ એટલોજ. તે ત્રણ ગુણ જેનું રૂપ તે સામાન્ય એમ ત્રૈગુણ્યનો અર્થ જાણવો. પ્રમાણફલની વાત એવી જાણવી કે પૂર્વ પૂર્વ પ્રમાણ અને ઉત્તર ઉત્તરફલ વળી કારણમાં કાર્ય સત્ હતું તે ઉત્પન્ન થયું એમજ માનવું કેમકે અસત્ હોય તો થાય ક્યાંથી ? એ આદિ તેમ માનવાનાં કારણ છે. કહ્યુંછે કેઃ અસત્ કરણ થઈ શકતું નથી તેથી, ઉપાદાનનું ગ્રહણ થઈ શકેછે માટે, સર્વનો સંભવ એકથી થઇ શકતો નથી માટે, જે જે માટે શક્ત હોય તેજ પોતાનું શક્ય પેદા કરી શકે એવો નિયમ છે તેથી, કારણ ભાવરૂપ છે તેથી, ( કારણમાં ) કાર્ય સત્—છે. સર્વનો સંભવ એકથી થતો નથી તે આવી રીતેઃ જો અસતકાર્ય હોય તો સર્વવસ્તુ

આવે, તેજ બુધ્ધિમાને સ્વીકારવું જોઇએ, બીજું નહિ. કહ્યું પણ છેઃ મારે શ્રીવીરનો પક્ષપાત નથી, કપિલાદિનો દ્વેષ નથી. પણ જેનું વચન યુક્તિવાળું હોય તેનો પરિગ્રહ કરવો જોઇએ.

ઇતિશ્રી તપાગચ્છગગનાંગણનભોમણિ ઇ૦ કૃત ષડ્દર્શન સમુચ્ચયવૃત્તિનો સાંખ્યમતરહસ્ય નામ તૃતીય અધિકાર સમાપ્ત.

---

હવે આરંભે જૈનમત પ્રમાણે લિંગવેષાચારાદિ જે છે તે કહેવામાં આવેછે. જૈન બે પ્રકારના છેઃ શ્વેતાંબર અને દિગંબર. શ્વેતાંબરોનાં રજોહરણ, મુખવસ્ત્રિકા, આલોચ, એ આદિ લિંગ છે; ને તેમનો વેષ ચોલપટ્ટાદિ છે પંચ સમિતિને ત્રણ ગુપ્તિ એ તેમનો આચાર છે. ઇર્યા, ભાષૈષણાદાન, નિક્ષેપ, ઉત્સર્ગ, એ પાંચ સમિતિ. ગુપ્તિ ત્રણ છે એવું "ત્રિયોનિગ્રહથી" એ વચનથી સિધ્ધ થાય છે. અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, અકિંચનત્વ, ક્રોધાદિજય, ઇત્યાદિ સમેત તથા દાંતેંદ્રિય, એવો જે નિર્ગ્રંથ તે ગુરુ મનાય છે. માધુકરીવૃત્તિથી, નવકોટિ વિશુધ્ધ, એવો તેમનો નિત્યઆહાર છે. સંયમના નિર્વાહને અર્થેજ વસ્ત્રપાત્રાદિ ધારણ કરેછે. કોઇ વંદના કરે ત્યારે ધર્મલાભ એમ કહેછે. દિગંબરોનું તો નગ્નતા એજ લિંગ છે; હાથ એજ પાત્ર છે. તેમના ચાર ભેદ છેઃ કાષ્ઠાસંઘ, મૂલસંઘ, માથુરસંઘ, ગોપ્યસંઘ. કાષ્ઠાસંઘમાં ચમરીના વાળની પીછી, મૂળસંઘમાં મોરનાં પીછાંની પીછી, માથુરસંઘમાં મૂલથીજ પીછીનો રીવાજ નથી; ગોપ્યમાં પણ મોરની પીછી. પ્રથમના ત્રણ સંઘવાળા વંદના લેતાં ધર્મવૃદ્ધિ કહેછે સ્ત્રીઓની મુક્તિ, કેવલીની ભુક્તિ, સચીવર છતાં પણ વ્રતી હોય તો તેની મુક્તિ, એ બધું માનતા નથી. ગોપ્યવાળા વંદના લેતાં ધર્મલાભ કહેછે, સ્ત્રીઓના મુક્તિ, ને કેવલીનીભુક્તિ માનેછે. ગોપ્યવાળાને યાપલીય પણ કહેછે. સર્વને ભિક્ષાટનમાં ને ભોજનમાં બત્રીશ અંતરાય અને ચૌદ મલ વર્જ્ય છે. બીજા બધા આચાર, ગુરુ, દેવ, એ સર્વ શ્વેતાંબરોના જેવુંજ છે; ને તેમના શાસ્ત્રમાં કે તર્કમાં કાંઇ ફેર નથી. હવે દેવતાલક્ષણ કહેછે કેઃ—

પ્રથમ દર્શન થાય છે, ને પછી જ્ઞાન થાય છે, પણ કેવલી ને પ્રથમ જ્ઞાન ને પછી દર્શન થાય છે. સામાન્ય વિશેષાત્મક પ્રમેય માત્ર છે, તે-વી પ્રમેય વસ્તુમાં સામાન્યને ગૌણ કરી દઇ વિશેષને પ્રાધાન્ય આપી જે ગ્રહણ કરે તે જ્ઞાન કહેવાય; અને એથી ઉલટી રીતે વિશેષ ને ગૌણ રાખી સામાન્યને પ્રાધાન્ય આપી જે ગ્રહણ કરે તે દર્શન કહેવાય. આ વિશેષણથી કરીને જ્ઞાનાતિશય સાક્ષાત્ કહ્યો. સુરાસુરે-ન્દ્રસંપૂજ્ય—સુર એટલે દેવ, અસુર એટલે દૈત્ય. સુર માત્ર કહેવાથી અસુરનું પણ અનુકર્ષણ થઇશકેછે તથાપિ લોકરૂઢિને અનુસરી અસુર શબ્દ પણ સ્પષ્ટ કહ્યા છે એમ જાણવું, કેમકે લોકમાં દેવ અને તેમના વિપક્ષ દાનવ એમ કહેવાનો સંપ્રદાય છે—સુરાસુરનો ઇંદ્ર એટલે સ્વામી તેમનો પૂજ્ય. એવા જેને પૂજે તેને માનવતિર્યક્ ખચર કિન્નરાદિ પૂજે એ તો કહેવાની પણ જરૂર નથી. આ વિશેષણ થકી પૂજાતિશય બતાવ્યો. સદ્ભૂતાર્થ પ્રકાશક—સદ્ભૂત એટલે યથાવસ્થિત જે અર્થ એટલે જીવાજીવાદિ પદાર્થ તેના પ્રકાશક એટલે ઉપદેશ કર્તા. આ વિશેષણથી વચનાતિશય કહ્યો. સર્વ કર્મનો ક્ષય ઇ૦—સર્વ એટલે સંપૂર્ણ અર્થાત્ ઘાત્યઘાતાદિ જ્ઞાનાવરણરૂપ કર્મમાત્ર તેનો ક્ષય એટલે સર્વથા પ્રલય કરી પરમપદને એટલે સિધ્ધિને પામેલો. આ વચનથી સર્વ કર્મક્ષયલક્ષણ સિધ્ધાવસ્થા કહી. બીજા જે સુગતાદિ મોક્ષ પામ્યા છતાં પણતીર્થનિકારાદિ સંભવે પુનઃ સંસારમાં અવતરે છે. કહે છે કેઃ ધર્મ તીર્થના કરવાવાળા જ્ઞાનીઓ પરમપદને પામીને, વળી પણ, તીર્થ-નિકારને લઇ, ભવમાં આવે છે. આવા જે તે પરમાર્થથી મોક્ષગતિવાળા કહેવાય નહિ, કેમકે તેમના કર્મનો ક્ષય થયો કહેવાય નહિ જો યથાર્થ કર્મક્ષય થયો હોય તો પુનઃ અવતાર સંભવેજ નહિ. કહ્યું છેઃ બીજ દગ્ધ થયે અંકુરનો કદાપિ પ્રાદુર્ભાવ થતો નથી, તેજરીતે કર્મબીજ દગ્ધ થયે ભવરૂપી અંકુર ઉદય પામતો નથી. શ્રીસિધ્ધસેનદિવાકરે પણ જે મુક્ત થઇ ભવમાં પડે છે તેમનું પ્રબલ મોહ વિજૃમ્ભિત ગાયું છેઃ દગ્ધેન્ધનપણ કાંઇ ભીતિ ન ધરતાં, નિર્વાણને પણ અનિષ્ટ જાણી દૂર કરીને, ફરીથી ભવમાં પડેછે! મુક્ત પણ પરાર્થ શૂરા થઇ પોતે

દેહ ધરે છે । અહો । તારા મતને માનનારાના ઉપર મોહનુ જ પ્રબલ રાજ્ય વર્તે છે ।। માટે બહુ વિસ્તાર કરવાનુ પ્રયોજન નથી ત્યારે ઉક્ત જે ચાર અતિશય તે જેનામા હોય, અને જે મુક્ત હોય, તે દેવતા રૂપે ગણાય તેજ પારકાને પણ સિધ્ધપદ પહોચાડી શકે પણ તે વિના બીજો રાગી અથવા ભવમા અવતાર લેનાર તે દેવ કહેવાય નહિ કોઇ શકા કરે છે કે બુધ્ધાદિને દેવ કહેશો નહિ તો તે ઠીક છે, પણ ઇશ્વરને દેવ શામાટે માનતા નથી ? શુ તેની સિધ્ધિ કરી આપનારૂ પ્રમાણ નથી ? સાભળો પ્રમાણ આ રીતે છે પૃથ્વ્યાદિ બુધ્ધિમાન્ કર્તાવાળાં છે, કેમકે કાર્ય છે માટે ઘટની પેઠે આ અનુમાનમાં જે હેતુ છે તે અસિધ્ધ છે એમ નથી, કેમકે પૃથ્વ્યાદિ સાવયવ હોવાથી કાર્ય છેજ જુઓ પૃથ્વી, પર્વત, તરુ આદિ સર્વ કાર્ય છે કેમકે સાવયવ છે, ઘટની પેઠે બુધ્ધિમાન્ કર્તાવાળા છે એ સાધ્યનો જે હેતુ તે જેમ અસિધ્ધ નથી તેમ વિરુધ્ધ પણ નથી, કેમકે જેના કર્તા નિશ્ચિત છે એવા ઘટાદિમા કાર્યત્વહેતુ રહેલો જણાય છે અનૈકાંતિક પણ નથી કેમકે જેને કર્તા નથી એવા આકાશાદિમા કાર્યત્વ હેતુ રહેતો નથી કાલાત્યયાપદિષ્ટ પણ નથી કેમકે પ્રત્યક્ષપ્રમાણથી બાધ થતો નથી એવી શકા ન કરવી કે દૃષ્ટાંત જે ઘટ તેના કર્તા અસર્વજ્ઞ, અસર્વકર્તા, એવા ધર્મવાળો છે, એટલે કાર્યત્વ એ હેતુથી સાધ્ય સાધવા માટે આપેલા ઘટદૃષ્ટાંતથી તો સર્વજ્ઞત્વ, સર્વકર્તૃત્વ, એ ધર્મથી વિરુધ્ધધર્મવાળા સાધ્યની સિધ્ધિ થશે, માટે હેતુ વિરુદ્ધજ છે અને, દૃષ્ટાંત પણ વિકલ છે, કેમકે તેના કર્તા સર્વજ્ઞત્વાદિધર્મવાળો નથી આ શકા ન કરવાનુ કારણ એ છે કે આ રીતે વિશેષપણે સાધ્ય અને સાધનની વ્યાપ્તિ અનુમાન માટે જોઇએ એમ જો કહેવાય તો તો અનુમાનમાત્રનો ઉચ્છેદ થઇ જાય સામાન્યત જે અન્વય અને વ્યતિરેક તેટલાથી વ્યાપ્તિનુ ગ્રહણ થાયછે, ને તે તો આનન્ત્યદોષની તેમ વ્યભિચારદોષની આપત્તિને લીધે વિશેષ પરત્વે ગ્રહી શકાય નહિ આમ નિયમ હોવાથી કાર્યત્વ એ હેતુની વ્યાપ્તિ, બુદ્ધિમાન્ કર્તા હોવો જોઇએ એ સાધ્ય સાથે માનવી, પણ શરીરાદિમાન્ બુદ્ધિમાન્ કર્તા

એમ વિશેષ અર્થે ન સમજવી. અને કર્તૃત્વ સામગ્રીમાં શરીરનો ઉપયોગ જણાતો નથી, કેમકે તેના વિના પણ જ્ઞાન, ઇચ્છા, પ્રયત્ન, તેના આશ્રયરૂપ સ્વશરીરનું કર્તૃત્વ સંભવેછે. કાંઇ ઉપયોગનું ન થઇ શકતાં છતાં માત્ર સાથે હોય તેથીજ જો કોઇ કોઇનું કારણ થઇ શકતું હોય તો તો અગ્નિની પિંગલિમા તે પણ ધૂમનું કારણ થવી જોઇએ. અને શરીર હોય તથાપિ પણ જ્ઞાન, ઇચ્છા અને પ્રયત્ન એ સમસ્ત કે વ્યસ્ત જો ન હોય તો કુલાલાદિનું પણ કર્તૃત્વ સિદ્ધ થઇ શકતું નથી. પ્રથમ કાર્યોત્પાદક જે કારણસમૂહ તેનું જ્ઞાન જોઇએ, પછી કરવાની ઇચ્છા જોઇએ. ને પછી પ્રયત્ન જોઇએ, ત્યારે ફલ થાયછે, એમ આ ત્રણેનો કાર્યકર્તૃત્વની સાથે અવ્યભિચરિત સંબંધ છે. આ પ્રમાણે ઉક્ત અનુમાનથી જે ઇશ્વર સિદ્ધ થાય તેનું સર્વજ્ઞત્વ તો અખિલકાર્યકર્તૃત્વ ઉપરથી સિધ્ધ છે. પ્રયોગ આ રીતે. અખિલ પૃથ્વ્યાદિ કાર્યકર્તૃત્વને લીધે ઇશ્વર સર્વજ્ઞ છે; જે જેનો કર્તા છે તે તેનાં ઉપાદાનાદિથી જાણીતો છે, જેમકે ઘટકરનાર કુલાલ માટી આદિથી; જગત્નો આ કર્તા છે; માટે એ સર્વજ્ઞ છે. જગત્નું ઉપાદાન, પાર્થિવ, આપ્ય, તૈજસ, ને વાયવીય, એવાં ચાર પ્રકારનાં પરમાણુ તે છે; નિમિત્તકારણ અદૃષ્ટાદિ છે; ને આત્મા ( જીવ ) ભોક્તા છે; ભોગ્ય તત્ત્વાદિ છે. એથકી જે અનભિજ્ઞ છે તેને પૃથ્વ્યાદિ કર્તૃત્વ સંભવતું નથી, જેમકે આપણા જેવાંને. તેનાં એટલે ઇશ્વરનાં ઉક્તજ્ઞાનાદિ તે નિત્ય છે, કેમકે કુલાલાદિજ્ઞાનથી વિલક્ષણ છે. એ જે કર્તા તે એક છે, કેમકે અનેક કર્તા છતાં પણ તે બધા એકને તાબે હોય ત્યારેજ પ્રવૃત્તિ થાયછે. વ્યવહારમાં પણ કડીઆ સુતાર આદિ એક કમઠાયાને તાબે રહેવાથી મહાપ્રાસાદાદિ સિદ્ધ કરેછે એ પ્રત્યક્ષ છે. ઇશ્વરના એકત્વથી ને નિત્યત્વથી કાર્યનું કાદાચિત્કત્વ અને વૈચિત્ર્ય સિધ્ધ નહિ થાય એમ કહેવુ યોગ્ય નથી, કેમકે કાદાચિત્ક અને વિચિત્ર એવાં સહકારીના સંબંધે તેવી સૃષ્ટિ થવાને કશી વિપરીતતા નથી. આ સ્થલે વળી ઇશ્વરસિદ્ધિના મૂલઅનુમાન ઉપર કોઇ બીજી શંકા કરેછે. પૃથ્વ્યાદિ જો બુદ્ધિમાન્ કર્તાવાળાં કાર્યત્વ એ હેતુથી હોય તો જેમ જીર્ણ કૂપાદિને જોતા, તે કૂપની ક્રિયાને ન દેખનારને

માનીએ તો જીર્ણ કૂપપ્રાસાદાદિની પેઠે તેમાં પણ, તે કાર્યની ક્રિયા ન દીઠેલી એવાને પણ, ' કૃત ' એવી બુદ્ધિ સ્ફુરવી જોઇશું. સમારોપને લીધે તેમ નથી થતું એમ કહેશો તો તે સમારોપ તો ઉભયત્ર સમાન છે, કેમકે ઉભયમાં કર્તા અતીન્દ્રિયજ છે. હવે એમ કહેશો કે પ્રામાણિકને તો એ સ્થાને ' કૃત ' એવી બુદ્ધિ થાયછેજ માટે કૃતબુદ્ધિ વિશિષ્ટ કાર્યત્વવાળાં હોવાથી પૃથ્વ્યાદિ બુદ્ધિમાન્ કર્તાવાળાં છે એમ કહો, તો પૂછવાનું કે જે કૃતકત્વબુદ્ધિ થઇ તે આ કહ્યા તેજ અનુમાનથી કે બીજાથી થઇ ? જો ઉક્ત અનુમાનથી એમ કહો તો અન્યોન્યાશ્રયદોષ આવશે, કેમકે જેનાં વિશેષણ સિદ્ધ છે એવા હેતુથી એ સાધ્યને સાધ્યું, ને તે સધાયું ત્યારે હેતુનાં વિશેષણ સિધ્ધ થયાં. અનુમાનાન્તરથી એમ કહેશો તો તે અનુમાનમાં પણ વિશેષણ સહિત હેતુથી સાધ્યનું ઉત્થાન થશે, ને તે સિધ્ધ કરવા પાછું બીજું અનુમાન જોઇશું, તેને ત્રીજું, એમ અનવસ્થા થશે. માટે કૃતબુદ્ધિવશિષ્ટ એવું જે વિશેષણ માન્યુ તે સિધ્ધ થતું નથી; ને હેતુને વિશેષણાસિધ્ધત્વદોષ આવ્યો. વળી તમે જે કહોછો કે ખોદીને પૂરી નાખેલીભૂમિના દૃષ્ટાંતથી, કૃતવસ્તુઓ કૃત એવી બુધ્ધિનો પ્રત્યય કરનારી હોવી જોઇએ એ નિયમ તૂટેછે, તો તે બાબતમાં કહેવાનું કે તેવી ભૂમિને અકૃત્રિમ ભૂમિ સાથે જે સારૂપ્ય છે તે સારૂપ્ય એ પ્રત્યયને અટકાવેછે ને તેથી પ્રત્યય નથી થતો એ વાત ઉપપન્ન છે, નિયમભંગ નથી. જે અનુમાન પ્રયોજ્યું છે તેમાં પક્ષભૂત પૃથ્વ્યાદિમાં પણ અકૃત્રિમનું સારૂપ્ય, કૃતબુધ્ધિપ્રત્યયનું પરિભાવક માનો, તો શો બાધ છે? એમ તમે કહો તો તે ચાલશેનહિ કેમકે અકૃત્રિમ સારૂપ્યનો અભ્યુપગમ કરતા નથી, ને કરો તો તમારા પોતાનાજ સિધ્ધાન્ત વિરુધ્ધ, અપસિદ્ધાંત દોષ આવે. માટે કૃતબુદ્ધિવિશિષ્ટતા એ વિશેષણ સિદ્ધ ન થવાથી વિશેષણાસિધ્ધત્વરૂપ દોષ હેતુને વળગેલો રહ્યો. અથવા વિશેષણ સિદ્ધ માનો તોપણ હેતુને વિરુદ્ધ એ દોષ લાગશે, કેમકે દૃષ્ટાન્તભૂત ઘટાદિની પેઠે, એ હેતુનો સાધ્ય જે બુદ્ધિમાન્કર્તા તે શરીરવિશિષ્ટ હોવોજોઇશુ. તમે એમ કહેશો કે આ પ્રમાણે દૃષ્ટાન્ત અને દાર્ષ્ટાન્તનું કેવલ સામ્ય શોધવું એ તો હેતુ-

માત્રની અનુપપત્તિ માનવા બરાબર છે તો તેમ નથી ધુમથી અગ્નિના અનુમાનમા મહાનસ કરતાં અન્યસ્થાનમાં પણ તેવા અગ્નિની પ્રતિપત્તિ છે એટલે તે અનુમાનમા હેતુની ઉપપત્તિ બરાબર થાયછે કહેશો કે અમારા અનુમાનમા પણ બુધ્ધિમત્સામાન્ય પ્રસિધ્ધજ છે, ને તે દ્વારા અનુમાન વિરુદ્ધદોષવાળુ નથી તો તે વાસ્તવિક નથી, કેમકે સાક્ષાત્ દ્રશ્ય એવા વિશેષના આધાર રૂપ સામાન્યને કાર્યત્વહેતુથી સાધવુ શક્ય ગણાય, પણ અદ્રશ્ય વિશેષના આધાર રૂપ સામાન્યને નહિ, કેમકે તેની તો સ્વપ્નમા પણ પ્રત્યક્ષ પ્રતીતિ સંભવતી નથી, જેમકે ખરવિશાણનો આધાર અને તેનુ સામાન્ય એવોજ નિયમ છેકે જેવા કારણથી જેવુ કાર્ય ઉપલબ્ધ થતુ હોય તેવા કારણથી તેવાજ કાર્યનુ અનુમાન કરી શકાય, જેવા ધર્મવાળા ધૂમથી જેવા ધર્મવાળા વન્હિની ઉપલબ્ધિ યોગ્ય પ્રત્યક્ષથી સિદ્ધ થાયછે તેવા ધર્મવાળા ધૂમથી તેવા ધર્મવાળા અગ્નિની અનુમિતિ કરીશકાયછે તમે જે એમ કહેતા હતા કે સાધ્ય અને હેતુ તેની તેમના વિશેષપરત્વે વ્યાપ્તિગ્રહવા જતાં તો અનુમાન માત્રનો ઉચ્છેદ થવા જાય એ શંકાપણ, અમારા આ કહેવાથી પરાસ્ત થઇ ગઇ વળી આ જે હેતુ તમે પ્રયોજ્યો છે તે ખેડયાવિના પેદા થનારાં વૃક્ષતૃણાદિમા વ્યભિચાર પામવાવાળો છે કાર્ય બે પ્રકારનાં છે કેટલાક બુદ્ધિમાન્ કર્તાવાળા છે, જેવાકે ઘટાદિ, ને કેટલાક તેથી વિપરીત છે, જેવાકે ખેડયા વિના થનાર વૃક્ષતૃણાદિ તમે એમ કહેશો કે તેમને પણ પક્ષમાં લઇ લેશો ને એમ વ્યભિચારદોષ ટાળશો તો, તે તત્પુત્ર હોવાથી શ્યામછે, બીજા તત્પુત્રની પેઠે, એ આદિ સોપાધિક હેતુવાળા અનુમાન પણ ખરા કરવા જશે, ને કોઇ પણ સ્થાને કોઇ પણ હેતુ વ્યભિચાર દોષવાળો રહી શકશેજ નહિ કેમકે જ્યા તેનો વ્યભિચાર જણાય તેને પક્ષમા નાખી લેવુ એ સુલભ રસ્તો છે વળી એ કરતા બીજી રીતે પણ કાર્યત્વ હેતુનો વ્યભિચાર સિધ્ધ થશે, કેમકે ઇશ્વરનાં બુધ્ધ્યાદિમાં તે વ્યભિચરશે ઇશ્વરબુધ્ધ્યાદિ તે કાર્ય છે કર્તા ઇશ્વર કરતાં અન્ય કોઇ બુદ્ધિમાન્ કર્તા તેનનો નથી, છે એમ કહેશો તો તો અનવસ્થા થાય વળી કાર્યત્વહેતુ કાલાત્યયાપદિષ્ટ પણ છે કેમકે ખેડયાવિના થનાર તરુતૃણાદિનો કર્તાભાવ, અગ્નિનુ

અનુષ્ણત્વ સાધવામાં દ્રવ્યત્વની પેઠે, પ્રત્યક્ષસિદ્ધ છે. તમે કહેશો કે તેમનો પણ કર્તા અદષ્ટ એવો ઇશ્વર માનવો જોઇએ તો તે કહેવું ઠીક નથી. તેવા અદષ્ટ ઇશ્વરનું અસ્તિત્વ અનુમાનથી સાધોછો કે બીજા પ્રમાણથી ? જો આ અનુમાનથીજ સાધતા હો તો ચક્રકાપત્તિદોષ છે, જેમકે ઇશ્વરનું અસ્તિત્વ સિધ્ધ થાય, ત્યારે તે અદશ્ય હોવાથી તેનું અપ્રત્યક્ષત્વ સિધ્ધ થાય ને તેથી કાલાત્યયાપદિષ્ટદોષનો પરિહાર થાય, ને તે દોષાભાવથીજ પાછી તેના અસ્તિત્વની સિધ્ધિ થવાની આવે ! બીજો પક્ષ કે બીજા અનુમાનથી સિધ્ધ કરીશું, તેપણ ઠીક નથી, કેમકે ઇશ્વરસદ્ભાવ સિધ્ધ કરનાર પ્રમાણાન્તર છે નહિ. અથવા ઇશ્વરનું અસ્તિત્વ ક્ષણભર અસ્તુ, તોપણ તેને અદષ્ટ હોવાનું કારણ તેને શરીર નથી તેછે ? વિદ્યાદિ પ્રભાવ છે? જાતિવિશેષ છે? જો પ્રથમવિકલ્પ સ્વીકારો તો કર્તૃત્વ અનુપપન્ન છે, કેમકે અશરીરી છે તે મુક્તઆત્માની પેઠે કર્તા થતો નથી. શરીર ન છતાં પણ જ્ઞાનેચ્છાદિના આશ્રયરૂપ સ્વશરીરકરણથકી કર્તૃત્વ પણ સંભવશે તો તે પણ વગર વિચારનું ઉત્તર છે, કેમકે શરીરસબંધથીજ પ્રેરણા ઉપપન્ન થાય, ને શરીર ન હોય તો તો મુક્ત આત્માની પેઠે પ્રેરણાદિ સંભવેજ નહિ. શરીરનો અભાવ હોય ત્યારે જ્ઞાનાદિનો આશ્રય પણ કયાં થઇશકે, કેમકે તેમને ઉત્પન્ન થવામાં તે નિમિત્તકારણ છે; ને એમ નહોય તો મુક્ત આત્માને પણ તેની ઉત્પત્તિ થઇ શકે. વિદ્યાદિપ્રભાવથી અદશ્ય છે એ વિકલ્પ માનીએ તો તેપણ ઘટતો નથી, કેમકે તેવીરીતે જે અદશ્ય રહેછે તે કોઇકવાર પણ દશ્ય થાયછે. નિરતર અદશ્ય એવા વિદ્યાપ્રભાવવાળા તો જાણ્યા નથી. પિશાચાદિની પેઠે જાતિવિશેષને પણ અદશ્યત્વનું કારણ માનીશકાય નહિ, કેમકે એકવસ્તુને જાતિવિશેષ હોય નહિ; જાતિ અનેકનિષ્ઠ છે એવો નિયમ છે. અથવા અદશ્ય છે એમ પણ ક્ષણભર માનો, તથાપિ તે પૃથ્વ્યાદિનુ જે કારણ થાયછે તે શી રીતે? સત્તામાત્રથી ? જ્ઞાનવત્ત્વથી ? જ્ઞાનેચ્છાપ્રયત્નવત્ત્વથી ? તત્પૂર્વક વ્યાપારથી ? ઐશ્વર્યથી ? પ્રથમ વિકલ્પ માનીએ તો કુલાલાદિ પણ પૃથ્વ્યાદિ કર્તા થાય કેમકે તે પણ કાંઇ સત્તાવાળા નથી એમ નથી. બીજો વિકલ્પ સ્વીકારતાં યોગીને પણ કર્તૃત્વ પ્રાપ્ત થાય. તૃતીય તો

જેવુંજ જાણવું. વળી પૃથ્વ્યાદિનો બુધ્ધિમાન્ કર્તા સાધ્ય છે, તેમાટે જેટલા હેતુ આણવામાં આવે તેટલા સર્વ વિરુદ્ધ એ દોષવાળા થવાના કેમકે દૃષ્ટાન્તાનુસાર સશરીર, અસર્વજ્ઞ, અસર્વકર્તા, એવા કરણને સાધનાર તે નીકળવાના. તમે એમ કહેશો કે આવો દોષ તો ધૂમથી અગ્નિનું અનુમાન થાયછે ત્યાં પણ આવશે તો તે યોગ્ય નથી કેમકે ત્યાં તૃણપર્ણાદિ વિશેષાધારગત વન્હિ માત્ર સાથે ધૂમની વ્યાપ્તિ છે; જે રીતે આ અનુમાનમાં સર્વજ્ઞ અને અસર્વજ્ઞ એવા વિશેષાધિકરણગત સામાન્યની સાથે કાર્યત્વની વ્યાપ્તિ નથી. આટલા માટે અનુમાનથી પૂર્વ સર્વજ્ઞકર્તા સિદ્ધ થતો નથી. વળી એ બુદ્ધિમાન્ કર્તા હોવા રૂપી વાત વ્યભિચારવાળી છે કેમકે વિદ્યુદાદિનો પ્રાદુર્ભાવ બુદ્ધિમાન્ કર્તા વિના થાયછે; અને સ્વપ્નાદિ અવસ્થામાં બુદ્ધિમાન્ કર્તાવિનાની વાતોનુ પણ દર્શન થાયછે. અર્થાત્ હેતુ માત્ર જે અત્ર પ્રયોજાય તે કાલાત્યયાપદિષ્ટ દોષવાળા થવાના કેમકે પ્રત્યક્ષપ્રમાણથી બાધિતપક્ષાનંતર પ્રયુક્ત થવાના. એ બાધ કેવી રીતે થાય તે પૂર્વે બતાવેલું છે. વળી એ બધા હેતુ પ્રકરણસમ થશે; કેમકે પ્રકરણની શંકા પેદા કરાવનાર બીજા હેતુ મળી આવેછે. જુઓ. ઇશ્વર જગત્કર્તા નથી, કેમકે ઉપકરણરહિત છે, ને તેથી દંડ ચક્ર ચીવરાદિ ઉપકરણરહિત કુલાલ જેવો અકર્તા છે; તેમજ આકાશની પેઠે વ્યાપક છે માટે પણ અકર્તા છે. એક છે માટે આકાશની પેઠે અકર્તા છે ઇત્યાદિ. હવે એ ઇશ્વિરનાં તમે જે નિત્યત્વાદિ વિશેષણ કહોછો તે વિચારીએ. એવાં વિશેષણ ઇશ્વરની વ્યવસ્થા બતાવવા આણવાં તે ષંઢના આગળ રૂપવતી કામિની ધરવા બરોબર છે. એ બધાં નિરુપયોગી છે, કેમકે વિચાર સહન કરી શકતાં નથી. દિઙ્માત્રલખીએ છીએ. નિત્યત્વનેજ વિચારીએ. તે ઇશ્વરમાં ઘટતું નથી. ઇશ્વર નિત્ય નથી કેમકે સ્વભાવભેદથી કરીને પૃથ્વ્યાદિ કરેછે, અને નિત્યત્વનું લક્ષણ તો અપ્રચ્યુત અને અનુત્પન્ન એવું તથા સ્થિર જે એકત્વ રૂપ કૂટસ્થત્વ છે તે છે. સ્વભાવભેદ નહિ સ્વીકારો તો સૃષ્ટિ અને સંહાર એવાં વિરુદ્ધ કાર્યની ઉત્પત્તિ શીરીતે ઘટશે? ત્યારે ઇશ્વરનાં જ્ઞાનાદિનેજ નિત્ય કહેશો તો તે પણ નહિ ચાલે, કેમકે તેવી પ્રતીતિ થતીનથી. ઇશ્વરજ્ઞાનાદિ નિત્ય નથી, કેમકે આપણાં જ્ઞાનાદિ જેવાં જ્ઞાનાદિ છે એ અનુમાનથી પણ ઇશ્વર જ્ઞાનાદિની

નિત્યતા સિદ્ધ થતી નથી માટે ઇશ્વરજ્ઞાનાદિની નિત્યતા તમે આગળ કહીછે તે પણ અનુપપન્ન છે ઇશ્વરને તમે સર્વજ્ઞ કહોછો, તો તે સર્વજ્ઞત્વ પણ શી રીતે સમજાય ? પ્રત્યક્ષથી ? તો તેમ તો નહિ બને કેમકે ઇન્દ્રિયાર્થ સન્નિકર્ષને આધીન એવું પ્રત્યક્ષ અતીન્દ્રિયવિષયને ગ્રહી કેમ શકે ? અનુમાન પણ ન ચાલે કેમકે અવ્યભિચારીલિંગ મળી શકે નહિ જગદ્વૈચિત્ર્ય સર્વજ્ઞત્વ વિના બીજી રીતે સંભવે નહિ એ લિંગ છેજ એમ કહેશો તો તે પણ ન ચાલે, કેમકે તેની વ્યાપ્તિ સિદ્ધ થતી નથી, સર્વજ્ઞત્વ વિના પણ, કેવલ કર્મપરિપાકથીજ, જગદ્વૈચિત્ર્ય સિદ્ધ થઇ શકેછે વળી જો ઇશ્વર સર્વજ્ઞ હોય તો જગતના ઉપપ્લવ કરી નાખનાર, અને પછીથી પણ જેના નિગ્રહ કરવો પડેછે, એવા અસુરાદિ અને તેમના અધિક્ષેપ કરનાર આપણા જેવા, તેવું શામાટે સર્જતો હશે ? માટે તે સર્વજ્ઞ નથી એજ પ્રમાણે ઇશ્વરને એક કલ્પો છો તે પણ એટલા માટે કે ઘણા ઇશ્વર હોય તો એક કાર્ય કરવામાં વાધા પડવાથી ગરબડ થઇ જાય એ વાત પણ બહુ પુત્રકલત્રવાળો કોઇ કૃપણ ભોજનાદિ વ્યયના ભયથી તેમને તજીને અરણ્યમાં જઇ રહે તેના જેવી થઇ, અને વળી અનેક કીડી એક કોડાર રચે છે, કે અનેક માખો એક મધપુડો રચે છે, એ ઉદાહરણથી અનેકનાથી એક મત થઇ એક કાર્ય થવાનું ઉદાહરણ તો સુલભ છે ચોથી વાત એમ માનો છો કે તે જગત્કર્તા છે એમ હોય તો શાસ્ત્રોમાં પ્રમાણ ને અપ્રમાણની જે વ્યવસ્થા છે તે વિલુપ્ત થવી જોઇએ જુઓ પ્રમાણમાત્ર શાસ્ત્રસંમત છે, કેમકે ઇશ્વરપ્રણીત છે માટે, તેના પ્રણીત બીજા શાસ્ત્રની પેઠે એટલુંજ નહિ પણ પ્રતિવાદી વાદી ની પણ ગરબડ નીકળી જશે, કેમકે સર્વ ઇશ્વરરચનાને અનુસર્યે છે તેના વાદી કોણ ને પ્રતિવાદી કોણ ? માટે સર્જકતા ઇશ્વર કોઇ પણ પ્રકારે સિદ્ધ થઇ શકતો નથી

માટે 'સદ્ભૂતાર્થ પ્રકાશક' સર્વજ્ઞ વીતરાગ શ્રીજિનેન્દ્ર તેજ દેવ છે, અર્થાત્ દેવરૂપે માનવાયોગ્ય છે બીજો કોઇ નહિ એના ઉપર વળી મીનામંસકો વદે છે કે સકલ આદિ વિશેષણયુક્ત જે દેવ તમે કહોછો તેવો દેવ કોઇ આવ્યો છે નહિ, કેમકે તેને ગ્રહવાનું

કોઇ પ્રમાણ નથી. જુઓ. પ્રત્યક્ષ ચાલશે નહિ, કેમકે સંબદ્ધ અને વર્તમાન તેનેજ ચક્ષુરાદિ ગૃહે છે એવું વચન છે. અનુમાન પણ નહિ ચાલે કેમકે પ્રત્યક્ષ જે જણાતું હોય તે ઉપર તેની પ્રવૃત્તિ છે. આગમ પણ નહિ કેમકે સર્વજ્ઞ પોતાની અસિદ્ધિ છે ત્યાં તેના આપ્તવાક્યસ્વરૂપ આગમ તે પણ વિવાદવિષયજ છે. ઉપમાન પણ નહિ કેમકે સર્વજ્ઞ સદશ બીજો કોઇ હોય નહિ. અર્થાપત્તિ પણ નહિ કેમકે સર્વજ્ઞનો સાધક એવો, અને તેનું અસ્તિત્વ માન્યા વિના સિદ્ધ થઈ ન શકે એવો, કોઈ પદાર્થ જણાતો નથી. આ રીતે પાંચે પ્રમાણ પ્રવૃત્ત થઇ શકતાં નથી માટે સર્વજ્ઞ જે કહોછો તે અભાવ પ્રમાણનો વિષય થયો. કહ્યુંછે કે જે વસ્તુનું અસ્તિત્વ ગ્રહવામાં પાંચે પ્રમાણ કામ ન આવે તે વસ્તુનું અસ્તિત્વ અભાવ પ્રમાણનો વિષય છે એમ જાણવું. પ્રયોગ આ પ્રમાણે સર્વજ્ઞ દેવ છે નહિ, કેમકે પાંચે પ્રમાણથી ગ્રહાતો નથી માટે, ખરવિષાણની પેઠે. વળી એમ કહેવામાં આવે કે અનંત કાલથી ચઢેલો મેલ જેમ સુવર્ણ ઉપરથી ખાર વગેરે લગાડી કુલડીમાં તપાવવાથી નીકળી જાયછે તેમ નિરંતર જ્ઞાનાભ્યાસથી મલ માત્ર દૂર થઇ જીવને પણ સર્વજ્ઞત્વ શામાટે ન સંભવે ? તો તે વાત યોગ્ય નથી. અભ્યાસથી શુદ્ધિનું તારતમ્ય થાય પણ પરમ પ્રકર્ષ થાય નહિ. કૂદવાનો અભ્યાસ કરનારને કૂદવાનું વધતું ઓછું આવડે પણ લોકોત્તર કૂદવાનું આવડતું નથી. કહ્યુંછે કે આકાશમાં દશ હાથ સુધી જે કૂદી શકેછે તે હજાર પ્રકારે અભ્યાસ કરે તોપણ શતયોજન કૂદી શકનાર નથી. વળી તે સર્વજ્ઞ, વસ્તુ માત્રને, કીયા પ્રમાણથી જાણેછે ? પ્રત્યક્ષથી કે યથાસંભવ સર્વ પ્રમાણથી ? પ્રત્યક્ષથી તો ન બને કેમકે તે પ્રમાણ સન્નિહિત અર્થગ્રહણમાં પ્રવર્તેછે. તેમ અતીન્દ્રિય પ્રત્યક્ષ-થી પણ નહિ કેમકે તેવું માનવામાં પ્રમાણ નથી. સર્વ પ્રમાણથી જાણેછે એમ પણ ન કહેવાય કેમકે પ્રમાણમાત્ર પ્રત્યક્ષ ઉપરથી પ્રવર્તેછે, અને વળી એ રીતે સર્વને સર્વજ્ઞત્વ પ્રાપ્ત થાયછે. બીજો પણ આક્ષેપ સર્વજ્ઞના અસ્તિત્વ ઉપર છે. સંસાર અનાદિ અને અનંત છે, એટલે વસ્તુ પણ અનાદિ ને અનંત હોવી જોઇએ. ત્યારે

પણ સર્વજ્ઞ થવુ કઠિન
તે વસ્તુઓને ક્રમગ જાણતા અનત કાલે પણ સર્વજ્ઞ થવુ કઠિન
પડે. એમ કહો કે યથાવસ્થિતવસ્તુને તત્કાલ જાણેછે તો તેને
અશુચિઆદિ રસનો સ્વાદ કરવાનો પ્રસગ આવે, કેમકે તેમનુ
પણ યથાવસ્થિતજ્ઞાન થવુ ઘટે કહ્યુ પણ છે કે અશુચિઆદિ
રસના આ સ્વાદનો પ્રસગ પણ અવશ્ય પ્રાપ્ત થશે વળી ભૂતભવિષ્ય
વસ્તુને તે પોતપોતાના રૂપથી જાણેછે કે વર્તમાન રૂપથી ૧ પ્રથમ-
પક્ષ લેશો તો તેના જ્ઞાનને અપ્રત્યક્ષત્વ આવશે, કેમકે અવર્તમાન
એવી વસ્તુને તે ગૃહેછે, જેમકે સ્મૃતિ આદિ બીજો પક્ષ લેશો તો તેને
ને જ્ઞાન થશે તે ભ્રમાત્મક થશે કેમકે અન્યથા સ્થિતવસ્તુનુ, દ્વિ-
ચ દ્રજ્ઞાનની પેઠે, અન્યથા ગ્રહણ થવુ

આ પૂર્વપક્ષનુ હવે સમાધાનઉત્તર રૂપે થાયછે તમે કહ્યુ કે સર્વજ્ઞ
સાધક પ્રમાણ નથી, તે બરાબર નથી, કેમકે સાધક અનુમાન છે જુઓ
જ્ઞાનતારતમ્યનો કહીં પણ અવધિ છે, કેમકે ન્યૂન અધિક એવા શ-
બ્દથી તે વ્યવહારી શકાયછે માટે, પરિમાણની પેઠે આમાં જે હેતુછે
તે અસિદ્ધ નથી પ્રાણિમાત્રમા પ્રજ્ઞા મેધા ઇત્યાદિ ગુણપાટવ
રૂપ જ્ઞાનનો તારતમ્યથકી અનુભવ થાયછે ત્યારે સર્વોત્તમત્વરૂપ
પ્રકર્ષ રૂપી એ જ્ઞાનનુ દર્શન થતુ નથી માટે હેતુ વ્યભિચારી છે
એમ પણ નહિ કહેવાય, કેમકે દ્રવ્યનો જે સહજ ધર્મ હોય, સહ
કારી સવ્યપેક્ષ નહિ પણ સહજ હોય, અને તેવો કોઇ પોતાના
આશ્રયરૂપ તે દ્રવ્ય ન કાઇ વિકાર પેદા કરે, તે અભ્યાસકનથી પ્રકર્ષ
પર્યંત પહોચેછે જેમકે સુવર્ણને પુટપાકથી વિશુદ્ધિ થાયછે, જલને
નથી થતો, જલનો સહજ ધર્મ તાપ નથી પણ અગ્નિ આદિ સહ-
કારી સવ્યપેક્ષ છે, એટલે અભ્યાસથી કરીને તાપ પરાકાષ્ઠાને પ
હોચતો નથી, ઉલટો જલનો નાશ કરેછે એમજ જ્ઞાન છે તે છવનો
સહજ ધર્મ છે, અને સ્વાશ્રયમાં કાંઇક વિકાર પેદા કરેછે, એટલે નિ
રતર અભ્યાસથી અધિકાધિક ઉત્તરોત્તર તિરોધાન થતાં, છે
વટ પ્રકર્ષ પર્યંત છવ પહોચે એ વાત અસભવ નથી આમ કહેવાથી
કૂરકનુ જે દૃષ્ટાન્ત તમે આપ્યુ હતુ તે પરાસ્ત થયુ કેમકે કૂરક

એ કાંઇ સહજ ધર્મ નથી, કે સ્વાશ્રયમાં કશો વિશેષ પેદા કરતું નથી, ને ઉલટી તેનાથી તો સામર્થ્યપરીક્ષામાત્રજ થાયછે. વળી સમુદ્રનાં જલપલ પ્રમાણાદિ કોઇને પણ પ્રત્યક્ષ છે, કેમકે પ્રમેય છે માટે ઘટાદિગત રૂપાદિ વિશેષની પેઠે. પ્રમેયત્વ હેતુ અસિદ્ધ છે એમ પણ નથી, કેમકે તેમ હોય તો અભાવપ્રમાણને વ્યભિચારનો દોષ આવે. જુઓ. તમે પ્રમાણપંચકથી ન ગૃહાય તે વસ્તુને અભાવપ્રમાણનો વિષય ગણી છે, ત્યારે જો સમુદ્રનાં જલપલ પ્રમાણાદિમાં પ્રમાણપંચકથી ન ગૃહાય તેવું પ્રમેયત્વ હોય તો તો જલપલ પ્રમાણાદિને અભાવપ્રમાણવિષયતા થઇ, જે કદાપિ સંભવે નહિ, એટલે હેતુને અસિદ્ધ માની શકાશે નહિ. ત્યારે મૂલ અનુમાન ખરૂં ઠરતાં, જેને તે સમુદ્રનાં જલપલ પ્રમાણાદિ પ્રત્યક્ષ છે તેજ સર્વજ્ઞદેવ એમ સિદ્ધ થયું. જુઓ. કોઇ અતીન્દ્રિયાર્થ સાક્ષાત્કારી છે, કેમકે અનુપદેશ, અલિંગ, અવિસંવાદી, એવા વિશિષ્ટ દિગ્દેશકાલપ્રમાણાત્મક ચંદ્રાદિના ગ્રહણાદિનો ઉપદેશ કરેછે. જે જે વાતનો એવો ઉપદેશ કરેછે તે તે બાબતનો સાક્ષાત્કાર પામનાર કહેવાયછે, જેમકે આપણે. ઉક્ત કોઇ તે અનુપદેશ અલિગ આદિ ઉપદેશદાતા છે. માટે અતીન્દ્રિય સાક્ષાત્કારવાળો પણ છે. તેવો તો શ્રીસર્વજ્ઞ એજ છે. વળી તમે જે કહ્યું કે પ્રમાણપચકની અપ્રવૃત્તિને લીધે એ સર્વજ્ઞ અભાવપ્રમાણનો વિષય છે તે પણ એક વાણીવિલાસજ છે, કેમકે પ્રમાણપંચકની અપ્રવૃત્તિનોજ અસંભવ છે. એવી જે અપ્રવૃત્તિ તે બાધકત્વ રૂપે થઇ શકે, અને સર્વજ્ઞને માટે તો બાધકનો સંભવ છે નહિ જુઓ. બાધક શું માનશો? પ્રત્યક્ષ અનુમાન, આગમ, ઉપમાન, કે અર્થાપત્તિ? પ્રથમપક્ષ ઘટશે નહિ, કેમકે જો પ્રત્યક્ષ છે તે, વસ્તુનું કારણ અથવા વ્યાપક મનાય તો તેની નિવૃત્તિ થતાં વસ્તુની પણ નિવૃત્તિ થવી જોઇએ, જેમકે અગ્નિરૂપ કારણની નિવૃત્તિથી ધૂમની થાયછે, ને વૃક્ષત્વરૂપ વ્યાપકની નિવૃત્તિથી શીતાફલી આદિની થાયછે. વળી પ્રત્યક્ષને વસ્તુનું કારણ માની શકાય પણ નહિ કેમકે પ્રત્યક્ષ ન હોય તથાપિ પણ દેશાન્તરમાં વસ્તુનો સંભવ હોઇ શકે. તેમજ વસ્તુનું વ્યાપક પણ પ્રત્યક્ષ ન થઇ શકે,

સિદ્ધ છે. જુઓ. કોઇ સર્વ પદાર્થ સાક્ષાત્ જાણનાર છે, કેમકે તે પદાર્થ ગ્રહણસામર્થ્યવાળો છતાં તે ગ્રહણને જે પ્રતિબંધપ્રત્યય તેનાથી અત્યંત રહિત છે, જે જે ગ્રહણ સ્વભાવવાળું છતાં પ્રતિબંધ-રહિત હોય, તે તેતે વાતને સાક્ષાત્ જાણનાર કહેવાય, જેમકે તિમિરાદિ પ્રતિબંધરહિત લોચન રૂપને સાક્ષાત્ જાણે છે. આ પ્રમાણે "અનુપલંભ" એ હેતુ સર્વજ્ઞના ભાવને સાધી શકતો નથી. ત્યારે હવે વિરુદ્ધવિધિને હેતુ કરીએ. તેમાં પણ પૂછવાનું કે તે સાક્ષાત્ કે પરંપરાથી સર્વજ્ઞાભાવ સાધે છે? સાક્ષાત્ કહો તો વિકલ્પ કે સાક્ષાત્ વિરુદ્ધ એવા અસર્વજ્ઞત્વનું ક્વચિત કદાચિત્ વિધાન કરાય છે, કે સર્વત્ર સર્વદા ? પ્રથમવિકલ્પ સ્વીકારો તો સર્વત્રસર્વદાસર્વજ્ઞાભાવ જે તમારે સાધ્ય છે તે સિદ્ધ થશે નહિ કેમકે જ્યાં તેનું વિધાન હશે ત્યાંજ સર્વજ્ઞાભાવ થશે બીજે બધે નહિ. ક્વચિત્ કદાચિત્ અગ્નિનું વિધાન કરવાથી સર્વત્રસર્વદા શીતાભાવ થઇ શકતો નથી. બીજો વિકલ્પ પણ અયુક્ત છે કેમકે ટુંકી નજરવાળાને સર્વદાસર્વત્ર સર્વજ્ઞત્વનો વિરોધ છે, ત્યાં તેનાથી અત્યંત અસર્વજ્ઞત્વનું વિધાન કરવુંજ અશકય છે; ને કદાપિ તેમ વિધાન શકય ગણો તો તેવું વિધાન કરનાર પોતે સર્વજ્ઞ હોવો જોઇએ, એટલે અમે જે વાત સિદ્ધ કરવા ઇચ્છીએ છીએ તે સિદ્ધ થઇ. ત્યારે હવે પરંપરાથી વિરુદ્ધ વિધિ હેતુ થાય છે તે પક્ષ લઇએ તે પણ સર્વજ્ઞના વ્યાપકથી વિરુદ્ધનો, તેના કારણથી વિરુદ્ધનો, કે તેના કાર્યથી વિરુદ્ધનો, શાનો વિધિ સર્વજ્ઞાભાવને સાધે છે? વ્યાપકવિરુદ્ધ વિધિ નહિ ઘટે સર્વજ્ઞનું વ્યાપક અખિલાર્થસાક્ષાત્કારીત્વ, તેનાથી વિરુદ્ધ અખિલાર્થઅસાક્ષાત્કારીત્વ કે નિયત અર્થ માત્રનુંજ ગ્રહણ કરવાપણું. એ બે વિરુદ્ધનો વિધિ ક્વચિત્ કદાચિત્ સર્વજ્ઞાભાવ સાધે, પણ સર્વત્રસર્વદા કેમ સાધે? તુષારસ્પર્શનો વ્યાપક જે શીત તેનાથી વિરુદ્ધ જે અગ્નિ તેનું વિધાન ક્વચિત્ કદાચિત્ તુષારસ્પર્શનો નિષેધ કરે, પણ સર્વત્રસર્વદા નહિ. એજ રીતે કારણ વિરુદ્ધ વિધિ પણ ન ચાલે, કેમકે તે પણ ક્વચિત્ કદાચિત્ સર્વજ્ઞાભાવ સાધે પણ સર્વત્રસર્વદા નહિ. સર્વજ્ઞત્વનું કારણ અશેષકર્મક્ષય; તેનાથી વિરુદ્ધ વાત અશેષકર્મઅક્ષય, તેનું વિધાન ક્વચિત્ કદાચિત સર્વજ્ઞા-

ભાવ સાધે, જેમ રોમહર્ષાદિનું કારણ શીત તેનાથી વિરુધ્ધ અગ્નિ તેનુ વિધાન કવચિત્ કદાચિત્ રોમહર્ષાદિના અભાવ સાધે, પણ સર્વદા-સર્વત્ર સાધે નહિ, કેમકે સકલકર્મક્ષય સકલરૂપે હોઇશકે નહિ, કેમકે તે કોઇ પણ આત્મામાં કહીં પણ ક્ષય પામ્યાવિના રહે નહિ એમ આગળ સિદ્ધ કરવામા આવશે ત્યારે વિરુદ્ધકાર્યવિધિ એ પક્ષ તપાસીએ તો તે પણ ટકતો નથી સર્વજ્ઞત્વથી વિરુદ્ધ કિંચિત્-જ્ઞત્વ, તેનુ કાર્ય નિયતાર્થવિષયજ્ઞતા, તેના વિધિ તે સમસ્તતાથી કરીને સર્વજ્ઞાભાવ સાધતો નથી, કેમકે જ્યા તેનુ વિધાન છે ત્યાજ તે સર્વજ્ઞાભાવ સાધવા સમર્થ છે જેમકે શીત વિરુદ્ધ અગ્નિ તેનુ કાર્ય જે ધૂમ, તદ્વિશિષ્ટપ્રદેશમાજ શીતસ્પર્શના નિષેધ છે માટે ત્રણે પ્રકારે વિરુદ્ધ વિધિ સર્વજ્ઞના બાધક થઇ શકતો નથી ત્યારે હવે વક્તૃત્વાદિને હેતુ કરીએ તો નહિ ચાલે કેમકે સર્વજ્ઞના અસ્તિત્વને અનુભ્યુપગમ થયો ત્યારે તે ક્યા રહ્યુ ? અને એમ તે અસિદ્ધ થઇ ગયુ જો એમ છતા પણ તે રહી શકતુ હોય તો તમારા પોતાના વચન સાથે તેને વિરોધ આવશે કેમકે તમે કહોછો કે " વક્તૃત્વાદિ ધર્મોપેત સર્વજ્ઞથી " આપ્રમાણે કોઇ પણ હેતુથી સર્વજ્ઞનુ અસત્વતો સિધ્ધ થઇ શકતુ નથી ત્યારે હવે સર્વજ્ઞનુ અસર્વજ્ઞત્વ સાધ્ય થઇ શકતુ હોય તો તપાસીએ તે પણ ચાલશે નહિ કેમકે સર્વજ્ઞ તેજ અસર્વજ્ઞ એવો વિરોધ અહીં પણ આવી પડે છે અથવા અસર્વ-જ્ઞત્વ સાધ્ય છે ત્યાં પ્રમાણવિરુધ્ધ વક્તૃત્વ, સર્વજ્ઞત્વ વિપરીત, કે વક્તૃત્વ માત્ર, શુ હેતુરૂપે માનોછો ? પ્રથમહેતુ અસિધ્ધ છે, કેમકે સર્વજ્ઞ છે તે પ્રમાણવિરુધ્ધ વક્તા હોય નહિ દ્વિતીય પક્ષ લેતા હેતુ-વિરુધ્ધ થશે કેમકે અદૃષ્ટ, ઇષ્ટ, અવિરુધ્ધ, એવા અર્થનુ વક્તાપણુ સર્વજ્ઞત્વ હોય તોજ સભવે તૃતીયપક્ષે હેતુ અનૈકાંતિક છે કેમકે વ-ક્તૃત્વ માત્રને સર્વજ્ઞત્વ સાથે કાંઇ વિરોધ નથી આટલા સમાધાનથી, સર્વજ્ઞને ધર્મી માનીને તેના અસ્તિત્વને નિષેધ કરવા જે અનુમાન પ્રતિવાદીએ પ્રયોજ્યુ હતુ તે ધર્મીપ્રતિ તો તે અનુમાન ચાલતુ નથી, એમ સિધ્ધ થયુ ત્યારે સુગતાદિ કે સર્વ પુરુષ એ બે ઉક્ત

વિકલ્પમતિ તે ચાલતું હોય તો જોઇએ. પણ તેવા ધર્મીમતિ પણ તે નથી ચાલતું, તેનું સમાધાન અને કારણ સર્વજ્ઞ સંબંધે જે કહ્યું તેનું તેજ જાણવું. વળી પ્રતિનિયત એવા સુગતાદિની સર્વજ્ઞતાનો નિષેધ કર્યો ત્યારે તે વિના જે બીજા હોય તેમને સર્વજ્ઞતાનું વિધાન અવશ્ય પ્રાપ્ત થયું, કેમકે વિશેષનો નિષેધ કર્યાથી શેષ રહે તેને નિષિદ્ધનો વિધિ પ્રાપ્ત થાયછે, જેમકે આ અબ્રાહ્મણ છે ઇત્યાદિ વાક્યમાં. સર્વે પુરુષોને ઉદ્દેશીને અસર્વજ્ઞત્વ, વક્તૃત્વાદિ હેતુથી સાધવું હોય તો તે નહિ બને. એ હેતુનો વ્યતિરેકજ સિદ્ધ નહિ થાય, કેમકે અસંદિગ્ધ એવા વિપક્ષથી તે વ્યાવૃત્ત છે, તે વિપક્ષ સર્વજ્ઞ છે ને તે તો વક્તા પણ છે. માટે સર્વથા અનુમાન સર્વજ્ઞનું બાધક થઇ શકતું નથી. પ્રત્યક્ષ અને અનુમાન બે બાધક ન થઇ શકયાં ત્યારે હવે આગમને જોઇએ. આગમ તે પૌરુષેય કે અપૌરુષેય? અપૌરુષેય તો હોયજ નહિ કેમકે તેવું કાંઇ પ્રમાણ મનાય નહિ; કેમકે વચનમાત્ર ગુણવાન્ વક્તાને અધીન હોય તોજ પ્રમાણ ગણાય છે. વળી એ પ્રમાણને કાર્યે એવા અર્થપરત્વે પ્રામાણ્ય માનવાથી તે સર્વથા સ્વરૂપનિષેધપ્રતિ પ્રમાણ થઈ શકે નહિ. સર્વજ્ઞનો અભાવ સાધે તેવાં પૌરુષેય પ્રમાણ તો છે નહિ કેમકે "હિરણ્યગર્ભ સર્વજ્ઞ છે" ઇત્યાદિ અનેક વેદવાક્ય પ્રસિદ્ધજ છે. ઉપમાન પ્રમાણ પણ સર્વજ્ઞનું બાધક નથી કેમકે ઉપમાન અને ઉપમેય પ્રત્યક્ષ હોય ત્યારે ગો અને ગવયની પેઠે ઉપમાનપ્રમાણ પ્રવર્તે છે અશેષપુરુષ કે સર્વજ્ઞ કોઇએ દીઠા નથી જેથી અશેષપુરુષ જેવો સર્વજ્ઞ કે સર્વજ્ઞ જેવા અશેષપુરુષ એમ કોઇ કહી શકે. ને જો કોઇ અશેષપુરુષ કે સર્વજ્ઞ દીઠાનું કહે તો તે પોતેજ સર્વજ્ઞત્વવાળો થાય એજ અમારી વાત સિદ્ધ થઇ. અર્થાપત્તિ પણ બાધક થશે નહિ, કેમકે સર્વજ્ઞના અભાવ વિના જેની અનુપપત્તિ થતી હોય એવું કશું છે નહિ. વેદપ્રામાણ્ય તો સર્વજ્ઞ હોય તોજ ઉપપન્ન થાય, કેમકે ગુણવાન્ વક્તાનો અભાવ હોય ત્યાં વચનનું પ્રામાણ્ય ગણાતું નથી. માટે સર્વજ્ઞનો અભાવ ઘટતો નથી. આ રીતે

પાચે પ્રમાણથી સર્વજ્ઞનો બાધ સિદ્ધ થતો નથી, એટલે જે કહ્યુ છે કે પ્રમાણપચકની અપ્રવૃત્તિને લીધે સર્વજ્ઞ અભાવ પ્રમાણનો વિષય થાય છે, તે અનૈકાતિક જાણવુ હિમવત્પલપરિમાણ પિશાચાદિના અસ્તિત્વપ્રતિ પ્રમાણપચકની અપ્રવૃત્તિ છતા પણ તે અભાવપ્રમાણનો વિષય થતા નથી માટે પ્રમાણપચકની પ્રવૃત્તિઆદિ જે વાત તમે કહોછો તે અત્યત ખોટી છે વળી તમે જે કહ્યુ છે કે સર્વજ્ઞ સર્વ વાત જાણેછે તો તે કીયા પ્રમાણથી ? તે પણ અયુક્ત છે, કેમકે સકલ જ્ઞાનાવરણનો નાશ થતા પેદા થયેલા અવિકલ્પ અને કેવલ આલોકથી સકલ લોક અલોક આદિ વસ્તુને જાણવાપણુ સર્વજ્ઞને છે અશુચિઆદિ રસનો સ્વાદ લેવો પડશે એમ જે તમે કહ્યુ તે પણ એમ કહેનારનુ અજ્ઞાનજ જણાવે છે સર્વજ્ઞ તો અતીન્દ્રિય જ્ઞાની છે એટલે તેમને કરણવ્યાપારની અપેક્ષા નથી, અર્થાત્ જિહ્વેન્દ્રિયના વ્યાપાર વિનાજ, યથાવસ્થિત જ્ઞાન, તટસ્થ રહી, પામેછે તમારી પેઠે જિહ્વેન્દ્રિયવ્યાપારસાપેક્ષજ્ઞાન તેમને નથી કાલક્રમમા સસાર અનાદ્યનન્ત છે એમ કહીને જે શકા તમે ઉઠાવી તે પણ ઠીક નથી, કેમકે સર્વજ્ઞને તો યુગપત્ જ્ઞાન થાયછે તેમ થવુ કાઇ અશકય નથી કેમકે તેવો અનુભવ થાયછે જેમ પોતે અભ્યસેલુ આખુ શાસ્ત્ર સામાન્ય રૂપે યુગપત્ પ્રતિભાસેછે, તેજ રીતે અશેષ વિશેષાકુલ વસ્તુજ્ઞાન પણ સભવે કહ્યુછે પોતે અભ્યસેલો સકલ શાસ્ત્રાર્થ મનને એક ક્ષણમાત્ર પ્રત્યક્ષ થાયછે, તે રીતે સર્વજ્ઞને પણ અનત આદિનુ વેદન થાયછે વળી અતીત અનાગત આદિ કાલને સબધે વસ્તુજ્ઞાનનો આક્ષેપ કર્યો હતો તે પણ તેમ કહેનારનુ અજ્ઞાનમાત્રજ જણાવેછે કેમકે વર્તમાન કાલની અપેક્ષાથી અતીત અને અનાગતવસ્તુ યદ્યપિ અસત્ છે તથાપિ જેમ અતીતવસ્તુ તે કાલે હતી, ને અનાગતવસ્તુ તે કાલે હશે, તેવી તે તે વસ્તુને વર્તમાનમા સમજવી એમા શો દોષ છે ? આ પ્રમાણે સુનિશ્ચિત બાધકપ્રમાણના અભાવથી સર્વજ્ઞની સિદ્ધિ થઇ

હવે દિગબરો કહેછે એ પ્રમાણે બાધકાભાવથી સર્વજ્ઞસિદ્ધિ હો, પરતુ તેને કવલાહાર હોય એ વાત જે તમે માનોછો તે અમે

સહન કરી શકતા નથી. જુઓ. કેવલીને કવલાહાર હોતો નથી, કેમકે તેમ હોવાના કારણનો અભાવ છે, અને કારણના અભાવે પણ કાર્યની ઉત્પત્તિ માનવાથી તો અવ્યવસ્થા થાય. જે કારણનો અભાવ એ હેતુ કહ્યો તે અસિધ્ધ નથી કેમકે આહારના કારણભૂત છ એ વેદનાદિમાંથી એક પણ કેવલીનામાં હોઇ શકતી નથી. જુઓ. તેને વેદના ઉત્પન્ન થતી નથી, કેમકે તેનાથી જે વેદ્ય હોય તેતો બળેલી દોરડી જેવું છે; અને કદાપિ વેદના હોય તોપણ એવા અનત વીર્યવાળાને તત્કૃત પીડા નથી થતી. વૈયાવૃત્યકરણ તેતો ત્રૈલોક્યપૂજ્ય ભગવાન્માં સંભવે નહિ. ઉલટો તેતો કેવલ જ્ઞાનાવરણનો ક્ષય થવાથી ઇર્યાપથને યથાર્થ અવલોકી શકેછે. સંયમ તો, યથાખ્યાત ચારિત્રવાળામાં જે નિષ્ઠિતાર્થત્વ અને અનંત વીર્યત્વ હોય તેથી આહાર કારણ થતો નથી. તે અનપવર્ત્ય આયુષ્વાળો છે, અનંતવીર્યવાળો છે, એટલે તેની પ્રાણવૃત્તિ પણ અન્યથાસિદ્ધ છે, ધર્મચિંતાવસરતો નિષ્ઠતાર્થત્વને લીધે અપગત છે. આમ હોવાથી કેવલીને બહુદોષદુષ્ટ એવો કવલાહાર ઘટતો નથી. એ પૂર્વપક્ષનું ઉત્તર કહીએ છીએ. કારણાભાવથી આહારાભાવ સાધ્યો તે યોગ્ય નથી કેમકે કારણાભાવ હેતુ અસિદ્ધ છે, કેમકે આહાર કારણ જે વેદનીય તેનું કેવલીમાં અસ્તિત્વ છે; ને વળી એ શરીરસ્થિતિ તે ભક્તની કેમ ના હોય? તેનો પ્રયોગ પણ છે. કેવલીને ભુક્તિ એટલે આહાર છે, કેમકે તે સમગ્ર સામગ્રીવાળો છે, માટે પૂર્વભુક્તિની પેઠે. આ સામગ્રી તે પર્યાપ્તત્વ, વેદનીયોદય, આહારપક્તિનિમિત્ત તૈજસશરીર, અને દીર્ઘાયુપણું, જે સમગ્ર સામગ્રીનો કેવલીમાં સમાસ થાય છે. તમે વેદનીયનું બળેલી દોરડી જેવું હોવાપણું કહ્યું તે આગમસિદ્ધ નથી, ને યુક્ત પણ નથી. કેમકે આગમમાં કેવલી તે અત્યંત જ્ઞાનોદય કહેલો છે. યુક્તિ પણ એવી કે જો ઘાતિ કર્મના ક્ષયથી જ્ઞાનોદય થાય છે તો વેદનીયજન્ય ક્ષુધાને શો બાધ આવ્યો કે તે ન થાય? છાયા અને તડકાની પેઠે, તેમનો એનો સાથે ન રહી શકાય તેવો, ભાવ અને અભાવની પેઠે પરસ્પરને પરિહાર કરે તેવો, કોઇ વિરોધ તો છે નહિ. સાતાસાતનો મુહૂર્ત માત્રમાં પરિવર્ત થાય છે એટલે સાતોદયની પેઠે

આવતો નથી. વળી બલિષ્ઠ એવા અંતર્વીર્યવાનને અતિ અલ્પ ક્ષુધા હોય કે નજ હોય એવું પણ નથી, કેમકે તે વાત વ્યભિચારી છે. આગમમાં પણ કેવલીને આહારનું પ્રતિપાદન થાય છે. તત્ત્વાર્થસુત્રમાં "એકાદશજિન" ઇત્યાદિ. તેની વ્યાખ્યા. એકાદશ પરીષહ છે, ક્ષુધા, તૃષ્ણા, શીતચર્યા, ઉષ્ણચર્યા, દંશચર્યા, શય્યા, મશકચર્યા, વધ, રોગ, તૃણસ્પર્શ, મલ, એ જિન કેવલીને હોય છે, કેમકે તેના કારણ રૂપ વેદનીય તે ત્યાંસુધી પણ હોયછેજ. વળી કારણનો અનુચ્છેદ છતાં કાર્યનો ઉચ્છેદ સંભવતો નથી કેમકે અવ્યવસ્થા થઇજાય. માટે કેવલીને ક્ષુધા રૂપ વેદનીયની પીડા સંભવે છે. પણ તે અનંતવીર્ય છે એટલે તેથી વિહ્વલ થતો નથી. તેમ વળી નિષ્ઠિતાર્થ એવો એ નિષ્પ્રયોજન પીડા સહતો નથી. એમ કહી શકાતું નથી કે ભગવાનનું શરીરજ એવું છે કે જે ક્ષુધાની પીડાથી પીડાતું નથી, કેમકે અનુમાનથકી એમ સિદ્ધ કરી શકાય છે કે એ વાત સૂત્રસિદ્ધ નથી જુઓ. કેવલીશરીર ક્ષુધાદિથી પીડાય છે, કેમકે શરીર છે માટે આપણાં શરીરની પેઠે. વળી તેનું શરીર સ્વભાવથીજ જેમ પ્રસ્વેદાદિ રહિત છે તેમ આહારપ્રક્ષેપથી પણ રહિત છે એમ કહી શકાય નહિ, કેમકે તે વાત અપ્રમાણ છે, કેમકે એનું પ્રમાણ સિધ્ધત્વ જણાવનારોદેશ નથી, શાથી કે કેવલીસ્થિતિ અનંતકોટિકાલથી કહી તેવી છેજ. વળી ઔદારિક શરીરસ્થિતિનુ જેમ આયુષ્ કારણ છે તેમ અહારપ્રક્ષેપ પણ કારણ છે, જુઓ ખાધેલું તૈજસ શરીરથી ઝીણું થાય છે, ને એમ પરિણામ પામે છે, ને એમ ઉત્તરોત્તર પરિણામક્રમ ચાલે છે, ને એ રીતે ઔદારિક શરીરવાળાંને ક્ષુધાનો ઉદ્ભવ થાય છે. વેદનીય ઉદય જેને છે એવા ભગવાનને પણ આવી સમસ્ત સામગ્રી છે, તોતે શામાટે અહાર ન કરે? ઘાતિચતુષ્ટયને ક્ષુધારૂપ વેદનીય સાથે સહકારીભાવ છે એટલે ઘાતિચતુષ્ટયાભાવને લીધે ક્ષુધાનો પણ અભાવ છે એમ કહેવાતુ નથી એટલે આ રીતે કેવલીને ભુક્તિ છે એ સિદ્ધ થયુ. પ્રયોગ આ પ્રમાણેઃ કેવલીને પ્રક્ષેપ અને આહાર છે, કેમકે કવલાહાર અને કેવલિત્વ એ પરસ્પર વિરોધી નથી, માટે સાત વેદનીયની પેઠે. ઇતિ કેવલિભુક્તિ વ્યવસ્થા.

વિશેષ, તે બંધ; તે સામાન્યતઃ એકજ પ્રકારનો છતાં, પ્રકૃતિ, સ્થિતિ, અનુભાગ, પ્રદેશ, એ ચાર પ્રકારથકી ચતુર્ધા છે. તે પણ પાછો, પ્રત્યેક, જ્ઞાનાવરણાદિ મૂલપ્રકૃતિભેદથકી આઠ પ્રકારે છે. વળી તે તે પ્રત્યેક પણ મત્યાવરણાદિ ઉત્તરપ્રકૃતિભેદથકી અનેક પ્રકારે છે. એમાંનો કેટલોક તીર્થંકરત્વાદિ ફલનો હેતુ હોવાથી ઉત્તમ છે, અને કેટલોક નારકાદિ ફલનો હેતુ હોવાથી કનિષ્ઠ છે, કેમકે પ્રશસ્તાપ્રશસ્તાત્મપરિણામોદ્ભૂતકર્મ તે સુખદુઃખ સંવેદનીયરૂપ ફલ પેદા કરેછે. આત્મ(જીવ)ને વળગેલાં કર્મને નિર્જરણ કરાવનાર તે નિર્જરા, તે દ્વાદશવિધ તપોરૂપી છે. શુક્લધ્યાનરૂપ તે ઉત્કૃષ્ટ, કેમકે "તપથી નિર્જરા" એવું વચન છે, અને ધ્યાન છે તે આંતરતપોરૂપ છે. અશેષ બંધનથી મુક્ત, અને નિજસ્વરૂપે થયેલા, એવા આત્માનું લોકાંતરને વિષે અવસ્થાન તે મોક્ષ, કેમકે બંધથી અળગા થવું તે મોક્ષ એવું વચન છે. આ નવ તત્વ "તેના" એટલે જૈનના મતમાં કહેલાં છે. હવે શાસ્ત્રકાર એ તત્વોની ક્રમથકી વ્યાખ્યા કરેછે. જેવો ઉદ્દેશ તેવો નિર્દેશ એ ન્યાયને અનુસરી પ્રથમે જીવ અજીવ એ બે તત્વ કહેછે—

**તેમાં જ્ઞાનાદિ ધર્મથકી ભિન્નાભિન્ન, વિવૃતિમાન્, શુભાશુભકર્મકર્તા, કર્મફલભોકતા, ચૈતન્યલક્ષણ, જીવ; અને તેનાથી વિપરીત લક્ષણવાળો તે અજીવ; પુણ્ય તે સત્કર્મપુદ્ગલ.** ૪૭-૪૮

તેમાં એટલે ઉક્ત પદાર્થોમાં. જ્ઞાનદર્શન ચારિત્ર સુખદુઃખ વીર્ય ભવ્યત્વ અભવ્યત્વ સત્વ પ્રમેયત્વ દ્રવ્યત્વ પ્રાણધારિત્વ ક્રોધાદિપરિણતત્વ સંસારિત્વ સિદ્ધત્વ પરવસ્તુવ્યાવૃત્તત્વ એ આદિ સ્વ અને પર પર્યાય જીવને છે તે જ્ઞાનાદિધર્મ કહેવાય. તેમનાથકી જીવ ભિન્ન પણ નથી ને અભિન્ન પણ નથી, પણ તે ઉભયથી ભિન્નજાતિરૂપ ભિન્નાભિન્ન છે. જો જ્ઞાનાદિધર્મથી જીવ ભિન્ન હોય તો હું જાણુંછું, હું જોઉંછું, હું જ્ઞાતા, હું જોનાર, હું સુખી, હું ભવ્ય ઇત્યાદ ભેદપ્રતિપત્તિ ન થવી જોઇએ, ને તે તો પ્રાણીમાત્રને છે. તેમજ જો જ્ઞાનાદિધર્મથી અભિન્ન જીવ હોય તો આ ધર્મી છે ને આ તેના ધર્મ

આત્મા પ્રત્યક્ષ છે એમ કહેશો તો તે ઠીક નથી, કેમકે તેવા પ્રત્યયની ઉપપત્તિ માત્ર શરીરને ઉદ્દેશીને તે પ્રત્યય સમજવાથીજ, હું સ્થૂલ છું, હું કૃશ છું, ઇત્યાદિ વાક્યગત અહં પ્રત્યયની પેઠે, સંભવશે. એટલે તે અહં પ્રત્યયનો આત્માને આશ્રય માની શકાશે નહિ, કેમકે આત્મામાં સ્થૂલ કૃશાદિ ધર્મ સંભવે નહિ. " હું ઘટને જાણુંછું " એમાંના અહં પ્રત્યયનો આશ્રય તમે કલ્પેલો આત્મા એવો કોઇ પદાર્થ સ્વપ્ને પણ પ્રતીત થતો નથી; અને અપ્રતીતની કલ્પના કરવાથી તો કલ્પના ગૌરવ અને વસ્તુવ્યવસ્થાનો અભાવ એ બે દોષ થાય. શરીર તો જડસ્વરૂપ છે, માટે જેમ ઘટાદિને જ્ઞાનરૂપપ્રત્યય થવાનો સંભવ નથી તેમ તેને પણ અહં પ્રત્યયનો આશ્રય થવાનો સંભવ નથી એમ કહેવું, કેમકે ચેતનાયુક્ત હોવાથી તેને તે સંભવશે. પણ એ ચેતના જીવકર્તૃક છે એમ નથી, કેમકે એવી તો પ્રતીતિ નથી. કર્તૃકત્વ તો અયુક્તજ છે કેમકે આકાશપુષ્પાદિને પણ તેમનો તેવો પ્રસંગ શામાટે ન માનવો? અર્થાત્ પ્રસિદ્ધ શરીર તેજ ચૈતન્યપ્રતિ કારણરૂપ છે એ વાત યોગ્યછે. અન્વય વ્યતિરેક પણ તે પ્રમાણે સંભવેછે. જુઓ. જેજેના અન્વયવ્યતિરેકને અનુસરે તે તેનું કાર્ય જાણવું જેમકે ઘડો માટીનું. ચૈતન્યને શરીર સાથે અન્વયવ્યતિરેકાનુસારિત્વ છે, માટે ચૈતન્ય શરીરકૃતજ છે. કાર્યકારણભાવ સર્વત્ર અન્વયવ્યતિરેકથીજ સમજાયછે. તે અન્વયવ્યતિરેક અહીં પણ છે, કેમકે શરીર હોય તો ચૈતન્ય હોયછે, ને શરીર ન હોય તો નથી હોતું. મુવેલા શરીરમાં ચૈતન્ય હોતું નથી એટલે શરીર અને ચૈતન્યને જે અન્વય અને વ્યતિરેક છે તે અસિદ્ધ થયા એમ ન જાણવું, કેમકે મૃતાવસ્થામાં વાયુ અને તેજસ્નો અભાવ હોવાથી શરીર છે એમ કહેવાય નહિ. શરીર તો વિશિષ્ટભૂતસંયોગનેજ કહી શકાયછે શરીરનો આકાર માત્ર હોય તેટલાથી તેમાં ચૈતન્ય હોવું જોઇએ એ વાત સંભવે નહિ કેમકે એમ તો ચિત્રમાં આલેખેલા ઘોડાને પણ ચૈતન્ય હોવાનો સંભવ માનવો પડે. માટે એજ વાત સિદ્ધ છે કે ચૈતન્ય છે તે શરીરનું કાર્ય છે, ચૈતન્ય સહિત જે શરીર હોય તેમાંજ અહં પ્રત્યયની ઉત્પત્તિ થાય. માટે પ્રત્યક્ષપ્રમાણથી આત્મા સિદ્ધ

માનમાં દેવદત્ત એ દૃષ્ટાન્તભૂત ધર્મીની સામાન્યતઃ દેશાન્તરપ્રાપ્તિ ગતિપૂર્વક છે એમ પ્રત્યક્ષથકી જાણાયલું છે, એટલે સૂર્યને પણ દેશાન્તર-પ્રાપ્તિથી ગતિમાન્ હોવાપણું જે સાધ્યું તે યોગ્ય છે. પણ અહીં તો જીવના અસ્તિત્વ સાથે જેનો સંબંધ હોય તેવું કાંઇ પણ લિંગ-પ્રત્યક્ષથકી નક્કી જાણાયલું નથી, એટલે સામાન્યતોદૃષ્ટાનુમાન-થી પણ તેની સિદ્ધિ થાય નહિ. તેમજ આગમપ્રમાણથી પણ આત્મા સિદ્ધ થતો નથી. અવિસંવાદી વચન કહેનાર આપ્તનું પ્રણીત હોય તેજ આગમ પ્રામાણ્યવાળું મનાય, પણ આપણે તો તેવો કોઇ આપ્ત દેખતા નથી, કે જેને આત્મા પ્રત્યક્ષ હોય. ને તેવો આપ્ત જ્યારે નથી ત્યારે આગમથકી આત્માની સિદ્ધિ કેમ થાય? વળી આગમો પણ પરસ્પર વિરુદ્ધ વાતો બતાવેછે, એટલે તેમાં કીયું પ્રમાણ ને કીયું અપ્રમાણ એ સંદેહરૂપી દાવાનલની જ્વાલામાં આગમનુ પ્રામાણ્ય ભસ્મ થઇ ગયું. માટે તેથી પણ આત્મસિધ્ધિ ન થાય. એજ રીતે ઉપમાનપ્રમાણ પણ નહિ ચાલે. ઉપમેય આત્મા છે. જેવો ગો તેવુ ગવય. એમાં જેમ સાદૃશ્યથકી, પાસે આવેલા પદાર્થની સંજ્ઞા તે પેદા કરેછે; તેમ અત્ર ત્રિભુવનમાં પણ આત્મસદૃશ કોઇ પદાર્થ નથી કે જેના દર્શનથી આત્માને સમજી શકાય. કાલ, આકાશ, દિક્, આદિ, જીવ જેવા પદાર્થ છે એમ કહો તો તે અયોગ્ય છે, કેમકે તે પણ વિવાદવિષય હોવાથી જીવ જેવીજ સ્થિતિમાં છે. એજ રીતે અર્થાપત્તિથી પણ આત્મા સાધ્ય નથી કેમકે દીઠેલો કે સાંભળેલો એવો કોઇ અર્થ નથી કે જેની ઉપપત્તિ આત્માનું અસ્તિત્વ સ્વીકાર્યા વિના થાય નહિ. સદુપલંભ કરાવનાર પ્રમાણનો વિષય ન થવાથી, પ્રતિષેધસાધક-અભાવપ્રમાણનોજ વિષય આત્મા છે એમ સિધ્ધ થયું.

આ પૂર્વપક્ષનું સમાધાન કહીએ. જે એમ કહેવામાં આવ્યું કે આ જગત્માં કાયાકારરૂપે પરિણામ પામેલાં ભૂતમાત્રનીજ ઉપલબ્ધિ થાયછે, તેનાથી વ્યતિરિક્ત આત્મા નથી, કેમકે એ બાબતમાં કશું પ્રમાણ નથી, તે વગરવિચારે બોલવું થયું છે, કેમકે પ્રત્યક્ષપ્રમાણ પોતેજ આત્માના અસ્તિત્વનું પ્રતિપાદન કરે છે. જુઓ. હું સુખ

અનુભવુછુ એવા, અન્યોન્યવિવિક્ત જ્ઞાતા જ્ઞેય અને જ્ઞાનના ઉદરે
ખ કરનાર પ્રતિપ્રાણીને જાણીતો, પ્રત્યય થાયછે એ પ્રત્યયનુ
કાંઈ બાધક નથી એટલે તે મિથ્યા નથી તેમ ઉભયકોટિસ્પર્શના
ણો ન હોવાથી સદિગ્ધ પણ નથી આ પ્રમાણે જે પ્રત્યય થાયછે
ા જે આવો છે તે કશા પણ આશ્રય વિના હોય એ યુક્ત નથી
કેમકે તેમ હોય તો રૂપાદિ જ્ઞાન પણ નિરાશ્રય થઇ જશે શરીર
આશ્રય છે એમ કહેવાય નહિ બાહ્યકરણની અપેક્ષા વિના કેવલ
અંતઃકરણવ્યાપારથીજ તેની ઉત્પત્તિ છે આ અહં પ્રત્યય
કા જે વેદ્ય તે શરીર છે એમ પણ ન કહેવાય, કેમકે તે તો
બાહ્યકરણનુ વિષય છે, માટે શરીરાતિરિક્ત કોઇ એ પ્રત્યયનો
જ્ઞાનવાન્ આશ્રય છે એમ માનવુ જોઇએ, કેમકે તેનેજ જ્ઞાતાપણુ
સંભવે છે તેજ જીવ, જે સ્વસંવેદનનો પ્રત્યક્ષ લક્ષ્ય છે વળી તમે
જે કહ્યુ કે ચેતનાના યોગથકી શરીર ચૈતન્યવાળુ છે ને તેથી તે શ
રીર તેજ અહંપ્રત્યય થાય છે તે પણ પ્રલાપમાત્રજ છે, કેમકે ચેત
નાના યોગથી ચેતનવાળુ જે છે તેને તે પ્રત્યક્ષ થવા યોગ્ય નથી
પણ જે ચેતના છે તેનેજ છે જેમ હજારો દીપના પ્રકાશથી પણ
સ્વત જે અપ્રકાશસ્વરૂપ છે તેવા ઘટનુ પ્રકાશત્વ કદાપિ થતુ નથી,
પણ તે તો દીપને ને દીપનેજ રહેછે, એમ ચેતનાના યોગથકી પણ
સ્વત અચેતન એવા દેહને જ્ઞાતાપણુ થવાનુ નથી, પણ તે ચેતન-
નેજ રહેશે અહંપ્રત્યય પણ તેજ છે હુ સ્થૂલ, હુ કૃશ, ઇત્યાદિ
જે પ્રત્યય છે તે આત્માને ઉપકારક એવા શરીરમા ઉપચાર માત્રથી
મનાય છે, જેમ અત્યંત ઉપકારવાન્ ભૃત્યને સ્વામી "હુજ આ છુ"
એમ કહે તેની પેઠે વળી એમ જે કહોછો કે શરીરને ચૈતન્યનુ
કાર્ય છે તે પણ ઉન્મત્તવચનમાત્રજ છે, કેમકે ચેતનાને શરીર
સાથે અન્વયવ્યતિરેક છે તે પણ ઉન્મત્તવચનમાત્રજ છે કેમકે ચે
તનાને શરીર સાથે અન્વયવ્યતિરેક છે નહિ મૃત, મૂર્છિત, પ્રસુપ્ત,
આદિને શરીર છતા પણ તેવુ ચૈતન્ય હોતુ નથી, તેમજ કેટલાક
કૃશશરીરવાળામા ચૈતન્યનો પ્રકર્ષ જણાય છે અને સ્થૂલશરીર-
વાળામા અપ્રકર્ષ જણાય છે, આવે અન્વયવ્યતિરેક ઘટતા નથી
માટે ચૈતન્ય છે તે શરીરનુ કાર્ય નથી વળી ચૈતન્યને ભૂતનુ કાર્ય

માનવામાં કોઇ પણ પ્રમાણ જડતું નથી. જુઓ. પ્રત્યક્ષ પ્રમાણ નથી, કેમકે અતીન્દ્રિયવિષયમાં તેની પ્રવૃત્તિ થતી નથી. ઉત્પન્ન થાય તે તે ક્ષણે ચૈતન્યભૂતકાર્ય છે એમ પ્રત્યક્ષવિષય થતું નથી, કેમકે પ્રત્યક્ષ તો પોતાને જે યોગ્ય અને સન્નિહિત હોય તે અર્થનેજ ગૃહે છે. ચૈતન્ય તો અમૂર્ત્ત છે એટલે પ્રત્યક્ષયોગ્ય નથી. હું ભૂતકાર્ય છું એવું જીવવિષયક જે ભૂતકાર્યત્વ તે જાણવાને પ્રત્યક્ષ સમર્થન નથી. કેમકે કાર્યકારણભાવ જાણવામાં અન્વય અને વ્યતિરેકનીજ જરૂર છે. અને ભૂતચૈતન્યથી જૂદા એવો કોઇ અન્વયી, ભૂત અને ચૈતન્ય તેના અન્વયવ્યતિરેકનો જાણનાર તો તમે માનતા નથી, કેમકે એમ માનવામાંથી તો જીવની સિદ્ધિજ થાય છે. તેમજ અનુમાનથી પણ ચૈતન્યનું ભૂતકાર્યત્વ સિદ્ધ થતું નથી, કેમકે તમે અનુમાનને તો પ્રમાણજ ક્યાં માનો છો ? પ્રત્યક્ષ એજ એક પ્રમાણ છે બીજું નથી એવું વચન છે. કદાપિ અનુમાનને માનો તો પણ તેથી તમારા ઇષ્ટાર્થની પ્રતીતિ સિધ્ધ થવાની નથી. કાયાકાર રૂપે પરિણામ પામેલાં ભૂતથકી ચૈતન્ય થાય છે, કેમકે તેમ હોય ત્યારેજ ચૈતન્ય હોય છે, જેમકે મદ્યનાં અંગથી મદ્યશક્તિ થાય છે, એ આદિ અનુભવથી ચૈતન્યનું ભૂતકાર્યત્વ સિધ્ધ થાય છે એમ ન માનવું. કેમકે ' તેમ હોય ત્યારેજ ચૈતન્ય હોય છે ' એ હેતુ અનૈકાંતિક છે, કેમકે મૃતાવસ્થામાં " તેમ " છતાં પણ ચૈતન્ય જણાતું નથી. અહીં કહેશો કે પૃથ્વી, અપ્, તેજ, વાયુ એ ચાર ભૂતના સમુદાયથી ચૈતન્ય થાય છે, ને તે સમુદાય તો મૃતશરીરમાં વાયુ ન હોવાને લીધે, હોતો નથી, માટે ચૈતન્ય પણ નજ હોય, એટલે બતાવ્યા પ્રમાણે વ્યભિચાર સંભવતો નથી, તો તે બરાબર વાત નથી. જ્યાં કાંઇ પણ અવકાશ અથવા છિદ્ર હોય ત્યાં વાયુનો સંભવ છેજ, એટલે જો તેવે સ્થાને વાયુના અભાવે ચૈતન્યનો અભાવ હોય તો બસ્તિ આદિથી વાયુ ત્યાં દાખલ કરવો એટલે ચૈતન્ય પેદા થાય, પણ એ રીતે વાયુ દાખલ કર્યા છતાં ચૈતન્ય તો થતું નથી, એટલે વ્યભિચાર ન હોવા રૂપી જે સમાધાન કહ્યું તે યોગ્ય નથી. પ્રાણાપાનલક્ષણ વાયુના અભાવથી ચૈતન્યનો અભાવ છે એમ કહેશો તો તે પણ નહિ ચાલે, કેમકે અન્વયવ્યતિરેકના અભાવને લીધે પ્રાણાપાનને ચૈતન્યની હેતુતા

માસ થતી નથી મરણાદિ અવસ્થામા બહુ શ્વાસનો સભવ છતા પણ ચૈતન્યનો અત્યત પરિક્ષય થાય છે, તેમજ ધ્યાનમા આખો બધ કરી અને મનોવાક્કાયને રોકી બેઠેલા, તરગ વિનાના મહોદધિ જેવા યોગીને, પ્રાણાપાનનો રોધ છતા પણ અત્યત ઉત્તમચૈતન્યનો આવિર્ભાવ રહે છે ત્યારે હવે એમ કહેશો કે તેજના અભાવને લીધે મૃતશરીરમા ચૈતન્યનો અભાવ છે તો તે પણ ઠીક નથી કેમકે તેમાં તેજને દાખલ કર્યાથી પણ ચૈતન્ય આવતુ નથી વળી મૃતશરીરમાં વાયુ અને તેજના અભાવને લઇને ચૈતન્યનો અભાવ કહો છો ત્યારે મૂવા પછી થોડીકવાર જતાં તે શરીરમાં જે જીવ પેદા થાય છે તેમનુ ચૈતન્ય ક્યાથી આવ્યુ ? માટે એવી જે વાત તમે બતાવોછો તે યદ્વાતદ્વા છે વળી ચૈતન્ય છે તેનું ભૂતમાત્ર કારણ નથી એમ હોય તો ચૈતન્ય ભૂતમાત્રજન્યસ્વભાવવાળુ થયુ અને ભૂતમાત્ર તેના જનક-સ્વભાવવાળા થયા, એટલે સર્વદા સર્વત્ર ઘટાદિને વિષે પણ, પુરુષાદિની પેઠે ચૈતન્ય વ્યક્ત થવુ જોઇએ, કેમકે તેમ ન થાય એવુ કાઇ કારણ નથી એમ જ્યારે થાય ત્યારે તો ઘટાદિ અને પુરુષ તેનો તફાવત પણ રહે નહિ કાયાકારપરિણામવાળા અને પ્રાણાપાન પરિગ્રહવાળા એવાં ભૂતથકી ચૈતન્ય થાયછે એવુ વચન છે એટને ઉકત પ્રકારે બતાવેલા દોષ લાગુ થઇ શકતા નથી એમ કહો તો તે ઠીક નથી, કેમકે તમારા મતમા તો કાયાકાર રૂપે પરિણામ થવો તે વાતનીજ ઉપપત્તિ થવી કઠિન છે જુઓ એ જે કાયાકારપરિણામ કહોછો તે પૃથ્વ્યાદિ ભૂતથી સ્વત થાયછે ? કે કોઇ અન્ય વસ્તુથકી સભવે છે ? કે તેનુ કાઇ કારણજ નથી ? એ ત્રણથી ચોથો વિકલ્પ સભવતો નથી હવે તેમાંનો પ્રથમ પક્ષ ન ચાલે, કેમકે પૃથ્વ્યાદિ સત્તા તો સર્વત્ર છે, છતા સર્વત્ર કાયાકારપરિણામ થતો નથી જેવુ જોઇએ તેવુ તત્વનુ સમવિષમપણુ એ એમાં સહકારી છે ને તે સર્વત્ર હોતુ નથી માટે સર્વત્ર કાયાકારપરિણામ નથી હોતો એમ કહી શકાશે નહિ કેમકે તે સમવિષમપણારૂપ સહકારીભાવ તેનુ નિમિત્ત કાઇ બીજીજ વસ્તુ છે એમ માની શકાશે નહિ એમ માનવાથી તો માનેલા તત્વ કરતાં જૂદુ તત્વ માનવાની જરૂર પડે ત્યારે તે સહકારી

પણ પૃથ્વ્યાદિસત્તામાંજ અંતર્ભૂત માનવો પડશે, ને તેમ થયું ત્યારે તે પાછો સર્વત્ર છેજ, એટલે તે સર્વત્ર હોતો નથી એમ જે કહ્યું તે ખોટું છે; અને પ્રથમ પક્ષ દૂષિત ઠરાવ્યો હતો તે બરાબર છે. ત્યારે બીજો પક્ષ લો, તો તે પણ ઠીક નહિ પડે, કેમકે એ રીતે તો જે જીવની તમે ના કહો છો તેનીજ સિદ્ધિ થવાનો પ્રસગ આવશે. ને ત્રીજો અહેતુપક્ષ લેશો તો સદાભાવાદિ પ્રસંગ આવશે, ને નિત્યસત્વ કે નિત્યઅસત્વ એવું થશે, કેમકે હેતુને કોઇ બીજાની અપેક્ષા નથી, એવું વચન છે. માટે તમારા મતમાં કાયાકારપરિણામજ બંધ બેસતો નથી, ને તેજ નથી થતો ત્યારે તેને પ્રાણાપાનાદિપરિગ્રહની વાત તો રહીજ ક્યાં ? અર્થાત્ ચૈતન્ય ભૂતકાર્ય છે એમ ન થયું, અને તે સ્પષ્ટ જીવગુણ છે એમજ માનવું જરૂરનું થયું. વળી ચૈતન્યરૂપ ગુણ પ્રત્યક્ષ હોવાથી, ગુણી જે જીવ અથવા આત્મા તે પણ પ્રત્યક્ષજ જાણવો. પ્રયોગ આ પ્રમાણે. આત્મા પ્રત્યક્ષ છે, કેમકે સ્મૃતિ, જિજ્ઞાસા, ચિકીર્ષા, જિગમિષા, સંશય, આદિ નાના પ્રકારનાં જ્ઞાન જે તેના ગુણ રૂપે છે તે સ્વસંવેદન પ્રત્યક્ષ છે; એવો નિયમ છે કે જેના ગુણ પ્રત્યક્ષ છે તે પોતે પણ પ્રત્યક્ષજ છે, જેમકે ઘટ; જીવ તેવા ગુણવાળો છે; માટે પ્રત્યક્ષ છે. અહીં કોઇ પ્રતિવાદી કહેછે કે આ હેતુ અનૈકાંતિક છે કેમકે આકાશનો ગુણ જે શબ્દ તે પ્રત્યક્ષ છતાં આકાશ પોતે પ્રત્યક્ષ નથી, તો તે વાત યોગ્ય નથી, કેમકે શબ્દ છે તે આકાશનો ગુણ નથી, પણ ઇંદ્રિયવિષય છે તેથી રૂપાદિની પેઠે, પુદ્ગલનો ગુણ છે, એમ આગળ પુદ્ગલવિચાર પ્રસંગે બતાવવામાં આવશે ગુણ પ્રત્યક્ષ હોય તો તેમનાથી અભિન્ન એવો ગુણી પણ પ્રત્યક્ષ હો, પરંતુ અહીંતો દેહમાંજ જ્ઞાનાદિ ગુણ જણાય છે, માટે દેહ તેજ તે ગુણનો આશ્રયગુણી છે, જેમકે રૂપાદિનો ઘટ છે; એનો પ્રયોગ પણ છે, જ્ઞાનાદિ દેહગુણ છે કેમકે તેમાંજ જણાય છે, માટે ગોરો, પાતળો, જાડો, તેની પેઠે; આવું કહેવું એ વાત ઠીક નથી. આ જે પક્ષાભાસ છે તે પ્રત્યનુમાનથી બાધિત છે. જ્ઞાનાદિ દેહના ગુણ નથી, કેમકે દેહ તો મૂર્ત્ત છે, અથવા ઘટની પેઠે ચક્ષુવિષય છે. માટે જે કહ્યું છે કે ગુણ પ્રત્યક્ષ હોવાથી ગુણી જીવ પણ પ્રત્યક્ષ છે તે વાત સિદ્ધ થઇ. અહંપ્રત્યયથી ગ્રાહ્ય એવા પ્રત્યક્ષ આત્માને દૂર રાખનારની વાત, શબ્દ અશ્રાવણ છે એમ કહે-

નાની પેઠે, પક્ષવિરુદ્ધ પક્ષાભાસ છે વળી હવાણાં કહેવાશે તે અનુમાન, શબ્દ નિત્ય છે ઇત્યાદિની પેઠે, આત્માનું અસ્તિત્વ સાધે છે, માટે તે વાત અનુમાનવિરુદ્ધ પણ છે તેમજ બાલગોપાલ અંગનાદિ સર્વને પ્રસિદ્ધ એવા આત્માને ન હોવાપણું કહેનાર, સર્વ પ્રકારકર્તા નથી તેવું કહેનારની પેઠે, લોકવિરોધમાં પણ પડે છે એજ પ્રકારે " હું નથી " એમ કહેનારને " મારી માતા વાઝણી છે " એની પેઠે પોતાનાજ વચનનો વિરોધ પણ થાય છે માટે કહેલી યુક્તિથકી, આત્મા સ્વપ્રવેદનપ્રત્યક્ષ હોવાથી, " અત્યંત અપ્રત્યક્ષ " એ હેતુ જે પ્રતિવાદીએ તેનું અસ્તિત્વ અસિધ્ધ કરવા પ્રયોજ્યો હતો તે પોતેજ અસિદ્ધ થયો વળી આત્મા અનુમાનથી પણ સિદ્ધ થાય છે–તે અનુમાન આ પ્રકારનાં ( ૧ ) જીવતું શરીર પ્રયત્નવાનથી અધિષ્ઠિત છે, કેમકે ઇચ્છાને અનુકુલ ક્રિયાનો આશ્રય છે, માટે રથની પેઠે (૨) શ્રોત્રાદિ જે જ્ઞાનસાધન છે તે કોઇ કર્તાથી પ્રયુક્ત છે, કેમકે તે કરણ છે માટે કહોવાડાની પેઠે ( ૩ ) દેહને વિધાતા છે, કેમકે આદિમાન્ અને પ્રતિનિયતાકારવાળો છે, માટે ઘટની પેઠે જેને વિધાતા ન હોય તે આદિમાન્ અને પ્રતિનિયતાકારવાળું પણ ન હોય જે મકે આકાશવિકાર જે દેહનો કર્તા તેજ જીવ પ્રતિનિયતાકારવાળા હોવાપણું, તો મેરુઆદિને પણ છે, છતાં તેનો કોઇ કર્તા નથી, એટલે એ હેતુ અનૈકાંતિક થાય, તે દોષ ન આવે તેટલા સારૂ હેતુમાં આદિમાન્ એવું પણ વિશેષણ રાખેલું છે ( ૪ ) ઇંદ્રિયોને અધિષ્ઠાતા છે, કેમકે તે કરણ છે, માટે દંડાદિને કુંભારની પેઠે ( ૫ )શરીર વિદ્યમાન ભોક્તાવાળું છે કેમકે ભોગ્ય છે, માટે ભોજનની પેઠે ભોક્તા તેજ જીવ આ બધા હેતુ તો સાધ્યવિરુદ્ધ એવા કાંઇકના સાધક છે માટે તે બધા વિરુધ્ધ દોષવાળા છે, જુઓ કે ઘટાદિના જે જે કર્તા છે, કુંભકારાદિ, તે મૂર્ત્ત અને અનિત્ય છે, માટે જીવ પણ તેવો થવા જશે, ને ઉક્તઅનુમાનમાં તો તેથી વિપરીતસ્વભાવવાળો સાધ્યો છે, એટલે જે હેતુ પ્રયોજ્યા છે તેમને વિરુધ્ધદોષ આવ્યો, આવું કહેશો તો તે યોગ્ય નથી કેમકે સંસારીજીવને અષ્ટકર્મ પુદ્ગલ છેજ એટલે સશરીરત્વ પણ છેજ તેથી કાંઇક અંશે મૂર્તત્વ માનવું પડે તોપણ દોષ નથી ( ૬ ) રૂપાદિજ્ઞાનનો કોઇક

આશ્રય છે, કેમકે તે ગુણ છે, માટે રૂપાદિની પેઠે. ( ૭ ) જ્ઞાનસુખાદિકને ઉપાદાનકારણ હોવું જોઇએ, કેમકે તે કાર્ય છે, માટે ઘટાદિની પેઠે. શરીર એજ જ્ઞાનસુખાદિનું આશ્રય અને ઉપાદાનકારણ છે એટલે આ અનુમાનપ્રયોગ સિધ્ધસાધન છે એમ નહિ કહેવાય, કેમકે શરીર એજ આશ્રય અને ઉપાદાન છે એ પક્ષ, આગળ ખોટો ઠરાવેલો છે. ( ૮ ) અજીવશબ્દ પ્રતિપક્ષવાળો છે કેમકે વ્યુત્પત્તિમાન્ એવા શુધ્ધપદના પ્રતિષેધરૂપ છે; જ્યાં વ્યુત્પત્તિમાન્ શુધ્ધપદનો પ્રતિષેધ છે તે પ્રતિપક્ષવાળું છે, જેમકે અઘટને ઘટ એ પ્રતિપક્ષ છે. અઘટ એવો પ્રયોગ કરવામાં શુધ્ધ અને વ્યુત્પત્તિવાળા એવા પદનો પ્રતિષેધ થાયછે, માટે અવશ્ય તે પ્રતિષિધ્ધ ઘટ હોવો જોઇએ. જેને પ્રતિપક્ષ નથી તે વ્યુત્પત્તિમાન્ શુધ્ધપદનો પ્રતિષેધ પણ નથી, જેમકે અખરવિષાણ એ શબ્દ અથવા અડિત્થ એ શબ્દ. અખરવિષાણ એ શબ્દમાં ખરવિષાણ એવા અશુધ્ધપદનો નિષેધ છે, ત્યાં વ્યુત્પત્તિમાન્ તો એ શબ્દ છે પણ શુધ્ધ નથી માટે અખરવિષાણ એને પ્રતિપક્ષ નથી અડિત્થ એ શબ્દમાં તો ડિત્થ શબ્દ વ્યુત્પત્તિમાન્ નથી, એટલે શુધ્ધ છતાં વ્યુત્પત્તિમાન્ ન હોવાથી અડિત્થ એને પણ પ્રતિપક્ષ નથી. ( ૯ ) હવે પોતાના શરીરમાં સ્વસંવેદનથકી પ્રત્યક્ષ એવા આત્માને સાધી પરશરીરમાં પણ, સામાન્યતોદષ્ટાનુમાનથી સાધીએ પરશરીરમાં પણ આત્મા છે, કેમકે ઇષ્ટ અનિષ્ટ પ્રતિપ્રવૃત્તિ નિવૃત્તિ જણાયછે, જેમકે સ્વશરીરમાં. પરશરીર પણ તેવું છે, માટે તેને આત્મા છે, કેમકે આત્મા ન હોય તો ઉક્તપ્રવૃત્તિ પણ ન થઇ શકે જેમકે ઘટમાં થઇ શકતી નથી તમે જે કહેલું છે કે સામાન્યતોદષ્ટાનુમાનથી પણ આત્મા સિધ્ધ થતો નથી તે આ પ્રમાણે ખોટું થયું. ( ૧૦ ) જીવ નથી એવો જે નિષેધ કરોછો તેજ જીવના અસ્તિત્વને સિદ્ધ કરનારો છે, કેમકે નિષેધ છે. જેમ અત્ર ઘટ નથી એમ નિષેધ કરીએ તો તે નિષેધ અન્યત્ર ઘટનું અસ્તિત્વ ન હોય તો બને નહિ, પ્રયોગ આ પ્રમાણે જેનો નિષેધ કરાય તે કહીંપણ છેજ, જેમકે ઘટાદિ; અત્ર જીવનો નિષેધ કરોછો, માટે તે કહીપણ છેજ. જે વસ્તુ સર્વથા નજ હોય તેનો નિષેધ પણ થાય નહિ, જેમકે પાંચ ભૂત ઉપરાંત છઠા ભૂતનો. ખરવિષાણાદિ અત્યંત અસત્

અનૈકાન્તિક છે એમ
છે છતાં તેનો નિષેધ થઇ શકે છે માટે આ હેતુ અનૈકાન્તિક છે એમ
કહેવાશે નહિ કેમકે જે વસ્તુનો નિષેધ કરાય તે અન્યત્રતો હોયજ
પણ વિવક્ષિતસ્થાને તેનો સંયોગ, સમવાય, સામાન્ય, કે વિશેષ,
એ રૂપે નિષેધ ઘટે, પણ સર્વથા તેનો અભાવજ કહેવો તે બને નહિ
દેવદત્ત ઘરમા નથી એમ કહેવામા ઘર અને દેવદત્ત બન્નેનુ અસ્તિત્વ
તો છેજ પણ તે બેના સંયોગમાત્રનોજ નિષેધ છે, પણ ઘર અને
દેવદત્તના અસ્તિત્વનોજ નિષેધ નથી ખરવિષાણ નથી એમ
કહેવામાં પણ ખર અને વિષાણ બન્નેનુ અસ્તિત્વ અંગીકાર કરીને
તેનો સમવાયમાત્રજ નિષેધાય છે તેમજ અન્ય ચદ્રમા નથી એમ
કહેવામા પણ વિદ્યમાન એવા ચદ્રનો સ્વીકાર કરી અન્ય ચદ્ર
ચદ્રત્વ સામાન્યનો નિષેધ કહ્યો છે, સર્વથા ચદ્રાભાવ કહ્યો નથી
ઘડા જેવડા મોતી હોય નહિ એમ કહેવામા પણ ઘડા જેવડા હોવા-
પણારૂપ વિશેષમાત્રનોજ મોતીપક્ષે નિષેધ છે, મોતીનો નહિ
એજ પ્રકારે આત્મા નથી એમ કહેવામા પણ, આત્માને વિદ્યમાન
માની, કહીંક કોઇ પ્રકારે તેનો કોઇક સાથે સંબંધ નથી એટલુંજ
તમે કહી શકો, આત્માનો અત્યંત અભાવ ન કહી શકો, અર્થાત
આ શરીરમા આત્મા નથી એ આદિ કહી શકો, બીજુ નહિ આ
ઠેકાણે કોઇ શંકા કરે છે જો જેનો નિષેધ થાય તે હોવુ જોઇએ
એમ નિયમ હોય તો મારે ત્રિલોકેશ્વરત્વ પણ હો, કેમકે તમે વગેરે
બધા તેનો નિષેધ કરોછો તેમજ જે ચાર પ્રકારે નિષેધનો સભવ
કહ્યોછે તે કરતા પાંચમો પ્રકાર પણ હો કેમકે તમે તેવા પાંચમા
પ્રકારનો નિષેધ કરોછો આ શંકા ઠીક નથી તમારી બાબતમા જે
નિષેધ કરીએ છીએ તે ઘડા જેવડુ મોતી નથી તેમા જે નિષેધ છે તેની
પેઠે ત્રિલોકેશ્વરત્વ રૂપ વિશેષ માત્રનોજ તમારી બાબતમાં નિષેધ છે,
અને તમારો કે ત્રિલોકેશ્વરનો નિષેધ નથી તેજ રીતે નિષેધ
પ્રકારને પણ પંચમપ્રકારત્વરૂપ વિશેષનો નિષેધ કરીએ છીએ, નિ
ષેધપ્રકાર કે પંચ એ સખ્યા તેનો નિષેધ કરતા નથી આ ઉપર
વળી પ્રતિવાદી શંકા કરેછે કે આ સમાધાન કેવલ અસબદ્ધપ્રલાપ
જેવુ છે જુઓ મારા ત્રિલોકેશ્વરત્વનો જે નિષેધ છે તેમાં જે ત્રિલોકે-
શ્વરત્વ મારામા છેજ નહિ તેનો નિષેધ થાય છે, તેમજ પ્રતિષેધ

પ્રકારમાં પણ પંચમત્વ નથી માટે નિષેધાયછે, તેમજ સંયોગ, સમવાય, સામાન્ય, વિશેષ, તે પ્રત્યેક ગૃહ, દેવદત્ત, ખરવિષાણ, એ આદિમાં નથી માટે નિષેધાયછે; માટે જેનો નિષેધ થાય તે હોવું જોઇએ એમ શામાટે સ્થિત ન રહે ? આનું સમાધાન કહીએ છીએ. દેવદત્તાદિનો સંયોગ ગૃહાદિ સાથે નથી તેજ નિષેધાયછે, છતાં ગૃહ વિના બીજા વાટિકાદિ પદાર્થ સાથે તો સંયોગ છેજ, જેમકે ગૃહ-સાથે દેવદત્તનો સંયોગ નથી, પણ વાટિકા સાથે તો છે. તેજ પ્રકારે વિષાણનો પણ ખર સાથે સમવાય નથી, પણ ગાય સાથે તો છેજ. સામાન્ય પણ દ્વિતીય ચન્દ્રમાં નથી, ઘટાદિ પદાર્થાંત-રમાં તો છેજ. ઘડા જેવડા હોવાપણું મોતીમાં નથી, અન્યત્ર છેજ. તેમજ ત્રિલોકેશ્વરતા પણ તમારામાં નથી, તીર્થંકરાદિમાં તો છેજ. પંચસંખ્યાવિશિષ્ટત્વ તે પ્રતિષેધપ્રકારમાં નથી પણ અનુત્તર વિમા-નાદિમાં તો છેજ. આજ રીતે અમારા બોલવાનું તાત્પર્ય છે, ને તેથીજ કહીએ છીએ કે જેનો નિષેધ થાય તે સામાન્યતઃ હોવું તો જોઇએજ, પણ તેમ કહેવાથી કાંઇ એમ કહેવા ઇચ્છતા નથી કે જેનો જે સ્થાને નિષેધ થયો છે તે તે સ્થાનમાંજ છે. જો આવું કહીએ તો વ્યભિચારદોષ, જે તમે આરોપોછો, તે આવે ખરો,, પણ તેમ નથી એટલે તે વાત નિર્દોષ છે. માટે કહીં પણ હોય તેવા જીવનો સ્થા-ન વિશેષમાં નિષેધ કરાય, પણ સર્વત્ર નિષેધ કરી શકાય નહિ. દેહેન્દ્રિયાતિરિક્ત આત્મા છે, કેમકે ઇંદ્રિયનો ઉપરમ થતાં પણ તે ઇંદ્રિયોથી જાણેલા અર્થની અનુસ્મૃતિ થાયછે, માટે દેવદત્તની પેઠે. એમ એટલું સિદ્ધ થયું કે આત્મા અનુમાનગ્રાહ્ય છે. અને અનુ-માનગ્રાહ્યત્વ સિદ્ધ થયું ત્યા, અનુમાનનેજ અધીન એવાં આગમ, ઉપમાન, અને અર્થાપત્તિ, તે પ્રમાણથી પણ આત્મા સિદ્ધ થયો જાણવો. એટલે પ્રમાણપંચકની વૃત્તિનો અવિષય હોવાથી આત્મા અભાવપ્રમાણનો વિષય છે એમ જે કહ્યું તે કેવલ મદિરામલાપ-તુલ્ય થઇ ગયું, કેમકે હિમવત્પલપરિમાણવાળાં પિશાચાદિનું અ-સ્તિત્વ, પ્રમાણપંચકની અપ્રવૃત્તિવાળું છતાં પણ સ્વીકારવામાં આવે-છે, એટલે જ્યાં પ્રમાણપંચકની પ્રવૃત્તિ ન થાય તે વસ્તુ અસત્ છે

એમ નિયમ ન રહ્યો, કેમકે એ હેતુ અનૈકાંતિક થયો માટે આત્મા પ્રત્યક્ષાદિ પ્રમાણગ્રાહ્ય છે એ સિદ્ધ થયુ

વળી તે આત્મા પરલોકગામી છે તેનુ સાધકઅનુમાન આ પ્રમાણે તે દિવસ જન્મેલા બાલકને પ્રથમ જે સ્તનાભિલાષા થઇ તેનુ કારણ પૂર્વની અભિલાષા હોવી જોઇએ, કેમકે આ અભિલાષા છે, માટે બીજી વખત થયેના સ્તનાભિલાષની પેઠે આ અનુમાનથી જે પ્રથમ સ્તનાભિલાષ તેનુ કારણ પૂર્વનો કોઇ અભિલાષ હોવો જોઇએ એમ બતાવે છે, જે ઉપરથી અર્થાપત્તિથી જીવનુ પરલોકગામિત્વ સિદ્ધ થાય છે, કેમકે આ જન્મમા તો તેને બાજો અભિલાષ થયેલો હોવાનો સભવ નથી

એમજ આત્માને કૂટસ્થ નિત્યતા પણ ઘટતી નથી, કેમકે આત્મા પૂર્વદશામા જેવો હોય તેવો ને તેવો જ્ઞાનોત્પત્તિ સમયે પણ રહે તો એવો તે પદાર્થને ગૃહી શકનારો શી રીતે થાય? કેમકે એમ થાય ત્યારે એના સ્વરૂપમાં ફેરફાર થવાનો સભવ આવે કૂટસ્થ છતા પદાર્થગ્રહણ કરે એમ કહો તો પૂર્વે ન ગ્રહણ કરતો છતા હાલ ગ્રહણ કરે એમ પરિણામી થયો ત્યારે કૂટસ્થતા રહી ક્યા?

એમજ સાખ્યાભિમત અકર્તૃત્વપણુ અયુક્ત છે આત્મા કર્તા છે, કેમકે સ્વકર્મના ફલનો ભોક્તા છે જે સ્વકર્મફલનો ભોક્તા છે તે કર્તા પણ હોય છે, જેમકે ખેડુત સાખ્યકલ્પિત જે પુરુષ તે વસ્તુ છે નહિ, કેમકે કર્તા નથી, માટે આકાશપુષ્પની પેઠે વળી તે લોક આત્માને ભોક્તા માનેછે તો તે ભોક્તાપણાની ક્રિયા કરે છે કે નથી કરતો? કરે છે કહો તો તે વિના બીજી ક્રિયાઓનો શો અપરાધ છે કે તે ક્રિયાઓ કરતો નથી? ને જો ભોક્તાપણાની ક્રિયા પણ ન કરતો હોય તો ભોક્તા શીરીતે થાય છે? કેમકે કર્તા નથી, તે મુક્તના પેઠે ભોક્તા પણ નથી અકર્તા અને અભોક્તા એમ સ્વીકાર કરો તો કૃત નાશઅકૃતાભ્યાગમ એ દોષ આવે કર્મ કરે પ્રકૃતિ, છતા તે ફલ પામે નહિ એ કૃતનાશ, અને આત્મા કર્મ કરે નહિ, છતા તેને ફલની

પ્રાપ્તિ એ અકૃતાભ્યાગમ. માટે આત્માનું કર્તાપણું સ્વીકારવું જોઇએ. તેજ પ્રમાણે જીવનું જડસ્વરૂપત્વ પણ ઘટતું નથી, કેમકે તેના બાધ કરનારૂં અનુમાન છે. જુઓ. અનુપયોગસ્વભાવવાળો આત્મા અર્થપરિચ્છેદ કરી શકતો નથી, કેમકે અચેતન છે, માટે આકાશની પેઠે. ચેતના સાથે સમવાયસંબંધ હોવાથી પરિચ્છેદ કરે છે એમ કહો તો જેમ આત્માને ચેતનાસમવાયને લીધે જ્ઞાતૃત્વ પ્રાપ્ત થાય તેમ ઘટાદિને પણ શામાટે ન થાય? કેમકે નિત્ય, એક, અને સર્વવ્યાપ્ત એવો સમવાય તો સર્વત્ર સરખી રીતે રહેલોજ છે. એ આદિ ઘણીક વાત આ સ્થલે કહેવાની છે પણ ગ્રંથગૌરવના ભયથકી કહેતા નથી. માટે આત્માને અર્થપરિચ્છેદકત્વ છે એમ સ્વીકારનારે, ગલેપાદિકાન્યાયથકી આત્માનું ચૈતન્યત્વ પણ સ્વીકારવુ જ જોઇએ. માટે જીવ ચૈતન્યલક્ષણ છે એમ સિધ્ધ થયું.

એ જીવ પૃથ્વી, અપ, તેજસ્, વાયુ વનસ્પતિનો, અને બે, ત્રણ, ચાર, કે પાંચ ઇંદ્રિયવાળો, એ પ્રકારે નવ પ્રકારનો છે. જીવલક્ષણવાળાં હોવાથી ઇંદ્રિયાદિ જીવત્વવાળાં કહો તો તે ઠીક છે, પણ પૃથ્વ્યાદિને જીવત્વ કેમમાની શકાય ? કેમકે તેમ માનવાનું કાંઇ સ્પષ્ટલિંગ જણાતું નથી, એમ કોઇ કહે તો તે ઠીક છે પૃથ્વ્યાદિમાં સ્પષ્ટલિંગ યદ્યપિ જણાતું નથી તથાપિ અસ્પષ્ટ અથવા અવ્યક્ત જણાય છે; તે કેની પેઠે કે જેને બહુ મદિરાપાન કરવાથી મૂર્છા થઇ હોય તેનું પણ જીવત્વ જેમ અવ્યક્તલિંગને લીધે કહેવાય છે. એજ પ્રમાણે પૃથ્વ્યાદિનું પણ સજીવત્વ માની શકાય. જેને મૂર્છા થઇ છે તેને તો ઉચ્છ્વાસાદિ અવ્યક્ત ચેતનાલિંગ છે, પણ પૃથ્વ્યાદિને તો તેવું પણ નથી એમ કહેશો તો તે ઠીક નથી. પૃથ્વીકાયમાં, પોતપોતાના આકારવાળાં લવણ, પ્રવાલ, પાષાણ આદિ તે પોતપોતાની જાતનાંનેજ, અર્શ જેમ માંસાંકુરને પેદા કરેછે તેમ, પેદા કરે છે, તેજ ચેતનાચિન્હ છે. જે અવ્યક્તચેતન છે છતાં ચેતનાનું એક પણ ચિન્હ દર્શાવે છે, તેમને વનસ્પતિની પેઠે, ચેતનાવાળાંજ માનવાં જોઇએ. વનસ્પતિનું ચેતનત્વ તે પોતપોતાને કાલે ફલ પુષ્પાદિ આપવા રૂપ છે એ વાત સાધવામા આવશે. માટે અવ્યક્ત છતા ઉપચે ગામાંઆવવા

સ્વાભાવિક રીતે સંભવેછે, માટે દેડકાની પેઠે. અથવા અંતરિક્ષોદ્‌ભવજલ સચેતન છે, કેમકે અભ્રાદિવિકારમાં સ્વતઃજ પેદા થઇ પડેછે, માટે મત્સ્યની પેઠે. વળી શીતકાલમાં જ્યારે બહુ ટાઢ પડેછે ત્યારે પણ નદ્યાદિને વિષે, થોડામાં થોડો, ઘણામાં ઘણો, ને બહુમાં બહુ, જે ઉષ્મા દેખાયછે તે થોડા ઘણા કે બહુ જીવને લીધેજ છે, થોડાં, ઘણાં, કે બહુ મનુષ્યશરીર ભેગાં થાય ત્યાં જે ઉષ્મા હોયછે, તેની પેઠે. શીતકાલમાં જલમાં ઉષ્ણસ્પર્શ હોયછે, કારણ કે તે ઉષ્ણસ્પર્શવાળાં વસ્ત્રથી થયેલા ઉષ્ણસ્પર્શ જેવો છે, માટે મનુષ્યાદિ શરીરોષ્ણસ્પર્શની પેઠે. જલમાં જે આ ઉષ્ણસ્પર્શ તે કાંઇ સ્વાભાવિક નથી, કેમકે જલનો સ્પર્શ તો સ્વાભાવિક રીતે શીત છે એવું વૈશેષિકાદિ શાસ્ત્રનું વચન છે. શીતકાલમાં બહુ શીત પડતાં છતાં પણ પ્રાતઃકાલે તડાગાદિની પશ્ચિમદિશાએ રહી જો તટ તરફ જોઇએ તો જંગલમાંથી ધૂમ નીકળતો જણાશે, તેનું કારણ પણ જીવજ જાણવું. પ્રયોગ આ પ્રમાણે. શીતકાલે જલમાં જે ધૂમ તે ઉષ્ણસ્પર્શવાળી વસ્તુથી થયેલો હોવો જોઇએ કેમકે તે ધૂમ છે માટે શીતકાલમાં શીતલ જલથી છંટાયલાં મનુષ્યશરીરના ધૂમની પેઠે. ઉભયે પ્રયોગમાં ઉષ્ણસ્પર્શ અને ધૂમનું જે ઉષ્ણસ્પર્શવાળુ કારણ તે વસ્તુજ તૈજસશરીરવાળો આત્મા એમ સમજવું. નહિતો બીજી રીતે જલમાં ઉષ્ણસ્પર્શ અને ધૂમનો સંભવ બને નહિ. શીતકાલમાં, તળીએ જે કચરો ભરાયો હોય તેનો ઉષ્ણસ્પર્શ અને તેમાંથી ધૂમનો સંભવ, એમ માનીને ઉક્ત હેતુને વ્યભિચારી માનવાનું કારણ નથી, કેમકે એ પ્રકારે પણ ઉષ્ણસ્પર્શ અને ધૂમનો સંભવ કચરામાં ગયેલા મૃતજીવના શરીરથીજ થાયછે એમ માનીએ છીએ. મુવેલા જીવનાં શરીર ઉષ્ણસ્પર્શ અને ધૂમનાં નિમિત્ત શી રીતે થઇ શકે ? એમ પૂછતા હો તો સાભળો. અગ્નિથી તપાવેલો પાષાણનો કટકો જલમાં નાખવાથી અગ્નિનાં ઉષ્ણસ્પર્શ અને ધૂમ બહાર નીકળેછે તેજ રીતે અત્ર પણ સમજવું. એજ રીતે અન્યત્ર પણ ધૂમ અને ઉષ્ણસ્પર્શનું સચિત્ત અચિત્ત નિમિત્ત યથાસભવ ઘટાવી લેવુ. એ પ્રકારે જોતાં શીતકાલને વિષે પર્વત નિતંબસમીપે કે વૃક્ષાદિની નીચે જે ઉષ્મા જણાય છે તે પણ મનુષ્યશરીરના ઉષ્માની પેઠે જીવને લીધેજ થયેલો

જાણવો એમજ ગ્રીષ્મકાલમા બહારના તાપથી તૈજસશરીરરૂપ અગ્નિ મંદ પડતા, જલાદિમા જે શીતસ્પર્શ જણાય છે તે પણ મનુષ્યશરીરના શીતલસ્પર્શની પેઠે, જીવથકીજ થયેલો જાણવો એ પ્રકારે વિચાર કરતાં અપ્કાયજીવ હોઇ શકેછે એ વાત અસંશય છે —

જેમ રાત્રિને વિષે આગીઆનો દેહપરિણામ, જીવપ્રયોગથી સિદ્ધ એવી શક્તિ બતાવે છે, તેજ પ્રમાણે અંગારાદિની પણ, વિશિષ્ટપ્રકાશાદિ જે શક્તિ જણાયછે તે જીવપ્રયોગથી પ્રકટ થાયછે અથવા જ્વરનો તાપ જીવ વિના અન્યત્ર હોતો નથી તો એ ઉપરથીજ આગ્નેય જંતુનુ પણ ઉપમાન ઘટાવી લેવુ, કેમકે મુવેલાને કહીં પણ જ્વર હોતો નથી એમ અન્વય અને વ્યતિરેકથી અગ્નિની સચિત્તતા અથવા ચૈતનતા ગ્રહવી પ્રયોગ આ પ્રમાણે અંગારાદિનો પ્રકાશપરિણામ તે જીવપ્રયોગથી જણાય છે, કેમકે શરીરસ્થ છે, માટે આગીઆનાદેહપરિણામની પેઠે આદિત્યાદિ દૃષ્ટાન્તથી એ હેતુ અનૈકાતિક થઇ જશે એમ ન ધારવુ કેમકે સર્વત્ર જે ઉષ્ણસ્પર્શ હોય તે જીવપ્રયોગજન્યજ જાણવો વળી તેજસ્ સચેતન છે કેમકે યથાયોગ્યાહારોપાદાનથકી વૃદ્ધ્યાદિ કરેછે, માટે પુરુષશરીરની પેઠે એ આદિ પ્રકારથી આગ્નેયજીવનો નિશ્ચય સમજી લેવો

જેમ પોતાની શક્તિના પ્રભવથી દેવતાઓના, અને અંજનાદિ પ્રયોગ કે મંત્રાદિથી માણસોના શરીરનુ અંતર્ધાન થાયછે, અને આંખે ન જણાતા છતા પણ તે ચેતનાવાળા છે એમ તો મનાયજ છે, તેજ પ્રકારે વાયુને પણ ચક્ષુથી ગ્રાહ્યરૂપ હોતુ નથી કારણ કે તે સૂક્ષ્મપરિણામ છે અને પરમાણુની પેઠે, અથવા વન્હિથી દગ્ધ એવા પાષાણખંડમાના અચેતનઅગ્નિની પેઠે, ચક્ષુર્ગ્રાહ્ય નથી પ્રયોગ આ પ્રમાણે. વાયુ ચેતનવાળો છે, કેમકે કોઇની પ્રેરણા વિનાજ તિર્યક્ અને અનિયમિત દિશાએ ગતિ કરી શકે છે, માટે ગાય ઘોડા ઇત્યાદિની પેઠે તિર્યક્જ ગમન છે એવો નિયમ હોવાથી, અનિયમિત એ વિશેષણ ઉમેરવામા આવ્યુ છે જેથી પરમાણુમા હેતુનો વ્યભિચાર નહિ થાય,

કેમકે તેતો નિયમિત ગતિવાળાં છે: "જીવપુદ્ગલ એઓની અનુશ્રેણિ" એવું વચન છે. એ પ્રકારે વાયુ અશસ્ત્રોપહતચેતનાવાન્ જાણવો.

બકુલ અશોક ચંપક આદિ અનેકવિધ વનસ્પતિનાં આવાં શરીર જીવવ્યાપાર વિના મનુષ્યશરીરના જેવા ધર્મવાળાં હોઇ શકે નહિ. જુઓ. જે પ્રકારે, પુરુષશરીર બાલકુમારવૃદ્ધ આદિ-દશાપરિણામ ભોગવતું હોવાથી ચેતનાવાન્ અધિષ્ઠાતાવાળું સ્પષ્ટ ચેતનાવાળું જણાયછે, તેજ પ્રકારે વનસ્પતિશરીરને પણ તેવું જાણવું. કેમકે કેતકતરુબાલ જન્મ્યું, યુવા થયું, વૃદ્ધ થયું, એમ અનુભવ થાયછે; અને એમ વનસ્પતિશરીર પુરુષશરીરતુલ્ય છે એમ સમજાયછે, માટે તે ચેતનાવાળું પણ છેજ. વળી બાલકુમાર-વૃદ્ધાદિ અવસ્થા વિશેષથકી મનુષ્યશરીર જેમ ક્રમે ક્રમે વૃદ્ધિ પામતું જણાયછે તેજ પ્રકારે વનસ્પતિશરીરપણ અંકુર, કિસલય, શાખા, પ્રશાખા, આદિ અવસ્થાવિશેષથકી વૃદ્ધિ પામેછે તેમજ વળી મનુષ્યશરીર જેમ જ્ઞાનવાન્ છે તેમ વનસ્પતિશરીર પણ તેવું છે, કેમકે શમી, અગસ્ત્ય, આમલકી, કંડિ, આદિ અનેકને નિદ્રા અને પ્રબોધ હોયછે તેથી જ્ઞાનવત્ત્વ ઘટેછે. તેમજ મૂલમાં દાટેલા દ્રવ્ય રાશિને વૃક્ષ પોતાનાં મૂલાડીઆથી વીંટીલેછે; વડ, પીપળા, લીંબડા વગેરેને વર્ષાઋતુના મેઘનાદ તથા શિશિર વાયુથી અંકુર ફૂટેછે; અશોકતરુને નૂપુર ધારણ કરેલા એવા સુકુમારકામિનીચરણનો પ્રહાર થતાં પલ્લવ કુસુમાદિ આવેછે; કુરણ્ટકને યુવતીના આલિંગનથી તેમ થાયછે; બકુલને સુગન્ધીદારૂનો કોગળો રેડ્યાથી તેમ થાયછે; ચંપકને સુરભિ અને નિર્મલ એવા જલના સિંચનથી તેમ થાયછે; તિલકને કટાક્ષે જોવાથી તેમ થાયછે, શિરીષને પંચમસ્વર સંભળા-વ્યાથી પુષ્પ આવેછે, પદ્માદિ પ્રભાતે વિકસેછે, ઘોષાતકી આદિ સં-ધ્યાકાલે ખીલેછે, ને પોયણી વગેરે ચંદ્રોદયમાં પ્રફુલ્લ થાયછે; મેઘવૃ-ષ્ટિ થતાંજ ઘાસ ઉગી નીકળેછે; વેલીઓ યોગ્ય આશ્રયને શોધીને ઉપર ચઢેછે; લાજાલુ વગેરે હાથ અડકાડતા મીંચાઇ જાયછે, એમ વનસ્પતિમાત્રને પોતપોતાની વિશિષ્ટક્રિયા સ્ફુટ જણાયછે; અથવા વનસ્પતિમાત્ર પોતપોતાની ઋતુએજ ફૂલ આપેછે. આ બધી જે

क्रिया कही ते तमाम तरुआदिमा ज्ञान न होय तो संभवे नहि, माटे वनस्पतिने चेतना छे ए सिध्ध थयु वळी मनुष्यादि शरीर जेम हस्तादिनो छेद थता सूकायछे, तेम तरुशरीर पण फूल पल्लव सुकुलादि छिन्न थता सूकावा मांडेछे एवो जे धर्म ते अचेतनने घटे नहि वळी मनुष्यशरीर जेम स्तनपान व्यंजनौदनादि आहार लेवाथी आहारनु बनेलुछे तेम वनस्पतिशरीर पण पृथ्वीजलादि आहार लेवाथी आहारनु बनेछे ने आरीते आहार लेवो ते अचेतनने बनतु नथी, माटे वनस्पतिशरीर सचेतन छे वळी जेम मनुष्यशरीर नियतायुष्यवाळु छे तेम वनस्पतिशरीर पण नियतायुष्वाळु छे, ने तेनु बहुमा बहु आयुष् दशहजार जेटलु छे तेमज मनुष्यशरीर इष्टानिष्ट आहारथी जेम वृध्धि हानिवाळु जणायछे तेम वनस्पति शरीर पण जणायछे वळी मनुष्यशरीरने नाना प्रकारना रोगथी जेम पांडुत्व, उदरवृद्धि शोफ, कृशत्व, अंगुलीनासिकादिनु नमी जवु, गळीजवु, आदि जणाय छे, तेम वनस्पतिशरीरने पण रोगथकी पुष्प फूल पत्रत्वचादि बदलाइ जाय छे, के जता रहे छे जेम मनुष्यशरीरने औषधप्रयोगथी वृध्धि हानि के भांग्यातूट्याटूट्यानु मटी जवापणु थाय छे, तेज प्रकारे वनस्पतिशरीरने पण थाय छे मनुष्यशरीरने जेम रसायनस्नेहादि उपयोगथी विशिष्ट कांति, रस, बल, आदि प्राप्त थाय छे, तेम वनस्पतिने पण विशिष्टेष्ट नभोजलादिसिंचनथी विशिष्ट रसवीर्यस्निग्धतादि थइ आवे छे जेम स्त्रीशरीरने दोहदादि पूर्ण करवा पछी पुत्रादि प्रसव थाय छे, तेम वनस्पतिशरीरने पण दोहद पूर्ण कर्या पछी फूल पुष्पादि जणाय छे त्यारे हवे वनस्पतिनु सचेतनत्व साधवानो प्रयोग आ प्रमाणे वनस्पतिओ सचेतन छे आ प्रतिज्ञा सिद्ध करवाने अनेक हेतु आपी शकाय ( १ ) बालकुमारवृद्धावस्था जणाय छे तेथी ( २ ) नियतवृद्धि थाय छे तेथी ( ३ ) निद्राप्रबोधस्पर्शादिथी प्रफुल्लता संकोचादि अनेक क्रियानी ते आश्रयभुत छे तेथी (४) अवयवादि छेद थतां करमाय छे तेथी ( ५ ) नियतप्रदेशथकी आहार लेछे माटे ( ६ ) इष्टानिष्टाहारनिमित्त वृध्धि हानि थाय छे अने आयुष्नी सीमा छे तेथी ( ७ ) रोग संभवे छे तेथी

( ૮ ) ઐાષધ પ્રયોગથી સારૂં થવાનો સંભવ જણાય છે તેથી ( ૯ ) અમુક પ્રયોગાનુસાર રસવીર્ય સ્નિગ્ધત્વાદિ જણાય છે તેથી. ( ૧૦ ) દોહદ પૂર્ણ કર્યાથી ફલ જણાય છે તેથી. એ આદિ હેતુ લેતાં પ્રત્યેકને સ્ત્રીપુરુષશરીરાદિ ઉદાહરણ પણ સુલભ છે. અથવા આવા જૂદા જૂદા હેતુ ન લેતાં એકજ પ્રયોગ કરવો હોય તો તે પણ થાય. વનસ્પતિ સચેતન છે, કેમકે તેને જન્મજરામરણરોગાદિ સમસ્ત ક્રિયાનો સંભવ છે. અત્ર જન્માદિ સમસ્તને હેતુપક્ષે લીધાં છે, એટલે "દહી થયુ" એવાં જે વાક્યોમાં તે જન્મ્યું એમજ અર્થ છે ત્યાં દહી આદિ અચેતનમાં હેતુનો વ્યભિચાર આવવાનો સંભવ થાય તે આવશે નહિ. આ પ્રકારે પૃથ્વી જલ તેજવાયુ વનસ્પતિ એમનું સચેતનત્વ સિદ્ધ થયું. અથવા તે સર્વને સજીવત્વની સિદ્ધિ આપ્તવચનથી પણ થાય છે.

હવે બે ઇંદ્રિયવાળાં કૃમિ પિપીલિકા ભ્રમર મનુષ્ય જલચર સ્થલચર ખચર પશુ આદિના સજીવત્વની બાબતમાં તો કોઇને શક હોઇ શકે નહિજ. છતાં તે બાબતમાં પણ જેને શંકા હોય તેમને આ પ્રમાણે કહેવાનું છે. આત્મા ઇંદ્રિયથી જુદો છે કેમકે ઇંદ્રિયનો ઉપરમ થતાં પણ ઇંદ્રિયથી ઉપલબ્ધઅર્થની સ્મૃતિ પામે છે. કોઇથી ઉપલબ્ધઅર્થની તેનો ઉપરમ થતાં પણ જેને સ્મૃતિ થઇશકે તે તે અર્થને ઉપલબ્ધ કરનાર કરતાં જુદો હોવો જોઇએ, જેમકે દેવદત્ત જે બારીએથી દીઠેલા પદાર્થને બારી ન હોય ત્યારે પણ સંભારી શકેછે. આત્મા પણ તેજ પ્રકારે બધિરત્વાદિસમયે પણ ઇંદ્રિયોપલબ્ધઅર્થને સંભારી શકેછે માટે તે આત્માઇંદ્રિયથકી જુદો છે. અથવા આત્માઇંદ્રિયથકી જુદો છે, કેમકે ઇંદ્રિયની પ્રવૃત્તિ છતાં, પણ કદાચિત્ તે આત્માની અવસ્થા અનુકૂલ ન હોય તો, અર્થોપલબ્ધિ થતી નથી. પ્રયોગ આ પ્રમાણે. આત્મા ઇંદ્રિયથી જુદો છે, કેમકે ઇંદ્રિયવ્યાપાર છતાં પણ અર્થોપલબ્ધિ થતી નથી. વ્યાપાર છતાં પણ તે વ્યાપાર કરનારને ઉપલભ્ય એવા પદાર્થની જેને ઉપલબ્ધિ થતી નથી તે તે વ્યાપાર કર્તાથી જુદો છે, જેમકે દેવદત્ત જે પોતાનું ચિત્ત અન્યસ્થાને હોવાથી બારી ઉઘાડી છતાં પણ પદાર્થને જોઇ

શક્તો નથી અથવા આ પ્રમાણે પણ અનુમાન થાય જીવ ઇંદ્રિય થકી ભિન્ન છે, કેમકે અન્યને ઉપલબ્ધિ થાયછે ને વિકારગ્રહણ અન્યને થાયછે જ્યા અન્યથી ઉપલબ્ધિ પામી અન્યથી વિકારગ્રહણ થાય ત્યા વિકારગ્રહણ કરનાર ઉપલબ્ધિપામનારથી ભિન્ન હોવો જોઇએ જેમકે દેવદત્ત, જે ઘ ની ઉપરના પૂર્વ બારીઓથી કોઇ સુંદર સ્ત્રીને જુએછે, ને તે બીજી બારીઓથી અંદર આવે ત્યારે તેના સ્તનાદિને સ્પર્શવારૂપવિકાર અનુભવેછે આત્મા પણ તેજ પ્રમાણે કોઇને આમલી ખાતા આંખે જુએછે, અને લાળ વગેરે વિકાર જિ-હ્વા એ અનુભવેછે, માટે તે ભિન્ન છે વળી આત્મા ઇંદ્રિયથકી ભિન્ન છે કેમકે અન્યથી ઉપલબ્ધિ પામી અન્યથી ગ્રહણ કરેછે અત્ર જે, ઘટાદિકને અન્યથી ઉપલબ્ધ કરી અન્યથી ગૃહેછે તે તેમનાથી ભિન્ન છે, જેમકે પૂર્વ વાતાયનથી ઘટની ઉપલબ્ધિ જાણી અપર-વાતાયનથી તે ઘટનુ ગ્રહણ કરનાર દેવદત્ત તે ઉભયવાતાયનથી ભિન્ન છે જીવ પણ ચક્ષુરાદિથી ઉપલબ્ધ એવા ઘટને હસ્તાદિથી ગૃહે છે માટે ચક્ષુહસ્તાદિથી જીવ ભિન્ન છે એ પ્રમાણે આ વિષયમા અનેક અનુમાન અને અનેક યુક્તિઓ છે જે વિશેષાવશ્યકટીકાદિથી પોતાની મેળે જોઇ લેવા એમ પ્રથમ વિસ્તારથકી જીવતત્વનો વિવેક કહ્યો

હવે અજીવતત્વની વ્યાખ્યા કરવા માટે મૂલમા કહ્યુ છે "એ થકી વિપરીત ધર્મવાળો' તે અજીવ જીવ કરતાં જેના વિશેષણ વિપરીત છે તે અજીવ અજ્ઞાનાદિ ધર્મવાળો, સ્પર્શાદિ ધર્મવાળો, સ્પરસગંધસ્પર્શાદિથી ભિન્નાભિન્ન, નરામરાદિભવાંતરમાં ન જનારો, જ્ઞાનાવરણાદિ કર્મનો અકર્તા, તેમના ફલનો અભોક્તા, અને જડસ્વરૂપ, તે અજીવ એમ જાણવો તે ધર્મ, અધર્મ, પુદ્ગલ, આકાશ, કાલ, એ પ્રમાણે પંચવિધ છે તેમા ધર્મ લોકવ્યાપ્ત, નિત્ય અવસ્થિત, અરૂપી, દ્રવ્ય, અસ્તિકાય, અસંખ્ય પ્રદેશ ગત્યુપગ્રહકારી, છે નિત્ય એમ કહેવાથી સ્વભાવથી અપ્રચ્યુત એમ કહેવાનુ તાત્પર્ય છે અવસ્થિત કહેવાથી અન્યૂનાધિક બતાવ્યોછે, અન્યૂનાધિક એટલે અનાદિ અને અનિધન તેવા સ્વરૂપવાળો અરૂપી કહેવાથી અમૂર્ત

એમ કહ્યો, ને જે અરૂપી તે રૂપરસગંધસ્પર્શપરિણામથી બાહ્ય છે એમ તાત્પર્ય છે. મૂર્તત્વ અને સ્પર્શાદિ તેમનો કદાપિ પણ વ્યભિચાર સંભવેછે એમ માનવું નહિ કેમકે તેમનું અત્યંત સાહચર્ય છે. જ્યાં રૂપપરિણામ હોય ત્યાંજ સ્પર્શરસગંધ પણ હોય, માટેજ એ ચારે સહકારી છે, ને છેક પરમાણુ સુધીમાં પણ એજ પ્રકારે છે. દ્રવ્ય એમ કહેવાથી ગુણપર્યાયવાળો એમ કહ્યુંછે એમ સમજવુ, કેમકે 'ગુણપર્યાયવાન્ તે દ્રવ્ય' એવું વચન છે. અસ્તિકાય તેમાં અસ્તિ એટલે પ્રદેશ, પ્રકૃષ્ટદેશ, અર્થાત્ નિર્વિભાગખંડ, તેનો કાય, સમુદાય, તે અસ્તિકાય. લોકવ્યાપિ અને અસંખ્યપ્રદેશ એ બે શબ્દથી લોકાકાશપ્રમાણપ્રદેશવ્યાપિ સમજવો, તેમજ તેમાંથી ગતિપરિણામ પામેલા જીવપુદ્ગલનો ઉપકાર કરનાર એટલે અપેક્ષાકારણ જાણવો. કારણ ત્રણ પ્રકારનું છે: ઘટનું મૃત્તિકા તે પરિણામીકારણ. દંડાદિ નિમિત્તકારણ, અને કુંભકાર નિર્વર્તકકારણ. કહ્યું છે કે નિર્વર્તક, નિમિત્ત, અને પરિણામી એમ કારણ ત્રણ પ્રકારનુ છે, જેમકે કુંભનાં કુંભકાર, દંડાદિ, અને મૃત્તિકા, એ અનુક્રમે ત્રણ છે. નિમિત્તકારણ પણ બે પ્રકારે છે: નિમિત્તકારણ અને અપેક્ષાકારણ. જ્યાં દંડાદિને પ્રયોગાર્થક અને વૈશ્રસિકી માત્રજ ક્રિયા હોય ત્યાં તે નિમિત્તકારણ છતાં પણ વિશેષાર્થે અપેક્ષાકારણ કહેવાય ધર્માદિદ્રવ્યગત જે ક્રિયા પરિણામ તેની અપેક્ષા કરનાર જીવાદિને ગત્યાદિ ક્રિયા પરિણામની પુષ્ટિ કરે છે માટે ધર્મ અપેક્ષાકારણ કહેવાય છે. એ પ્રમાણે અધર્મ પણ લોકવ્યાપિ વગેરે વિશેષણ યુક્ત, ધર્મની પેઠે સમજી લેવો, પણ સ્થિતિને ઉપકારકારક, ન માનવો; અને સ્વત: સ્થિતિ પરિણામ પામેલા જીવપુદ્ગલની સ્થિતિની બાબતમાં અપેક્ષાકારણ, એમ સમજવો. હવે આકાશ. આકાશ પણ લોકાલોકવ્યાપક, અનંતપ્રદેશવાળું, નિત્ય, અવસ્થિત, અરૂપી, દ્રવ્ય, અસ્તિકાય, અને અવગાહોપકારક, જાણવુ; પણ માત્ર લોકાલોકવ્યાપક એટલું નહિ. જે આચાર્યો કાલને દ્રવ્ય માનતા નથી, પણ ધર્માદિ દ્રવ્યનો પર્યાય માત્રજ તેને માને છે, તે ધર્મ, અધર્મ આકાશ, પુદ્ગલ, અને જીવ,

એ પચ અસ્તિકાયાત્મક લોક માને છે, અને જે કાલને દ્રવ્ય મા ે છે તે ૭ અસ્તિમયાત્મકલોક માને છે, આ ધર્માદિ પાચ તથા છઠ્ઠો કાલ એમ ૭ ણુછે આકાશ દ્રવ્ય એકજ છે જ્યા તે અલોક, એવા લોકા લોકમા તે વ્યાપક છે, અને અવગાહોપકારક છે એટલે સ્વત અવગા હ કરનારા દ્રવ્યને અવગાહ આપનાર છે, પણ અવગાહ કરનારને પુદ્ગલાદિ બલથકી અવગાહ પમાડે છે એમ નહિ માટે મકરાદિને જેમ જલ તેમ, આકાશ નિમિત્તકારણ છે અલોકાકાશ અવગાહોપકારક શી રીતે થાય ? કેમકે તેતો અનવગાહ્ય છે એમ શકા કરો તો કહીએ છીએ કે તે પણ અવકાશ આપેછે, અને વ્યાપાર પામેછે, પણ તે ક્યારે ? કે જ્યારે ગતિસ્થિતિના કારણરૂપ ધર્મ અધર્મ એ અસ્તિકાય ત્યા હોય ત્યારેજ પણ તે તો ત્યા વિદ્યમાન છે નહિ, એટલે તેમના અભા વે, વિદ્યમાન એવો પણ અવગાહનગુણ અલોકાકાશમા વ્યકત થતો નથી હવે કાલ કાલ તે અર્ધતૃતીયદ્વીપાતર્વર્તો પરમસૂક્ષ્મનિર્વિભાગ સમય તે અસ્તિકાય કહેવાતો નથી, કેમકે એક સમયરૂપ એવો જેતે તેને પ્રદેશ હોઇ શકતો નથી માટે મનુષ્યલોક વ્યા- પ્ત કાલ તે એક સમય છે, ને એક છે માટેજ અસ્તિકાય થતો નથી, તે તો સમુદાય છે કાલ ી અભિવ્યક્તિ સૂર્યાદિગ્રહનક્ષત્રની ઉદયાસ્ત ક્રિયાથી થાયછે કોઇના મતમા તે દ્રવ્ય કહેવાતો નથી, પણ તે એક સમયરૂપ કાલ દ્રવ્યના પર્યાયરૂપે ગણાયછે ઉભયાત્મા પણ, દ્રવ્યાર્થરૂપે પ્રતિપર્યાયે ઉત્પાદવ્યયધર્મવાળો છતા, તે સ્વરૂપા નન્યભૂતક્રમ અને અક્રમથકી અનાદ્યપર્યવસાયનતાસ ખ્યપરિણામ વાળો છે, ને તેટલા માટેજ સ્વપર્યાયમવાહવ્યાપીદ્રવ્યાત્મ હોવાથી નિત્ય કહેવાયછે, કેમકે ભૂતભવિષ્ય વર્તમાન ત્રણે અવસ્થામા કાલ કાલ એમ એકાકાર અનુભ થાયછે જેમ એકજ પરમાણુ પર્યાય- થકી અનિત્ય છે છતા દ્ર યત્વથકી સદા સદ્રૂપ છે ને કદાપિ અસત થતો નથી તેજ પ્રકારે એક સમયનુ પણ સમજવુ કાલ નિ ર્તિકકારણ નથી, તેમ પરિણામી કારણ પણ નથી, પણ સ્વત સ ભવતા ભાવોએ અમુક કાલેજ થવુ અન્ય કાલે નહિ એમ ોવાથી તે અપેક્ષાકારણ ગણાય વર્તમાનાદિ તે કાલકૃત વસ્તૂપકાર જાણવા, અથવા વતમાનાદિ

ઉપકાર તે કાલનાં લિંગ જાણવાં. તેથીજ તે વિષે કહ્યુંછે: વર્તના પરિણામ, ક્રિયાપરત્વ અપરત્વ, તેમાં પદાર્થો સ્વતઃજ વર્તેછે, ને તેમ તેઓ વર્તે તેની પ્રયોજિકાકાલાશ્રિતવૃત્તિ, અર્થાત્ પ્રથમ સમાશ્રયાસ્થિતિ, છે. પરિણામ એટલે દ્રવ્યને પોતાની જાતિનો ત્યાગ કર્યા વિના પરિસ્પંદેતરપ્રયોગજન્ય પર્યાયસ્વરૂપ. તે આ પ્રમાણે. વૃક્ષની અંકુર મૂલાદિઅવસ્થા તે પરિણામ. અંકુર હતો, હવે સ્કંધવાળો થયો, હવે પુષ્પવાળો થશે, ઇત્યાદિ પુરુષને બાલકુમારાદિ અવસ્થા તે પરિણામ. એમ અન્યત્ર પણ જાણવું. પરિણામ બે પ્રકારનો છે. અનાદિ તે અમૂર્ત એવા ધર્માદિમાં, અને મૂર્તમાં તો સાદિ, જેમ અભ્ર, ઇંદ્રધનુષ્ આદિમાં, કે સ્તંભકુંભ કમલાદિમાં. ઋતુવિભાગથી કે વેલાવિભાગથી જે પરિણામ થાયછે તે તુલ્યજાતિનાં વનસ્પત્યાદિમાં એકીજ વખતે પણ વિચિત્ર થાયછે. પ્રયોગ અને વિસ્રસથકી જીવનો પરિણમનવ્યાપાર તે કરણ અર્થાત્ ક્રિયા તેનો અનુગ્રાહક કાલ છે. તે આ પ્રમાણે. ઘટ નષ્ટ થયો, સૂર્યને હું દેખુંછું, વૃષ્ટિ થશે, એ આદિ ભૂતાદિ વ્યપદેશ પરસ્પર અસંબદ્ધ થતાં જેની અપેક્ષાથી પ્રવર્તેછે તેજ કાલ. આ મહોટું આ નાનું એમ જે કહેવાયછે તેનું પણ નિમિત્ત કાલ છે. એ પ્રમાણે વર્તનાદિને ઉપકાર કરવાથી કરીને જેનું અનુમાન થઇ શકેછે તેવું દ્રવ્ય કાલ છે. માનુષક્ષેત્રમાંજ તે છે, તેની બહાર કાલદ્રવ્ય છે નહિ. ત્યાં તો ભાવમાત્ર સદ્રૂપ છે ને સ્વતઃજ ઉતપત્તિ પામેછે, ને આકાશમાં સ્થિતિ ગ્રહેછે. ભાવોનુ અસ્તિત્વ તે સ્વતઃજ જાણવું, કાલાપેક્ષ નહિ. તેમનામાંની, પ્રાણાપાન, નિમેષોન્મેષ, આયુઃપ્રમાણ એ આદિવૃત્તિઓ કાલની અપેક્ષાવાળી નથી, કેમકે સમાન જાતિવાળી સર્વે એકી વખતે થતી નથી. સમાનજાતિવાળા જે અર્થ તે કાલની અપેક્ષાથકી તો એકજકાલે થવા જોઇએ, પણ જે વિજાતીય હોય તેજ તેમ થાય નહિ. પ્રાણાદિ વૃત્તિઓ છે તે પ્રાણાદિ જેમને છે તેમનામાં એકી વખતે થતી નથી, કે વિરમતી નથી. માટે તે કાલની અપેક્ષાવાળી નથી. પરત્વાપરત્વ પણ ચિર અચિર એવી સ્થિતિની અપેક્ષાવાળાં નથી. સ્થિતિને અસ્તિત્વની અપેક્ષા છે, ને અસ્તિત્વતો સ્વતઃ છે. જે લોક કાલને દ્રવ્ય માનતા નથી તેમના મત પ્રમાણે સર્વે દ્રવ્યનાં

વર્તનાદિ પર્યાય રૂપેજ છે, અને કોઇ કાલ એનો પદાર્થ તેમનુ અપે ક્ષાકારણ નથી હવે પુદ્ગલ સ્પર્શ રસ ગંધ વર્ણ એ જેને છે તે પુદ્ગલ એમા "સ્પર્શ" એ શબ્દનુ ગ્રહણ કર્યુ તે સ્પર્શ હોય ત્યા રસાદિ પણ હોય એવુ જ્ઞાપન કરવામાટે છે માટે અબાદિ તે ચતુર્ગુણ છે કેમકે તેમને સ્પર્શ છે, માટે પૃથ્વીની પેઠે તેમજ મન પણ સ્પર્શાદિમાન્ જાણવુ, કેમકે તે અસર્વગત દ્રવ્ય છે, માટે પૃથ્વીના પરમાણુની પેઠે ઉકત જે સ્પર્શાદિ તેમા સ્પર્શ મૃદુકઠિન, ગુરુલઘુ શીતઉષ્ણ, સ્નિગ્ધરૂક્ષ, એ પ્રકારે હોયછે એમાથી વળી સ્નિગ્ધરૂક્ષ, શીતઉષ્ણ એ ચારજ પરમાણુમા સભવેછે બીજા નહિ, પણ સ્કધમા તો ચારે યથા સભવ માનવા રસ છે તે તિક્ત, કટુ, કષાય, અમ્લ, મધુર એ પ્રકારે છે લવણનો મધુરમા અતર્ભાવ છે એમ કેટલાક માનેછે, ને કેટલાક કહેછે કે સમર્ગજન્ય છે ગંધ બે પ્રકારનો છે સુરભિ અને અસુરભિ વર્ણ તે કૃષ્ણાદિ એ પ્રકારના સ્પર્શરસાદિ જેને છે તે પુદ્ગલ પુદ્ગલ ને કેવલ સ્પર્શાદિજ ધર્મ છે એમ નથી પણ શબ્દાદિ પણ છે તે હવે બતાવીએ છીએ પુદ્ગલો શબ્દ, બધ, સૌક્ષ્મ્ય, સ્થૌલ્ય, સસ્થાન, ભેદ, તમસ, છાયા, આતપ, ઉદ્યોત, એ સર્વેવાળા છે સર્વેવાળા એમા "વાળા" એ પ્રત્યય પુદ્ગલપરિણામનો આવિષ્કાર કરનાર છે ને નિત્યયોગાર્થે વિહિત છે એની વ્યાખ્યા શબ્દ એટલે ધ્વનિ બધ એટલે પરસ્પરાશ્લેષરૂપો, પ્રયોગવિસ્રસાદિજનિત, ઔદારિકાદિ શરીરજતુકાષ્ઠાદિ શ્લેષ જેવો અથવા પરમાણુસયોગ થી થાયછે તેવો સૌક્ષ્મ્ય એટલે સૂક્ષ્મતા સ્થૌલ્ય તે સ્થૂલતા સસ્થાન એટલે આકૃતિ ભેદ એટલે કટકા થવાપણુ તમસ છાયાઆદિ તો પ્રસિદ્ધજ છે સ્પર્શાદિ તથા આ શબ્દાદિ તે પુદ્ગલમાત્ર હોય છે પુદ્ગલ બે પ્રકારના છે, પરમાણુ અને સ્કધ પરમાણુનુ લક્ષણ આ પ્રમાણે પરમાણુ સૂક્ષ્મ અને નિત્ય, એક રસ વર્ણ ગંધવાળો, બે સ્પર્શવાળો, અને કાર્યલિંગ છે અને તેજ અત્યકારણ છે એના અર્થ જેટલા જેટલા કોઇપણ પદાર્થના વિભાગ થઇ શકે, તે વિભાગ માત્રમા વિદ્યમાન હોવાથી, અને તે વિભાગ એથી પાર ન જઇ શકતો હોવાથી, પરમાણુ એજ સર્વનુ અત્ય એટલે છેવટમાં છેલુ

વસ્તુની સૂક્ષ્મતાથી, ( ૬ ) આવરણને લીધે, ( ૭ ) અભિભવથકી કે ( ૮ ) સમાનાભિહારથી, થાયછે ( ૧ ) વસ્તુ અતિ દૂર હોવાથી અનુપલબ્ધિ તે ત્રણ પ્રકારે દેશ, કાલ, સ્વભાવને લીધે દેશને લીધે એવી કે કોઇ દેવદત્ત પરગામ ગયો હોવાથી જણાતો નથી પણ તે કાંઇ અસત્ છે એમ નથી માત્ર દૂરત્વને લીધે જણાતો નથી, એજ રીતે સમુદ્રને સામોપાર તેમ મેરુ આદિ તે પણ હયાત છતા જણાતા નથી કાલથકી અનુપલબ્ધિ તે એવી કે પોતાનાજ થઈ ગયેલા પૂર્વજાદિ અથવા ભવિષ્યના થનારા પદ્મનાભાદિ જિનેશ્વર તેમની અનુપલબ્ધિ છતા તે સર્વ નહતા કે નથી એમ કહેવાશે નહિ તેજ રીતે સ્વભાવથી અનુપલબ્ધિ તે આકાશ, જીવ, પિશાચાદિની જાણવી, છતાં તે સર્વ નથી એમ નથી ( ૨ ) અતિ સામીપ્યથી અનુપલબ્ધિ તે જેવી કે નેત્રમા ઘાલેલા કાજળની, છતા કાજળ નથી એમ નથી, પણ અતિ સામીપ્યને લીધે જણાતુ નથી ( ૩ ) ઇંદ્રિયઘાતથકી તે અંધ બધિરાદિને તે તે ઇંદ્રિયના વિષયની ( ૪ ) મનની અનવસ્થાથી અનુપલબ્ધિ જુઓ કહ્યુ છે કોઇ બાણ તાકીને બેઠો છે તે રાજાને સપરિચ્છદ આવતો પણ દેખતો નથી પણ રાજા કાંઇ નથી આવ્યો એમ નથી અથવા જે નષ્ટચેતા છે તેમને વિદ્યમાન એવા પણ ભાવની ઉપલબ્ધિ થતી નથી ( ૫ ) સૂક્ષ્મતાને લીધે અનુપલબ્ધિ તે જાળીયામા થઇને જતા ધૂમની ઉષ્ણતા, કે નીહારાદિની અનુપલબ્ધિ એમ છતાં પણ અનુપલબ્ધ તે નથી એમ નથી ( ૬ ) આવરણ તે ભીત વગેરે વ્યવધાન તેને લીધે અનુપલબ્ધિ અથવા જ્ઞાનાવરણને લીધે અનુપલબ્ધિ ભીતની બીજી તરફની વસ્તુ જણાતી નથી, તેમ પોતાનાજ કાન, ખભા, વાંસો, વગેરે જણાતાં નથી માટે તે બધા કાંઇ નથી એમ નથી, માત્ર વ્યવધાનને લીધે નથી જણાતા જ્ઞાનાવરણથી અનુપલબ્ધિ તે એવી કે મતિની મંદતાને લીધે બુદ્ધિમાનોને પણ કઈ શાસ્ત્રની આંટી સમજાતી નથી અથવા વિદ્યમાનની પણ નિસ્મૃતિને લીધે અનુપલબ્ધિ અથવા મોહને લીધે, વિદ્યમાન એવા પણ જીવા જીવાદિ તત્વોની અનુપલબ્ધિ ( ૭ ) અભિભવને લીધે અનુપલ

બ્ધિ તે એવી કે જેવી સૂર્યાદિતેજથી અભિભૂતગ્રહનક્ષત્રાદિની અનુપલબ્ધિ. છતાં તે કાંઇ નથી એમ નથી, પણ અભિભૂત હોવાથી જણાતાં નથી. એજ પ્રમાણે અંધકારમાં પણ ઘટાદિની ઉપલબ્ધિ થતી નથી. (૮) સમાનાભિહારથકી આ પ્રમાણે. મગના ઢગલામાં નાખેલી મગની મૂઠી કે તલના ઢગલામાં નાખેલી તલની મૂઠી પાછી જડતી નથી કે જાણાતી નથી તે સમાનાભિહારને લીધે. છતાં તે નથી એમ કહેવાશે નહિ. જલમાં નાખેલા લવણાદિનું પણ એમજ જાણવું. સાંખ્યસપ્તતિમાં પણ આ આઠ પ્રકારેજ અનુપલબ્ધિ બતાવી છે. આ રીતે વિચાર કરતાં ધર્માસ્તિકાયાદિ વિધમાન છતાં પણ સ્વભાવથીજ દૂર હોવાથી જણાતા નથી. અહીં વળી કોઇ શંકા કરે કે દેશાંતર ગયેલા દેવદત્તાદિનું ઉદાહરણ દૂર હોવાને લીધે અનુપલબ્ધિ થવાની બાબતમાં આપ્યું છે, તો તે દેવદત્ત આપણને અપ્રત્યક્ષ છતાં દેશાંતરગતલોકને તો પ્રત્યક્ષ છે, એ પ્રમાણે ધર્માસ્તિકાયાદિનું પણ હોવું જોઇએ, જે કદાપિ કોઇને થતું નથી, ત્યારે તેમનું અસ્તિત્વ શીરીતે માની શકાય ? એ શંકાનુ સમાધાન કે જેમ દેવદત્તાદિ કોઇકને પણ પ્રત્યક્ષ હોવાથી અસ્તિત્વવાળા મનાય છે તેમ ધર્માસ્તિકાયાદિ પણ કેવલીને પ્રત્યક્ષ છે એટલે અસ્તિત્વવાળા શામાટે ન માનવા ? અથવા જેમ પરમાણુ અપ્રત્યક્ષ છતાં પણ પોતાના કાર્યથી અનુમેય છે, તેમ ધર્માસ્તિકાયાદિ પણ સ્વકાર્યાનુમેય કાં ન હોય ? ધર્માસ્તિકાયાદિનાં કાર્ય આ પ્રમાણે. ગત્યુપગ્રહકાર્યથી ધર્મ અનુમેય છે, સ્થિત્યુપગ્રહકાર્યથી અધર્મ, અવગાહોપકારથી આકાશ, અને વર્તનાદિ ઉપકારકાર્યથી કાલ અનુમેય છે, અને પુદ્ગલ પ્રત્યક્ષ અને અનુમાનથી સમજાય તેમ છે. આકાશાદિ સ્વકાર્યાનુમેય હો, પણ ધર્મ અધર્મ શીરીતે તેમ સમજાય એમ શંકા કરો તો સાંભળો ધર્મ ને અધર્મ તે, સ્વતઃગતિસ્થિતિપરિણામ પામેલાં દ્રવ્યને ઉપકાર કરેછે, કેમકે અપેક્ષાકારણ છે, માટે આકાશ કાલાદિની પેઠે. તેનો જે ઉપકાર તે નિર્વર્તકકારણરૂપે છે, એમ ન જાણવું, કેમકે નિર્વર્તકકારણ તો ગતિસ્થિતિક્રિયાવિષ્ટજીવદ્રવ્ય અને પુદ્ગલદ્રવ્ય તે છે. ધર્મ અને અધર્મ તો ગતિસ્થિતિક્રિયા-

વિષ્ટદ્રવ્યને ઉપકાર કરનારા છે, કાંઇ બલથકી ગતિસ્થિતિના નિર્વતક નથી જેમ નદી તળાવ સમુદ્ર આદિમા જલ વેગે વહેતુ ન હોય તેવામાં મત્સ્યને પોતાની મેળે ગતિ કરવાની ઇચ્છા થતાં જલ તેને ઉપકારક થઇ પડેછે, ને નિમિત્તરૂપે ઉપકાર કરે છે તેમ અહીંપણ સમજવુ અથવા પરિણામકારણરૂપ માટીથકી ઘાટ બનાવવા ઇચ્છના કુંભકારને દંડાદિ કામ આવેછે તેમ જાણવુ અથવા આકાશમા ઉડતા પક્ષીને આકાશ જેમ અપેક્ષાકારણ છે તેમ સમજવું જલ છે તે ઉક્ત મત્સ્યની ગતિનુ કારણ થઇ મત્સ્યને બલાત્ગતિમાન્ કરતુ નથી પૃથ્વી છે તે સ્વયમેવસ્થિતિ પામનારને સ્થાનભાવ થાય છે, પણ જેને સ્થિતિ પામવાની મરજી ન હોય તેને કાંઇ બળે કરીને ઉભુ રાખતી નથી આકાશ પણ જે અવગાહ ઇચ્છેછે તેવાને અવગાહમતિ હેતુ થઇ શકે છે, પણ અવગાહ ન ઇચ્છનારને અવગાહ પમાડતુ નથી પોતાનાજ બલથી કૃષિનો આરંભ કર્ના ખેડુતોને મેઘજલ અપેક્ષાકારણ થાયછે, પણ તેમ ન કરનારને ઉપયોગી થતુ નથી વર્ષાઋતુમા નવજલધરધ્વનિના નિમિત્તથી ઉપાધીયમાન છે ગર્ભ જેને એવી બલાકા સ્વત જ પ્રસૂતિ પામેછે, ને તે પોતે જો ન પ્રસૂતિ કરતી હોય તો નવજલધરધ્વનિ તેમને બલથી પ્રસૂતિ કરાવી શક્તો નથી નિદ્રાથી જાગીને પુરુષ, જાગવાના નિમિત્ત રૂપ શય્યાદિથી વિરતિ પામતો જણાય છે, પણ વિરતિ પામવાની સ્વત ઇચ્છા ન હોય તો તેને પ્રબોધ બળેકરીને તેની વિરતિ મેરી શકતો નથી અવગાહલક્ષણ આકાશને ગત્યુપકારઉપપન્ન નથી, ત્યારે શુ ? ત્યારે તે ઉપકાર તો ધર્મથીજ બને છે, જેમ સ્થિતિઉપકાર અધર્મથી બને છે ભાવમાત્રને અવગાહન કરાવનાર વ્યોમ, તે દ્રવ્યાંતર હોવાથી, કોઇ અસાધારણગુણવાળુ માનવુ જોઇએ તેનુ દ્રવ્યાંતરત્વ યુક્તિથી તથા આગમથી નક્કી કરવુ યુક્તિ આગળ કહેવાશે, આગમ પ્રસિદ્ધ છે

શંકા કે ધર્મદ્રવ્યોપકારની અપેક્ષા વિનાજ પક્ષીનુ ઉડવુ, અગ્નિશિખાનુ ઉંચે જવુ, પવનનુ આડુ વાવુ, અનાદિપ્રસિદ્ધ

બીજા દ્રવ્યથી જે ઉપકાર
તેને ઉપકાર કરે છે. આટલા માટે, કોઇ બીજા દ્રવ્યથી જે ઉપકાર
સિદ્ધ થતો નથી તેવો ઉપકાર કરનાર અતીંદ્રિય હતાં પણ દ્રવ્યાંતર-
આકાશ—માનવું જોઇએ, આત્માની અથવા ધર્મની પેઠે જેમ પુરુ-
ષના હાથમાંના દંડનો ભેરી સાથે સંયોગ થતાં થયેલો શબ્દ તે
ભેરીશબ્દ કહેવાય છે, અથવા પૃથ્વી જલ યવ સર્વના કારણથી
થયેલો અંકુર પણ યવાંકુર કહેવાય છે, કેમકે ભેરી અને યવ તે તે
કાર્યના અસાધારણ કારણ છે. તેમજ અવગાહ પણ આકાશના
કાર્યરૂપે સમજવો ગુણ ગુણીભાવરૂપે વ્યવસ્થા માની વૈશેષિકો
આકાશનો ગુણ શબ્દ એમ માને છે, તે અયુક્ત છે, કેમકે શબ્દ
રૂપાદિમાન્ છે, અને શબ્દની રૂપાદિમત્તા તો પ્રતિઘાત વિધા-
તાદિથી નિશ્ચિત થાય છે કાલ વસ્તુ પણ વર્તનાદિ લિંગથકો
અનુમાનાય છે, કેમકે વર્તના જે છે તે પ્રતિદ્રવ્યપર્યાયમા અંતર્ભૂત
એકસમય સ્વસત્તાની અનુભૂતિ તે રૂપી છે તે વર્તના સકલ વસ્તુમા
રહેલી છે, અને કાલવિના પ્રતિસમય ઉપપન્ન થઇશકે તેવી નથી
માટે કાર્યાનુમેય એવો કાલ છે આમ નિશ્ચય થયો તેજ પદાર્થપરિ-
ણતિનો હેતુ છે કાલદ્રવ્યના વાચક એવા અનેક શબ્દ પણ લોકમા
પ્રસિદ્ધ છે, તે શબ્દો કેવલ સર્વક્રિયામાત્રના વાચક છે એમ નથી જેમકે
કહ્યુ છે યુગપત્, અયુગપત્ ક્ષિપ્ર, ચિર, પર, અપર, આ થશે, થયુ,
ન થયુ, છે, ઇ ય દિ આમ તેકજ બને છે, એટલે તેઓથી સર્વને કાલ
સમત છે એમ નક્કી થાય છે, ગઇકાલ, આજ, આવતીકાલ, હવણા,
પછી, પરાર, રાત, દિવસ, અત્યાર, પ્રાત , સાય, એ વગેરે જે
કાલવચનો છે તે પણ કાલ ન હોય તો કેમ ઉપપન્ન થાય
સજાતીય એવી વૃક્ષાદિ વસ્તુને એકજ કાલે વેલા અને ઋતુ
ના અનુસારે યથાયોગ્ય ચિત્ર વિચિત્ર પરિણામ જણાય છે, તે
પણ કોઇ નિયામકકારણ વિના ઉપપન્ન થાય નહિ ને
તે કારણ કાલ છે એમજ નિશ્ચય થાયછે એમજ ઘટ વિનાશ
પામ્યો નાશ પામશે, નાશ પામેછે, એ પ્રમાણે જે ક્રિયાવ્યપદેશ
ભૂતભવિષ્યવર્તમાનાદિ ત્રણ કાલના પરસ્પર અસંકીર્ણવિભાગને
ઉદ્દેશી થાયછે, ને વ્યવહારને પ્રવર્તાવેછે, તે પણ કાલ વિના બને

નહિ. માટે કાલ છે. એમજ આ પર છે, આ અપર છે; એમ જેને લીધે કહી શકાય છે તે પણ કાલજ છે. હવે પુદ્ગલ. પુદ્ગલની પ્રતીતિ પ્રત્યક્ષ અનુમાન આગમ ત્રણેથી થાયછે—કટઘટપટલકુટશકટાદિ તે પ્રત્યક્ષસિધ્ધ છે અનુમાન આ પ્રમાણે. સ્થૂલવસ્તુની ઉપપત્તિ બીજી રીતે નહિ માટે સૂક્ષ્મપરમાણુ દ્વયણુકાદિને સત્તા માનવી જોઇએ. આગમગમ્ય તો "પુદ્ગલ અસ્તિકાય" ઇત્યાદિ વાક્યથી છે. પરમાણુ સર્વે એકરૂપ છે; વૈશેષિકો કહેછે તે પ્રમાણે ચાર ત્રણ બે કે એક એવા સ્પર્શાદિ ગુણવાળા પાર્થિવ આપ્ય તૈજસ વાયવીય પરમાણુની જાતિના ભેદથકી પરમાણુ પણ ચાર રૂપનાં એમ નથી. લવણ અને હિંગ સ્પર્શન ચક્ષુ રસન અને ઘ્રાણ એ ચારથી ગમ્ય છતાં જલમાં ઓગળી જાય ત્યારે, પરિણામ વિશેષતાને લીધે, સ્પર્શન અને ચક્ષુથી ગમ્ય રહેતાં નથી તેમ પાર્થિવાદી પરમાણું પણ, પરિણામવિશેષતાને લીધે, એક જાતિનાંજ જાણવાં, એ સર્વેંદ્રિયગાહ્ય રહે નહિ. "જાતિના ભેદથકી" ઇત્યાદિ કહ્યું તેમ નહિજ. શબ્દાદિની પૌદ્ગલિકતા આ પ્રકારે જાણવી. શબ્દ છે તે પુદ્ગલ દ્રવ્ય પરિણામ છે, કેમકે મૂર્ત છે. મૂર્ત એટલામાટે કે ઉરઃકંઠશિરોજિવ્હામૂલદંતાદિ દ્રવ્યાંતરમાં વિક્રિયા પેદા કરવા શબ્દ સમર્થ છે, માટે પિપ્પલ્યાદિની પેઠે. વગાડવામાંડેલાં ઢોલ, ભેરી, ઝાલર, પ્રકંપે છે માટે પણ મૂર્તતા માની શકાય. શંખાદિ શબ્દો જ્યારે બહુ પ્રવૃધ્ધ થાય ત્યારે તેમનામાં કાનને બહેરા કરવાની શક્તિ આવેછે, તેવું સામર્થ્ય આકાશાદિ જે અમૂર્ત છે તેનામાં હોતું નથી. માટે શબ્દ આકાશનો ગુણ નથી. પર્વતને અથડાયલા પથ્થરની પેઠે સામે ઉછળેછે માટે પણ શબ્દ આકાશગુણ નથી; તેમજ આતપાદિની પેઠે દ્વારાનુવિધાયી છે માટે પણ શબ્દ આકાશગુણ નથી. એજ અનુમિતિ સિધ્ધ કરવા બીજાં પાંચ સાધન કહીએ છીએ. શબ્દ આકાશગુણ નથી સંહારસામર્થ્યને લીધે, અગુરુધૂપની પેઠે; તેમજ વાયુથી પ્રેરાય તેવો હોવાને લીધે તૃણપર્ણાદિની પેઠે; અભિભવ પામે તેવો હોવાને લીધે, તારાસમૂહની પેઠે; તેમજ અભિભાવક હોવાને લીધે, સર્વત્र

મંડલપ્રકાશની પેઠે, કેમકે મ્હોટા શબ્દથી નાનાનો અભિ-
ભવ થતો સર્વત્ર જણાયછે માટે સર્વથા શબ્દ પુદ્ગલપરિણામ છે.
કોઇ એમ શંકા કરે કે શંખ ભાગી જાય તોપણ તેનાકટકામાં તેવું
પૌદ્ગલિક રૂપ જણાયછે, એવુ શબ્દને થતુ નથી, માટે શબ્દ પૌદ્ગ-
લિક નથી, તો તેવુ સમાધાન કે એમ થવાનું કારણ શબ્દની
સૂક્ષ્મતા તેજ છે, અને એનુ ઉદાહરણ પ્રદીપશિખાદિરૂપ એ છે,
અથવા ગંધપરમાણુમાં રહેલુ રૂપ તે છે પુદ્ગલવ્યાખ્યામા ઉક્ત ને
"તમછાયાંધાદિ" તે પુદ્ગલપરિણામ છે એતો પ્રસિધ્ધજ છે, તેમ તમછા-
યાદિ પણ તેવાજ છે તમસ્ પુદ્ગલપરિણામ છે કેમકે દૃષ્ટિના પ્રતિબંધ
કરેછે, માટે ભીંત વગેરેની પેઠે, કેમકે આવરણ કરેછે, માટે ઘટાદિની
પેઠે. છાયા પણ શિશિર હોવાથી જલાશ્રય છે, માટે જલવાતાદિ
પેઠે પૌદ્ગલિક છે છાયાના આકાર રૂપે પરિણામ પામનાર પ્રતિબિં-
બ પણ પૌદ્ગલિક છે કેમકે સાકાર છે કોઇ શંકા કરે કે કઠિન એવા
દર્પણને ભેદીને મુખના પુદ્ગલ, માંહી પ્રતિબિંબ શીરીતે પામે તો
કહીશુ કે એ પ્રમાણે ભેદનો સંભવ, શિલાતલમાંથી ઝરતા જલના
વિચારથી, લોહમા અગ્નિપુદ્ગલનો પ્રવેશ થાય છે તે વિચારથી,
કે શરીરમાથી સ્વેદજલ વહે છે તેનાથી સમજી લેવો આતપ પણ
દ્રવ્ય છે કેમકે તાપકર્તા છે, સ્વેદ હેતુ છે, ઉષ્ણ છે, માટે અગ્નિની
પેઠે ઉદ્યોત ને ચંદ્રિકાદિ તે પણ દ્રવ્ય છે કેમકે આલ્હાદ કરવાવાળું છે
માટે જલની પેઠે, અથવા પ્રકાશ કરનાર છે માટે અગ્નિની પેઠે પ
્રાગાદિનો ઉદ્યોત અનુષ્ણાશીત રહે છે આ પ્રકારે સિધ્ધ થયુ કે-
તમશ્છાયાદિ મૂર્તવિકાર છે આ પ્રકારે જીવતત્વનો નિશ્ચય થઇ રહ્યો

હવે પુણ્યતત્વ કહે છે "સત્કર્મપુદ્ગલ" તે પુણ્ય એમ મૂલમાં
કહ્યું છે તીર્થંકરત્વ અથવા સ્વર્ગાદિ એવા ફલના નિર્વર્તક જે પ્રશસ્ત-
કર્મપુદ્ગલ તે પુણ્ય એ કર્મવર્ગણા હવે પાપ અને આસ્રવતત્વ
બતાવે છે —

તદ્વિપરીત તે પાપ, જે મિથ્યાત્વાદિ બંધના હેતુ તે જિન-
શાસનમાં આસ્રવ કહેવાય એમ સમજવું. ૪૯

તદ્વિપરીત એટલે પુણ્યથકી વિપરીત, તે પાપ; અર્થાત્ નરકાદિ ફલનિર્વર્તક એવા જે અપ્રશસ્ત કર્મપુદ્ગલ જીવને વળગેલા હોય તે. વક્ષ્યમાણબંધતત્ત્વમાં અંતર્ભુત છતાં પણ પુણ્યપાપનો અત્ર પૃથક્ નિર્દેશ કર્યો છે, તે પુણ્યપાપ સંબંધે પરમતવાળાંના વિવિધ વિચારોનો નિષેધ કરવાના હેતુથી કર્યો છે. પરમત તે આ પ્રમાણે. કેટલાક તીર્થિક એમ કહે છે કે પુણ્યજ છે, પાપ છે નહિ. બીજા કહે છે કે પાપ એજ એક છે પુણ્ય નથી. ત્રીજા ઉભયને અન્યોન્યાનુવિદ્ધસ્વરૂપે મેચકમણિતુલ્ય સ્વીકારે છે. સંમિશ્ર સુખદુઃખનાત્મક, ફલના કારણ રૂપ, સાધારણ, એવી પુણ્યપાપાખ્ય એકજ વસ્તુ છે એમ તેમનું માનવું છે. કેટલાક કહે છે કે મૂલથી કર્મજ નથી, અને આ આખો જગત્ પ્રપંચસ્વભાવસિદ્ધ છે. આ બધા મત યોગ્ય નથી એમ જાણવું. કારણ કે સુખ અને દુઃખ એવાં બે સ્પષ્ટ જૂદાં જૂદાં સર્વ અનુભવે છે, એટલે તેમના કારણરૂપ પુણ્ય અને પાપ પણ ઉભયે સ્વતંત્ર અંગીકાર કરવાં જોઇએ, તેમાંનું એકજ, કે તેમનું મિશ્રણ એવું નહિ. કર્મનો અભાવ કહેનારા નાસ્તિકો અને વેદાંતીઓ કહે છે કે પુણ્યપાપ આકાશપુષ્પ જેવાં છે, સદ્રૂપ નથી, તો તેમના ફલના ભોગનાં સ્થાન સ્વર્ગ નરકાદિ કયાંથી હોય ? આ વાત યોગ્ય નથી, કેમકે પુણ્ય પાપ નહોય તો સુખદુઃખનું કારણ કાંઇ રહ્યું નહિ, એટલે તે પેદાજ ન થવાં જોઇએ, જે વાત પ્રત્યક્ષ અનુભવથી વિરુદ્ધ છે. જુઓ મનુષ્યત્વ તો સર્વત્ર સમાન છે છતાં કેટલાક સ્વામીપણું ભોગવે છે, ને બીજા તેમના સેવક થઇ રહેછે. કોઇક લક્ષાવધિનું પોષણ કરનારા છે કેટલાક પોતાનું એક પેટ પણ ભરી શકતા નથી. કેટલાક દેવની પેઠે નિરંતર સુખવિલાસમાં મહાલે છે, કેટલાક નરકમાં પડયા હોય એમ ઊંઘ પણ લેઇ શકતા નથી ને પીડાયલા ચિત્તવાળા રવડે છે. માટે અનુભૂયમાન એવાં સુખદુઃખના કારણ રૂપ પુણ્યપાપ માનવાં જોઇએ; અને તે માન્યાં ત્યારે તેમનાં ફલનો ઉપભોગ કરવાયોગ્ય સ્વર્ગનરકાદિવિશિષ્ટભોગસ્થાન પણ માનવાં જોઇએ, નહિ તો અર્ધજરતીયન્યાયરૂપ દોષ આવી પડે. પ્રયોગ આ પ્રમાણે. સુખદુઃખ કારણ-

પૂર્વક છે, કેમકે કાર્ય છે, માટે અંકુરની પેઠે તેમનુ જે કારણ તેજ પુણ્યપાપ એમ સમજવુ, જેમકે અંકુરનુ કારણ બીજ તે પ્રમાણે જેમ નીલાદિ મૂર્તવસ્તુ સ્વપ્રતિભાસિજ્ઞાન જે અમૂર્ત છે તેની કારણ થાયછે, તેજ રીતે અન્નસ્રક્ચંદનાગનાદિમૂર્ત જે જણાયછે તે અમૂર્ત એવા સુખનુ કારણ થઇ શકે, અને સર્પવિષકંટકાદિ તે દુખના કારણ થઇ શકે ત્યારે અદષ્ટ એવા પુણ્યપાપની કલ્પના કરવાથી શો લાભ છે? એવી શંકા કરો તો તે અયુક્ત છે કેમકે તેમ કહેવામા વ્યભિચારદોષ છે જુઓ અન્નસગાદિ સાધનતુલ્ય છતા પણ કોઇ બે પુરુષને જે ફલ થાય છે તેમા બહુ અંતર જણાય છે, કેમકે સરખેસરખુ અન્નાદિ ખાધા છતાં કોઇકને આલ્હાદ થાયછે ને કોઇકને રોગ પેદા થાયછે આવો જે ફલભેદ તે અવશ્ય કારણપૂર્વક માનવો જોઇએ, કેમકે નિષ્કારણ માનવાથી નિત્ય તે હોય કે નહોય એવો થઈ રહે તેનુ જે કારણ તેજ અદષ્ટપુણ્યપાપરૂપકર્મ કહ્યુ છે —

અથવા કારણાનુમાનથી અને કાર્યાનુમાનથી પણ પુણ્યપાપ સમજાયછે કારણાનુમાન આ પ્રમાણે દાનાદિ શુભક્રિયા અને હિંસાદિ અશુભક્રિયા તેનુ ફલભૂતકાર્ય છે કેમકે તે ક્રિયાકારણરૂપ છે, માટે કૃષ્યાદિની પેઠે એ ક્રિયાનુ જે ફલભૂતકાર્ય તેજ પુણ્યપાપ એમ સમજવુ, જેમ કૃષ્યાદિ ક્રિયાનુ શાલિયવગોધુમાદિ સમજાયછે જેમ કૃષ્યાદિ ક્રિયા, દષ્ટ એવા શાલ્યાદિ ફલમાત્રથીજ પૂર્ણ થાય છે તેમ દાનાદિ કે પશુહિંસાદિ ક્રિયા પણ સ્તુત્યાદિ તેમ માંસભક્ષણાદિ એવા દષ્ટફલમાત્રથીજ પૂર્ણ થાઓ, અદષ્ટ એવા પુણ્યપાપરૂપ તેમના ફલ કલ્પવાની શી જરૂર છે? લોકપણ દષ્ટ ફલવાળી ક્રિયા કૃષિવાણિજ્યાદિ તર્માજ પ્રવર્તે છે, અને અદષ્ટ ફલવાળી દાનાદિ ક્રિયામા તો કોઇકજ કવચિત્ આદર કરે છે, માટે કૃષિહિંસાદિ અશુભક્રિયાનુ અદષ્ટફલ નથી તેની પેઠે દાનાદિ શુભક્રિયાનુ પણ અદષ્ટ ફલ ન હો, એમ કોઇ શંકા કરે તો તે અયોગ્ય છે કૃષ્યાદિ અશુભક્રિયા જે દ્રષ્ટ ફલવાળી છે તેમા ઘણાક

આચરણથી નિરોધ એટલે નિવારણ, ઢાંકવાપણું તે સંવર, એમ સંવર શબ્દનો પર્યાય બતાવીને વ્યાખ્યા બતાવી. જીવને કર્મોપાદાનહેતુભૂત પરિણામનો અભાવ તે સંવર એમ અભિપ્રાય છે. તે દેશ અને સર્વ એવા ભેદથી બે પ્રકારનો છે. બાદર સૂક્ષ્મયોગ નિરોધકાલે સર્વ સંવર, શેષકાલે ચરણ પ્રતિપત્તિથી આરંભી દેશસંવર. હવે બંધતત્વ. "જીવ અને કર્મ" ઇત્યાદિથી તે બતાવ્યો છે. બંધ એટલે બંધન, પરસ્પરાશ્લેષ, અર્થાત્ જીવ અને કર્મપ્રદેશપુદ્ગલનો ક્ષીરનીર જેવો સંબંધ, અથવા જેનાથી જીવ બંધાય, જ્ઞાનાવરણાદિથી પરતંત્રતાને પામે તે બંધરૂપપુદ્ગલપરિણામ. જીવ અને કર્મ તેમનો સંબંધ તે કંચુકિક અને કંચુકના જેવો કે તેથી જૂદો ? એ વાત સમજાવવાજ કહ્યું છે "અન્યોન્યાનુગમથકી" ઇત્યાદિ૦ કર્મવર્ગણાયોગ્યસ્કંધ અને જીવ તેના અન્યોન્યાનુગમ એટલે અન્યોન્યાનુગતિરૂપ, અર્થાત્ પરસ્પર અનુપ્રવેશરૂપ, સંબંધ. એવું તાત્પર્ય છે કે વન્હિ અને લોહના સંબંધની પેઠે, કે ક્ષીરનીરના સંબધની પેઠે, જીવ અને કર્મનો પરસ્પર અનુપ્રવેશાત્મક સંબંધ તેજ બંધ, પણ કંચુકિક કંચુકસંબંધ જેવો નહિ. અહીં કોઇ શંકા કરે કે અમૂર્ત એવો જીવ તેને હસ્તાદિ તો છે નહિ, એટલે લેવા મૂકવાની શક્તિ પણ નથી, તો તેને "કર્મગ્રહણ" કેમ સંભવે ? ઉત્તર કે આવી અયોગ્ય કલ્પના કરવારૂપ પ્રક્રિયાજ તેવી શંકા કરનારનું અજ્ઞાન બતાવે છે. જીવને અમૂર્ત કોણે માન્યો છે ? કેમકે જીવને કર્મનો સંબંધ અનાદિ છે. એટલે બન્ને ક્ષીરનીરની પેઠે એક હોય તેમ પરિણામ પામે છે, અને એમ મૂર્ત હોય તેમજ કર્મ ગ્રહણ કરે છે। કર્મ છે તે કાંઇ હાથે કરીને ગૃહવું કે લેવું પડે તેવું નથી, પણ પૌદ્ગલ છે; છતાં રાગદ્વેપમોહ એરૂપી પરિણામ તે રૂપી જે સદ્વ્યવસાયવિશેષ, તેણે કરીને જીવનાં કર્મયોગ્યપુદ્ગલસાથે આ શ્લેષણ, તે તેલમાં પડેલા શરીરે રજ ચોટવાની પેઠે, તેનું કર્મગ્રહણ કહેવાય. પ્રતિપ્રદેશે અનંત પરમાણુનો સશ્લેષ થવાથી જીવને કર્મ સાથે જે મળીજવાપણું થાય છે તેથી કરીને જીવનું સંસારાવસ્થામાં મૂર્તત્વ પણ સ્યાદ્વાદીઓ સ્વીકારે છે. આવો જે બંધ તે અપ્રશસ્ત અને પ્રશસ્ત એ પ્રકારે દ્વૈધા છે, ને પ્રકૃતિ, સ્થિતિ, અનુભાગ, અને પ્રદેશ

એવા ભેદથકી ચતુર્ધા છે પ્રકૃતિ એટલે સ્વભાવ જેમકે જ્ઞાનાવરણ તે જ્ઞાનનુ આચ્છાદન કરવાના સ્વભાવવાળુ છે સ્થિતિ એટલે અધ્યવસાયકૃતકાલવિભાગ અનુભાગ એટલે રસ પ્રદેશ તે કર્મદલ સચય પુન મૂલ, પ્રકૃતિ, ભેદથકી અષ્ટધા છે ઉત્તરપ્રકૃતિભેદથકી જ્ઞાનવર્ણાદિક જે ભેદ થાય છે તે ગણતા ૧૫૮ પ્રકાર થાય છે તે પણ પાછા તીવ્ર, તીવ્રતર, મદ, મદતર, ઈત્યાદિ ભેદથકી અનેકવિધ થાય છે એમ બધના અનેક ભેદ છે, તે કર્મગ્રથથી જોઇલેવા હવે નિર્જરાતત્વ કહે છે —

બધાયલા કર્મનુ અટવાઇ જવુ તે નિર્જરા, અને આત્યતિક વિયોગ તે દેહાદિનો મોક્ષ કહેવાય છે

બધાયલા એટલે જીવસાથે બધાયલા જ્ઞાનાવરણાદિ કર્મનુ અટવાઇજવુ એટલે બાર પ્રકારના તપ થકી છૂટાપડી જવુ તે નિર્જરા તત્વ જાણવુ તે બે પ્રકારે છે, સકામા ને અકામા સકામા તે, અતિ દુષ્કર તપશ્ચર્યા, કાર્યોત્સર્ગ કરણ, દ્વાવિશતિપરીષહ ઈત્યાદિ આચરનારા, લોચાદિ કાયક્લેશ કરનારા, અષ્ટાદશ શીલાગ ધારનારા, બાહ્યાન્તર સર્વે પરિગ્રહ પરિહરનારા, અને નિષ્પ્રતિકર્મશરીરવાળા, એવા ચારિત્રીઓને બની આવે છે અકામ તે અન્ય શરીરી તે અતિ તીવ્ર એવા શારીર તથા માનસ અનેક કટુ દુખ શત સહસ્ર સહન કરવાથી થાય છે એરીતે નિર્જરાતત્વ બતાવી ઉત્તરાર્ધથી મોક્ષતત્વ બતાવે છે શરીર, ઈંદ્રિય, આયુષ્ આદિ બાહ્ય પ્રમાણ, પુણ્યાપુણ્ય, વર્ણ, ગધ, રસસ્પર્શ, પુનર્જન્મગ્રહણ, વેદત્રય, કષાયાદિ સગ, અજ્ઞાન, અસિદ્ધત્વ, એ આદિ સમેત—દેહાદિનો જે આત્યતિક વિયોગ તે મોક્ષ કહેવાય જે શશ્વત્ થાય છે કદાચિત નથી થતો એમ નથી તેજ આત્યતિક જાણવો અહીં કોઇ શકા કરે છે કે દેહનો આત્યતિક વિયોગ થાઓ, કેમકે તેતો સાદિ છે એટલે તેન તે સભવે પણ રાગાદિ સાથે આત્યતિક વિયોગ તે અસભવિત છે, કેમકે પ્રમાણથકી બાધિત છે પ્રમાણ આ પ્રમાણે જે અનાદિ છે તે વિનાશ પામતુ નથી, જેમકે આકાશ, રાગાદિ અનાદિ છે, માટે તે પણ

તેવા છે. એનું સમાધાન કહીએ છીએ. યદ્યપિ રાગાદિદોષ જીવમાં અનાદિ છે, તથાપિ કોઇને યથાવસ્થિત સ્ત્રીશરીરાદિ વસ્તુતત્વ સમજતાં તે રાગાદિના પ્રતિપક્ષની ભાવના પેદા થાયછે, અને રાગાદિ પ્રતિક્ષણ અવચય પામતા ચાલેછે. એટલાથીજ જણાય છે કે વિશિષ્ટકાલાદિસામગ્રી હોયતો, ભાવનાના પ્રકર્ષથકી, તેમનો નિર્મૂલ થવા પર્યંત પણ ક્ષય થાય. એ વાત ન સ્વીકારો તો ઉક્ત અવચય પણ સ્વીકારી શકાય નહિ. વળી જુઓ. જે પ્રકારે શીતસ્પર્શથી પેદાથનારાં રોમહર્ષાદિ, શીત પ્રતિપક્ષ જે અગ્નિ-તેની મંદતા હોય ત્યારે થોડાંક થાયછે, તે ઉત્કર્ષ હોય ત્યારે કેવલ નાશ પામેછે, એજ પ્રમાણે અન્યત્રપણ ઉત્કર્ષ પર્યંત વસ્તુ સદ્ભાવે અત્યંત નાશ થાય એવું માનવાનું કારણ છે ત્યારે પ્રતિવાદી વળી શંકા કરશે કે જેમ જ્ઞાનાવરણીયકર્મોદય થતાં જ્ઞાનની મંદતા થાયછે, કેવલ નાશ નથી થતો તેમ પ્રતિપક્ષભાવનાનો ઉત્કર્ષ થતાં પણ રાગાદિનો કેવલ નાશ નહિ થાય તો તે શંકા બરોબર નથી. બાધ્ય બે પ્રકારનું થાયછે; સહભૂસ્વભાવ અને સહકારીસંપાદ્યસ્વભાવ. જે સહભૂસ્વભાવ છે તેતો બાધકનો ઉત્કર્ષ થતાં પણ અત્યંત વિનાશ પામતું નથી. જ્ઞાનછે તે આત્માને સહભૂસ્વભાવવાળું છે, તે આત્મા પરિણામી નિત્ય છે, માટે અત્યંત પ્રકર્ષવાળા એવા જ્ઞાનાવરણીયકર્મનો ઉદય થતાં પણ જ્ઞાનનો અત્યંત નાશ બનતો નથી. રાગાદિ છે તે લોભાદિ કર્મ વિપાકના ઉદયથી સ્વસત્તા સંપાદિત કરનારાછે, એટલે કર્મનો નિર્મૂલ અવગમ થતાં, પોતે પણ નિર્મૂલ વિનાશ પામેજ. પ્રયોગ પણ આ પ્રમાણે. જે સહકારીસંપાદ્ય હોઇ, ઉપધાનથકી અવકર્ષ પામે તેવા છે તે તેની અત્યંત વૃદ્ધિ થતાં અત્યંત વિનાશ પામેછે, જેમકે રોમહર્ષાદિ અગ્નિની વૃદ્ધિ થતાં અત્યંત નાશપામેછે. ભાવનાના ઉપધાનથકી અવકર્ષ પામનારા અને સહકારી એવા કર્મથકી સંપાદ્ય એવા રાગાદિ છે. અત્ર સહકારી સંપાદ્ય એ વિશેષણ, રાગાદિને સહભૂસ્વભાવથી જૂદા પાડવા માટે આપ્યુંછે. આગળ જે પ્રમાણ કહ્યુંકે જે અનાદિછે તે વિનાશ પામતું નથી તેપણ અપ્રમાણ છે કેમકે પ્રાગભાવ એ ઉદાહરણમાં હેતુ તો વ્યભિચાર છે, પ્રાગભાવ અનાદિ છતાં વિનાશ પામેછે, નહિતો કાર્યની ઉત્પત્તિજ બને નહિ-

રહે છે, વિરુધ્ધ પણ નથી કેમકે દીપાદિ સપક્ષમા છે, અનૈકાતિક પણ નથી કેમકે કેવલ પરમાણવાદિમા પ્રવૃત્તિવાળો નથી, કાલાત્યયાપદિષ્ટ પણ નથી કેમકે વિપરીતઅર્થનુ ઉપસ્થાપન કરવાને સમર્થ એવા પ્રત્યક્ષ અને અનુમાન તે પ્રમાણનો અત્ર અવકાશ નથી સ તાનોચ્છેદનો હેતુ બતાવવો જોઇએ એમ કહો તો સાભળો નિરતર શાસ્ત્રાભ્યાસ એજ હેતુ છે શાસ્ત્રાભ્યાસથી તત્વજ્ઞાન થાય છે તેથી મિથ્યાજ્ઞાનની નિવૃત્તિ થાય છે, ને તેમ થતા મિથ્યાજ્ઞાનના કાર્ય જે રાગાદિ તેની પણ નિવૃત્તિ થાય છે, ને તે નિવૃત્ત થતા તેના કાર્યરૂપ મનોવાક્કાયની પ્રવૃત્તિ તે નિવૃત્તિ પામે છે, ને તેમ થાય ત્યારે ધર્માધર્મની ઉત્પત્તિ થતી નથી, અને પ્રારબ્ધાવીન જે શરીરેન્દ્રિયકાર્ય તેનો તો સુખાદિફ્લના ઉપભોગથી ક્ષય થઇ જાય છે, તેમજ અનારબ્ધ પણ અવસ્થિતશરીરાદિકાર્યો પણ ફ્લોપભોગથી ક્ષય થઇ જાય છે, અર્થાત્ સર્વ સતાનનો ઉચ્છેદ થતા મોક્ષસિધ્ધ થાય છે આ પૂર્વપક્ષનુ હવે સમાધાન કહીએછીએ જે કહ્યું કે " સતાન છે માટે " તેજ અયોગ્ય છે, કેમકે આત્માથી સર્વથાભિન્ન એવા બુધ્ધ્યાદિ ગુણના સતાનનો ઉચ્છેદ સાધવાનો છે, કે અભિન્ન એવાનો, કે કાઇક ભિન્નાભિન્નનો ? પ્રથમપક્ષ સ્વીકારતા હેતુને આશ્રયાસિધ્ધત્વદોષ આવશે કેમકે સતાનીથકી અત્યત ભિન્ન એવા સતાનની કલ્પના કેવલ કપોલકલ્પનાજ છે બીજો પક્ષ લેતા સર્વથા અભિન્ન એવા સતાનો ઉચ્છેદ થતા સતાનીનો પણ ઉચ્છેદ થઇ જશે, ને તેમ થશે ત્યા મોક્ષ કોનો થશે ? ભિન્નાભિન્નપક્ષ સ્વીકારતા અપસિધ્ધાત થશે વલી એ હેતુજ વિરુધ્ધ છે, કેમકે કાર્યકારણભૂત જે ક્ષણપ્રવાહ તે રૂપી જે સતાનત્વ તેનો, નિત્ય કે અનિત્ય એવો એક નિશ્ચય થવો અશક્ય છે, શાથી કે તે ક્ષણપ્રવાહરૂપ જે અર્થક્રિયાપ્રાપ્તિ તે નિત્યાનિત્ય એવા અનેકાતવાળુજ છે દૃષ્ટાન્ત પણ સાધ્યવિકલ છે, કેમકે પ્રદીપાદિનો અત્યત ઉચ્છેદ થતો નથી, શાથી કે તૈજસ પરમાણુ છે તે ભાસ્વરરૂપ તજીને અધકારરૂપે રહે છે પ્રયોગ પણ આ રીતે છે પ્રદીપ છે તે પૂર્વાપરસ્વભાવપરિહારાગીકારસ્થિતિલક્ષણપરિણામવાન છે, કેમકે સત્વ છે, માટે પટાદિની પેઠ એ અગ્નિ ઘણુ

કહેવાનુ છે, પણ તે બધું અનેકાન્તમઘટ્ટમાં વિસ્તારથી કહેવાશે. વળી તમે જે ગુણોચ્છેદ સાધોછો તે ઇંદ્રિયજ એવા બુદ્ધ્યાદિગુણનો કે અતીંદ્રિયનો! જો પ્રથમપક્ષ સ્વીકારો તો સિદ્ધસાધન છે કેમકે અમે પણ એ પ્રકારનો ઉચ્છેદ તો સ્વીકારીએ છીએ. બીજો પક્ષ સ્વીકારો તો તેવી મુક્તિ તો કોઇ પણ ઇચ્છશે નહિ. જે જે મોક્ષાભિલાષી છે તે તે નિઃસંશયસુખની પ્રાપ્તિની આશાએ પ્રવર્તે છે; કાંઇ પથરાના કટકાની પેઠે સર્વસુખજ્ઞાનાદિથી રહિત થતો હોય તો મોક્ષનું કાંઇ કામ નથી, સંસાર છે તેજ ઠીક છે, કે એમાં અનેક દુઃખ છતાં પણ સુખનો છાંટો એ અનુભવાય છે. એવા વૈશેષિક કલ્પિત મોક્ષમાં જવાની તો કોઇની ઇચ્છા થાય નહિ. કહ્યું છેઃ વૃંદાવનમાં વાસ કરી શીઆળ સાથે રહેવું તેને ગૌતમ સારૂ ગણે છે, પણ વૈશેષિકી મુક્તિને ઇચ્છતો નથી. આ રીતે વૈશેષિકમતના ખંડનથકી મીમાંસકાદિપણ પરાસ્ત સમજવા. મીમાંસકો કહેછેઃ જ્યાંસુધી વાસનાદિ સર્વે આત્મગુણઉચ્છિન્ન થયા નથી ત્યાંસુધી આત્યંતિકીદુઃખનિવૃત્તિ થતી નથી. સુખ દુઃખનો સંભવ ધર્મ અધર્મ એ બે નિમિત્તથી થાયછે, ને સંસારના મૂલભૂતસ્તંભ તે બે છે. તેમનો ઉચ્છેદ થતાં તેમના કાર્યરૂપશરીરનો ઉપપ્લવ થાય, અને આત્માને સુખદુઃખ રહે નહિ. માટેજ તે મુક્ત કહેવાય. તે અવસ્થામાં આત્મા કેવો રહેછે? એમ પૂછો, તો જાણવું કે તે સ્વરૂપે રહેછે ને ગુણમાત્રથી મુક્ત હોય છે સંસારબંધનાધીન જે દુઃખક્લેશાદિ તેનાથી અદૂષિત એવું છ ઉર્મિની પારનું એ તેનુ રૂપ છે એમ બુદ્ધિવાન્ લોક કહેછે. છ ઉર્મિ તે કામ, ક્રોધ, મદ, ગર્વ, દંભ, લોભ "શરીરનાં પ્રિયાપ્રિયની અપહતિ થતી નથી, ને અશરીરને પ્રિયાપ્રિય સ્પર્શતા નથી" ઇત્યાદિ શ્રુતિ પણ એ વિષે પ્રમાણ છે. એ સર્વ પરાસ્ત સમજવુ. કેમકે શુભકર્મના પરિપાકરૂપે થએલા સંસારસુખ તે મુક્તિને વિષે નથી. કે સર્વથા સુખનોજ ત્યાં અભાવ છે? આદ્યપક્ષે સિદ્ધસાધન છે, ને દ્વિતીયપક્ષ અસિદ્ધ છે, કેમકે આત્મા પોતેજ સુખસ્વરૂપ છે, ને પદાર્થનું જે સ્વરૂપ હોય તેનો અત્યંત ઉચ્છેદ સંભવતો નથી, કેમકે એ રીતે તો સર્વત્ર અવ્યવસ્થા થાય. આત્માનું સુખસ્વભાવત્વજ અસિદ્ધ-

છે એમ ન કહેવુ કેમકે સુખસ્વભાવત્વ સિધ્ધ કરનાર પ્રમાણ છે જુઓ અત્યન્ત પ્રિય બુધ્ધિનો વિષય હોવાથી આત્મા સુખસ્વભાવવાળો છે, તેમજ અન્યપરાથકી ઉપાદીયમાન હોવાને લીધે પણ તેવો છે, વૈષયિકસુખની પેઠે વળી. મુમુક્ષુનો પ્રયત્ન સુખાર્થેજ છે, પ્રેક્ષાપૂર્વક કરેલા પ્રયત્નરૂપ હોવાથી, ખેડુતના પ્રયત્નની પેઠે તે જે સુખ તે મુક્તિને વિષે પોતાના અત્યન્ત ઉત્તમ રૂપને પામેછે તેવિષે અનુમાન આ પ્રમાણે, સુખતારતમ્ય કહીં પણ વિશ્રાન્ત છે, કેમકે ન્યૂનાધિકવાચ્યપ્રત્યયવ્યવહાર્ય છે, માટે પરિણામની પેઠે તેમજ, આનન્દ એ બ્રહ્મનુ રૂપ છે, ને તે મોક્ષમા ત્યારે વ્યક્ત થાયછે, કે જ્યારે પરબ્રહ્મને જોતા સર્વ બન્ધનને તજેછે, ત્યારે જે મુક્ત છે તે પોતાના આત્માને વિષે નિત્યઆનન્દને પામેછે, ઇત્યાદિ શ્રુતિઓ પણ તેવાજ અર્થવાળી વિદ્યમાન છે જય બુધ્ધિગ્રાહ્ય અને અતીંદ્રિય એવુ સુખછે તેજ મોક્ષ જાણવો, ને અકૃતાત્મા તે મોક્ષને પામીશકતા નથી, એવા સ્મૃતિવચનથી પણ તે વાત સિદ્ધ છે માટે મોક્ષને સુખરૂપ માનવોજ જોઇએ સાખ્યમતાનુયાયી કહેછે તે આપ્રમાણે છે શુદ્ધચૈતન્ય સ્વરૂપ જે પુરુષ તે એક તણખને પણ નમાવવા અસામર્થ છે માટે અકર્તા તથા સાક્ષાત્ અભોક્તા છે, અને જડ એવી પ્રકૃતિને આશ્રયે રહેલો હોવાથી, અજ્ઞાનતમશ્છન્ન હોઇ, પ્રકૃતિસ્થ એવા પણ સુખાદિકને જે પોતામા પ્રતિબિંબે છે તેમનાથી ચૈતનત્વમા આવી જઇ મોહ માનેછે, ને એમ પ્રકૃતિને સુખરૂપ માનેછે, ને સસારમા પડયો રહેછે જ્યારે એને જ્ઞાન પેદા થાયછે, ને આ તો દુખરૂપ છે માટે આનો સસર્ગ સારો નહિ, એવુ સમજાયછે, ત્યારે વિવેકખ્યાતિ ઉત્પન્નવાથી પ્રકૃતિ પ્રતિપાદિતકર્મને ભોગવતો નથી પ્રકૃતિ પણ હુ વિરૂપ છુ માટે કર્મનુ ફલ આણે ભોગવવુ જોઇએ નહિ, એમ માની દુષ્ટ પીડિત નારીની પેઠે વેગળી ખસકે એમ પ્રકૃતિ દૂર થતા પુરુષનુ જે સ્વરૂપથકી અવસ્થાન તે મોક્ષસ્વરૂપ તે અપરિણામિની, અપ્રતિસક્રમા, પ્રતિદર્શિતવિષયા, અનન્તા, એવી ચેતનાશક્તિ સમજવી આવો જે આત્મા તેજ મુક્તાત્મ, આનન્દાદિ સ્વભાવવાળો તે મુક્તાત્મા એમ નહિ કેમ કે આનન્દાદિનો પ્રકૃતિના કાર્ય છે, ને પ્રકૃતિતો

જીવની સાથે નાશ પામેછે. આ પક્ષનું ખંડન હવે કરીએ છીએ. "અજ્ઞાનતમશ્છન્ન હોઇ" આત્મા સંસારી થાયછે ઇત્યાદિ જે કહ્યું તે બહુ અસુંદર કહ્યું, કેમકે અજ્ઞાન તમસ્ એટલે અજ્ઞાન તેજ તમસ્? કે અજ્ઞાન અને તમસ્? શું સમજવું? પ્રથમપક્ષે મુક્તાત્મા પણ પ્રકૃતિસ્થ એવાં સુખાદિફલને આત્મસ્થ શામાટે ન માને?? કેમકે જ્ઞાન છે તે બુદ્ધિનો ધર્મ છે, ને બુદ્ધિ તો પ્રકૃતિની સાથેજ ઉપરત થઇછે, એટલે મુક્તાત્મા પણ, જ્ઞાનના અભાવે, અજ્ઞાન તમશ્છન્ન કરતાં બીજા પ્રકારનો હોઇ શકતો નથી. બીજો પક્ષ લઇએ તો અજ્ઞાનથી અન્ય તમસ્ એવું તે શું? તે રાગાદિ એમ કહો તો તેમ નહિ; કેમકે તેમ તો તે, આત્માથી અત્યંત જુદી એવી પ્રકૃતિનો ધર્મ હોઇ આત્માને શી રીતે આચ્છાદન કરી શકે? ને તેમ છતાં પણ આચ્છાદન કરીજ શકે તો મુક્તાત્માને પણ તે થવું જોઇએ કેમકે તેમ થવામા કશું બાધક નથી. વળી સંસારી એવો આત્મા અકર્તા છતાં ભોક્તા છે એમ માનતા કૃતનાશાકૃતાભ્યાગમ આદિ દોષ પણ આવેછે. વળી પ્રકૃતિપુરુષનો જે સંયોગ તે કોણે કર્યો? પ્રકૃતિએ? કે આત્માએ? પ્રકૃતિએ તો નહિજ. કેમકે તે સર્વગત છે એટલે મુક્તાત્માને પણ પાછો તે સંયોગ થવાનો સંભવ આવીપડે. ત્યારે આત્માએ કર્યો એમ કહો તો પૂછવાનુ કે આત્મા પોતે શુદ્ધ ચૈતન્યરૂપ હોઇ, શામાટે પ્રકૃતિને વળગેછે? એમ થવા માટે કાંઇ હેતુ છે કે નથી? તે બતાવો. જો હેતુ હોય તો તે હેતુ પ્રકૃતિ હોય કે આત્મા હોય, કેમકે બે વિના ત્રીજું તો કાંઇ સ્વીકારવામાં છે નહિ. જો પ્રકૃતિ કહો તો આત્માને પ્રકૃતિસંયોગ કરાવવામાં જેમ પ્રકૃતિ હેતુ થઈ તેમ મુક્તાત્માને પણ પ્રકૃતિસંયોગ કરાવવામાં શામાટે હેતુ નહિ થાય? કેમકે પ્રકૃતિસંયોગ થતા પૂર્વે આત્મા તેમ મુક્તાત્મા ઉભયે શુદ્ધ ચૈતન્યરૂપ હોઇ સમાન છે, તથા એકને થાય ને બીજાને ન થાય એમાં કશું નિયામક પણ છે નહિ. બીજા પક્ષમાં આત્મા, પ્રકૃતિ અને આત્માના સંયોગનો હેતુ થાયછે તો ત્યાં પૂછવાનું કે આત્મા પોતે પ્રકૃતિની સાહાય્યથી હેતુ થાયછે? કે પ્રકૃતિ વિનાજ? સાહાય્યથી એમ કહો તો પાછો આત્મા અને પ્રકૃતિનો તે સંયોગ કયાથી ને

પ્રકૃતિને પરિણામીનિત્ય માનો તો આત્મા વિષે પણ તેનું તેજ માનવું પડશે, કેમકે તે પણ પોતાનો સુખાદિફલ ભોગવવાનો પૂર્વ- સ્વભાવ તજી અભોક્તારૂપ સ્વભાવ મોક્ષદશામાં લહે છે, અમુક્તાદિ સ્વભાવ તજી મુક્તાદિસ્વભાવ પામે છે. આત્મા જ્યારે પરિણામી અને નિત્ય સ્વીકાર્યો, ત્યારે એના પરિણામિત્વસાથે સુખાદિનું પણ પરિણામિત્વ સ્વીકારવું જોઇએ. નહિ તો મોક્ષ બને નહિ. અર્થાત્ આમ થયું ત્યારે તો અમે કહીએ છીએ તેવો અનંત સુખ- રૂપ મોક્ષ સિદ્ધ થયો ને સાંખ્યકલ્પિતમોક્ષ ઉડી ગયો.

હવે બૌદ્ધનો પક્ષ કહીએ. જ્ઞાનક્ષણપ્રવાહ વિના બીજો કોઇ આત્મા છે નહિ એટલે મુક્તદશામાં જે જ્ઞાનાદિસ્વભાવતા કહોછો તે કોની હોઇશકે? ને વળી જે આત્મદર્શી છે તેને તો મુક્તિનો સંભવ લેશ પણ નથી. આત્માને જે સ્થિરાદિ રૂપવાળો માનેછે તેને સ્થૈર્યગુણદર્શીતાને લીધે આત્માને વિષે સ્નેહ અવશ્ય બંધાશે; આત્માના સ્નેહથી તે આત્માના સુખની તૃષ્ણા કરશે; તે સુખ તથા તે સુખનાં સાધનમાં જે દોષ હશે તેમને ઢાંકી ગુણરૂપે માનશે; ને એમ ગુણદર્શી થવાથી તૃષ્ણા વધતાં મારૂં મારૂં એમ કહી સુખ- સાધનને સંગ્રહશે; એટલે જ્યાંસુધી આવું આત્મદર્શન રહેશે ત્યાં સુધી સંસાર સુસ્થિર બન્યો જશે કહ્યું છે: જે આત્મા દેખેછે, તેને આ હું એવો શાશ્વતસ્નેહ બંધાય છે, સ્નેહને લીધે સુખની તૃષ્ણા થાયછે. ને તૃષ્ણા છે તે દોષને પણ ગુણરૂપે બતાવેછે ગુણદર્શી તૃષ્ણા પામતાં સુખસાધનોને મમત્વથકી સંગ્રહે છે, માટે જ્યાં સુધી આત્માભિનિવેશ, ત્યાં સુધી સંસાર રહેછે. આત્મા હોય ત્યાં સુધી મારૂં તારૂં એવા વિભાગ બનેછે, ને તેમ થતાં રાગદ્વેષ પેદા થાયછે, ને તેમની સાથે સર્વે દોષ આશ્યા આવેછે. માટે મુક્તિ ઇચ્છનારે એ પુત્ર કલત્રાદિ સ્વરૂપ તે સર્વ અનાત્મા, અશુચિ. અનિત્ય દુઃખરૂપ છે, એમ શ્રુતમયી અને ચિંતામયી, ભાવનાથી વિચારવું. એમ ભાવના બંધાતાં અભિષ્વંગ છૂટી જાય. અને અધિક અભ્યાસથી વૈરાગ્ય પેદા થાય; એટલે સાસ્રવચિત્તસંતાનરૂપ સંસારની નિવૃત્તિ

થાય, એજ મોક્ષ એવી ભાવના વિ ા પણ, કાયક્લેશ રૂપી તપ કર વાથી સકલ કર્મનો ક્ષય થાય, અને એમ મોક્ષ મળે, એવુ માનવુ ખોટુ છે, કેમકે કાયકલેશ છે તે કર્મના ફલરૂપ છે, અને તેથી નારકાદિકાય સતાપતુલ્ય છે, એટલે તે તપ કહેવાય નહિ કમ છે તે વિચિત્ર શક્તિવાળુ છે એમ જાણવુ કેમકે નહિ તો વિચિત્રફલ જે પ્રાપ્ત થાય છે તેની ઉપપત્તિ બને નહિ તેવુ જે કર્મ તે એકલા કાયસતાપમાત્રથી કેમ ક્ષીણ થાય ? એમ ક્ષીણ થાય એવુ માનીએ તો ગમે તેથી પણ ક્ષીણ થાય અને અવ્યવસ્થાનો પ્રસગ આવે વળી જો એમ કહો કે કર્મશક્તિના, અકરવકીજ, ક્ષય કરનાવાળુ છે, એટલે એ પ્રકારે પણ તપથકી વિચિનશક્તિવાળા કર્મનો ક્ષય બનશે, તો એ પ્રકારે તો અલ્પકલેશવાળા ઉપવાસાદિ તપથી અશેષકર્મનો ક્ષય થવાનો પ્રસગ માનવો પડશે, કેમકે નહિતો શક્તિસકર જે મા ન્યા તે ઊપપન્ન નહિ થાય કહ્યુ છે કર્મક્ષયથી મોક્ષ, ને તે કર્મક્ષય તપથી થાયછે, પણ તે તપ તે કાયસતાપમાત્રજ નહિ કેમકે તે તો કર્મફલ રૂપ હોવાથી નારકદુ ખ જેવોજ છે, એટલે તપ કહેવાય નહિ એ અથવા એવુ બીજુ કાઈ એક તપ તે વિચિત્ર રૂપ કર્મનો ક્ષય કરવા સમર્થ નથી શક્તિસકર કરીને કર્મનો ક્ષય કરે છે એમ માનવુ એ તો વચનમાત્રજ છે માટે નિરાત્મભાવનાના પ્રકર્ષવિશેષથકી ચિત્તની જે નિષ્કલેશાવસ્થા તેજ મોક્ષ આ વાતનુ હવે સમાધાન કહીએ છીએ જ્ઞાનક્ષણપ્રવાહ એ આદિ વાત કહી તે અવિચારિતરમણીય છે, કેમકે જ્ઞાનક્ષણ પ્રવાહ મના જુદા, મોતીની માળાના મોતીને સગ્રહકર સૂત્ર જેવો, આત્મા માન્યા વિના તો કૃતનાશાકૃતાભ્યાગમાદિ દોષ પેદા થાય તેમજ સ્મરણાદિ પણ સભવે નહિ વળી જે એમ કહ્યુ કે જે આત્મ દર્શી થાય છે ઇત્યાદિ તે તો ઠીકજ છે પણ જે અજ્ઞાની છે તેજ સુખસાધનને દુ ખાદિ કેવલ રહિત માની, આત્મસ્નેહથકી સસારી અને દુ ખાનુષક્ત એવા સુખ સાધનમા મૂર્ખ રોગી અપથ્યાદિમા પ્રવર્તે તે રીતે, પ્રવર્તે છે, પરતુ જેને હિતાહિતનો વિવેક કરવાની બુધ્ધિ છે તે તો ક્ષણિકસુખના સાધન એવા અગનાદિને તજી, આત્મસ્નેહ

થકી, આત્યંતિક છે. વળી જે કહ્યું કે મુક્તિ ઇચ્છનારે ઇત્યાદિ તે પણ અજ્ઞાનવચન છે. કેમકે અનિત્ય, અનાત્મક, એવી ભાવના કરવી તે તત્તત્ પ્રતિયોગીવિષયના અભાવે મિથ્યા છે, ને તેથી, નિત્યત્વાદિભાવનાની પેઠે મુક્તિ આપવે અસમર્થ છે; તેમ, કાલાંતરસ્થાયિ એવા કોઇ એક અનુસંધાતા વિના ભાવના પોતે પણ બનવી અશક્ય છે. વળી, જેને સાંકળો વગેરેનો બંધ થયેલો છે, તેનેજ તેમાં છૂટા થવાના ઉપાયનું જ્ઞાન થતાં, તે પ્રમાણે કરવાનું બની આવે તો મોક્ષ થાય છે, એમ સમાનાધિકરણ હોય ત્યાંજ બંધમોક્ષવ્યવસ્થા ઘટે; પણ તમારા મતમાં તો બંધનો ક્ષણ જુદો છે, મુક્તિકારણપરિજ્ઞાનનો ક્ષણ જુદો છે, ને તેમ કરીને મુક્તિ પામવાનો ક્ષણ જુદો છે, એમ સર્વથા વૈયધિકરણ્ય છે, એટલે મુક્તિની વાતજ જે કહોછો તે અયોગ્ય છે. વળી જે બુદ્ધિમાન્ છે તે બધા એમજ માનીને પ્રવૃત્તિ કરેછે કે આ અમુક વસ્તુ છે કે અમુક પ્રવૃત્તિ છે તેમાથી મને અમુક લાભ થશે, તો તમારા મતમાં, એ પ્રમાણે અમુક માર્ગે પ્રવર્તતાં મોક્ષ પ્રાપ્તિ થશે એવા અનુસધાન પૂર્વક પ્રવૃત્તિ કરનાર કોણ છે? ક્ષણ કે ક્ષણસંતાન ? ક્ષણ તો નહિ કેમકે તે એકક્ષણસ્થાયી છે, નિર્વિકલ્પ છે, એટલે આટલો બધો વ્યાપાર કરવા અસમર્થ છે. ક્ષણસંતાન પણ નહિ કેમકે સંતાની વ્યતિરિક્તસંતાન બૌદ્ધો માનતા નથી. વળી નિરન્વય અને વિનશ્વર એવા જે સંસ્કાર તેમનો મોક્ષાર્થે પ્રયત્ન તે તો મિથ્યાજ જવાનો તમારા મતમાં રાગાદિનો ઉપરમ તેજ મોક્ષ છે; ઉપરમ એટલે વિનાશ; તે નિર્હેતુક હોવાથી અયત્નસિદ્ધ છે; એટલે તે માટે અનુષ્ઠાનાદિ પ્રયાસ કરવો એ વ્યર્થજ છે. વળી એવું અનુષ્ઠાનાદિ માનીએ તોપણ તેનાથી પ્રાક્તન એવા રાગાદિક્ષણનો નાશ થાય છે? કે ભવિષ્યમાં તેમનો અનુત્પાદ સધાય છે? કે ઉત્પાદકશક્તિનોજ ક્ષય થાય છે? કે સંતાનનો ઉચ્છેદ થાય છે? કે સંતાનનો અનુત્પાદ સધાય છે? કે નિરાશ્રય એવી ચિત્તસંતતિ પેદા કરાય છે? પ્રથમવિકલ્પ અનુપપન્ન છે કેમકે વિનાશ, નિર્હેતુક હોવાથી, તમારા મતમાં કંઇ પણ ઉત્પન્ન થઇ શકતો નથી. બીજો વિકલ્પ પણ તેજ કારણથી અયોગ્ય છે; ઉત્પાદનો અભાવ તે અનુ-

त्पाद, ने ते अभावरूप होवाथी कोइ पण रीते उत्पन्न थइ शके नहि केमके थइ शके एम मानता अपसिद्धान्त थाय शक्तिनो क्षय पण अनुपपन्न छे केमके ते पण अभावरूप होवाथी निर्हेतुक उत्पत्ति, तमारा मतमा पामी शकतो नथी मतानने उच्छेद के अनुत्पाद ते पक्ष तो क्षणना उच्छेद अने अनुत्पादनी पेठेज निरस्त जाणवो केमके ते पण अभावरूप होवाथी, निर्हेतुक होवाने लीधे, उत्पन्न थइ शके नहि तेमज वास्तविक रीते सतानमात्रनो अभ्युपगम पण करवामां आवतो नथी, एटले तेना उच्छेद माटे प्रयासनी जरूर रही नहि, मूवाने मारवामाटे कोइ प्रवर्ततु नथी माटे सतानोच्छेद रूप मुक्ति घटे नहि निराश्रयचित्तसततिरूप मुक्ति अने ते माटे प्रयास एवो जे पक्ष रह्यो ते काइक ठाक लागेछे, परतु ए जे केवल चित्तसतति ते सान्वय के निरन्वय लेवी ? आद्य पक्षे सिद्धसाधनदोष छे, केमके सान्वयचित्तसतानने मोक्ष उपपन्न मानीए छीए बध्ध होय तेज मुक्त थाय छे, अबध्ध नहि द्वितीयपक्ष अनुपपन्न छे, केमके सतान निरन्वय रह्यो त्या बध मोक्षनु वैयधिकरण्य आववानु; एटले बध्धनी मुक्त्यर्थे प्रवृत्ति नहि थाय, ने कृतनाशादि दोष तो कायमज रहेशे वळी जे कह्यु के काय क्लेशादि तप नथी इत्यादि ते पण खोटु छे केमके हिंसाविरति रूप व्रतने वृद्धि पमाडनार जे कायक्लेश ते कर्मफलरूप छता पण तपमांज गणाय व्रतनो अविरोधी एवो कायक्लेश ते कर्मनिर्जरानो हेतु होवाथी तप कहेवाय छे, ने एम समजता नारकादि काय क्लेश ते तप मानवानो जे प्रसग तमे कह्यो ते पण परास्त थशे, केमके ते तो हिंसादिने अनुकूल होवाथी तपमा आवी शकतो नथी, एटले साधु एवा कायक्लेशने नारकादि क्लेशतुल्य ठरावानो प्रयत्न कोइ बुध्धिमान् करे नहि शक्तिसक्षयपक्ष लइ अल्प एवा तपथी पण सर्व कर्मनो नाश इत्यादि कह्यु ते बहु ठीक कह्यु छे, केमके विचित्र फल आपवावाळा कर्मनो, शक्तिक्षय थता, अन्त एवा क्षीण मोहवाळा समयमा, तथा अयोगि चरमसमयमा, काइ पण क्लेश विनाज स्वल्प एवा शुक्लध्यानरूप तपथी क्षय थइ जाय छे एम अमे स्वीकारीए छीए एम न मानीए तो छद्मस्थमुक्ति तथा

ર્શનાદિ જાણવાં; ને તે સ્ત્રીઓમાં પણ હોયછે માટે તેમને પણ મુક્તિ-છે. એ પ્રકારે મોક્ષતત્ત્વનો નિર્ણય થયો.

**જે સ્થિરવૃત્તિથી આ નવ તત્ત્વઉપર શ્રદ્ધા કરે તેને સમ્યક્ત્વ જ્ઞાનયોગથકી ચારિત્રયોગ્યતા થાય. ૨૫.**

આ એટલે હવણાંજ બતાવેલાં નવ તત્ત્વ તેમના ઉપર સ્થિરવૃત્તિથી એટલે શંકાદિથકી ચિત્તને ચલાયમાન કર્યાવિના, શ્રદ્ધા કરે અર્થાત્ જાણ્યાવિના શ્રધ્ધા બને નહિ એટલે જાણે તથા શ્રદ્ધાથી સેવે, અવૈપરીત્યથકી સંભાવના કરે તેને ઉક્ત ફલ થાય એમ જાણવું. આમ કહેવાથી એમ પણ સૂચવ્યું કે જાણ્યાછતાં જે શ્રદ્ધા ન કરે તેને ફલ થવાનું નહિ. શ્રીગંધહસ્તિએ મહાતર્કમાં કહ્યુંછે કે દ્વાદશાંગ પણ સાંભળ્યાં હોય છતાં જે વિદર્શન છે તેને તે મિથ્યા છે. એ પ્રકારે જે શ્રધ્ધા કરે તેને સમ્યક્ત્વજ્ઞાનયોગથી એટલે સમ્યગ્દર્શનજ્ઞાન-સદ્ભાવથી સર્વ નિંદ્યવ્યાપારનિવૃત્તિરૂપ ચારિત્રની યોગ્યતા થાય. અત્ર સમ્યક્ત્વનો જે પૂર્વનિપાત કર્યોછે તે જ્ઞાન કરતાં તેનું પૂજ્યત્વ બતાવવાના હેતુથી છે. અર્થાત્ સમ્યક્ત્વજ્ઞાનસદ્ભાવ એજ ચારિત્ર એમ જાણવું, અન્ય નહિ.

**તથાભવ્યત્વપાકથકી જેને આ ત્રણ થાય તે સમ્યગ્જ્ઞાન-ક્રિયાયોગથી મોક્ષભાજન થાય. ૫૩.**

જીવ બે પ્રકારના છે: ભવ્ય અને અભવ્ય. અભવ્યને સમ્યક્ત્વાદિ થતાં નથી, તેમ ભવ્યને પણ ભવ્યત્વપાક વિના તે થતાં નથી, ભવ્યત્વનો પાક થાય ત્યારેજ થાયછે; માટે આ શ્લોકનો અર્થ આવો થશે. ભવ્યનો ભાવ તે ભવ્યત્વ; ભવ્યત્વ એટલે સિદ્ધિગમનયોગ્યત્વ, એવો જીવોનો અનાદિ પારિણામિકભાવ. એ રીતે સામાન્યતઃ ભવ્યત્વની વ્યાખ્યા બતાવી તેનેજ વધારે સ્પષ્ટ કરવા કહેછે: તથાભવ્યત્વ ઇત્યાદિ. તથા એટલે તે અનિયત પ્રકારથકી ભવ્યત્વ; એવો ભાવ છે કે ભવ્યત્વ પોતેજ સ્વસ્વકાલક્ષેત્રગુર્વાદિદ્રવ્યલક્ષણસામગ્રીભેદથી નાના જીવોમાં ભેદ પામેલું તે તથાભવ્યત્વ કહેવાય, નહિતો સર્વ પ્રકારે એકાકાર

અને એ શબ્દથી એ બન્નેને તુલ્યતા કહી છે એમ કહેવાથી એ સૂચવ્યું કે અનુમાનાદિ છે તે પ્રત્યક્ષપૂર્વક છે માટે પ્રત્યક્ષ એ ઉત્તમ પ્રમાણ છે એવું જે કેટલાક કહેછે તે અત્ર ઇષ્ટ નથી, કેમકે ઉભયે, પ્રામાણ્યપ્રતિ સમાન છે ' જો મૃગ દોડે છે ' એ પ્રત્યક્ષની પ્રવૃત્તિ પણ પરોક્ષપૂર્વ કજ છે, એટલે પ્રત્યક્ષની ઉત્તમતા કાઇ મનાતી નથી વળી પરોક્ષ છે તે પ્રત્યક્ષપૂર્વકજ પ્રવર્તે છે એવો કાઇ સર્વત્ર નિયમ નથી જીવસાક્ષાત્કારરૂપ પ્રત્યક્ષસ્થાને પણ અન્યથાનુપપન્ન એવા ઉચ્છ્વાસનિશ્વાસાદિ જીવલિંગના સદ્ભાવ અસદ્ભાવને લઇને પ્રયોજેલા અનુમાનથી, જીવન મરણનીપ્રતીતિ થાય છે, એમ ન હોય તો લોકવ્યવહારનોજ અભાવ થવાજાય આ રીતે પ્રત્યક્ષ અને પરોક્ષ એ બેજ પ્રમાણ છે તથાપિ તે તે સ્થાને જે કારણથી અર્થાપત્તિ, આદિની પ્રમાણતા લાગતી હોય તે સ્થાને તેનો ઉકત બેને વિષે અંતર્ભાવ કરીલેવો મીમાસકો જે અભાવપ્રામાણ્ય કલ્પે છે તે તો પ્રમાણકોટિમાજ આવતું નથી, ને તેને અંદર આણવાની કે બહાર રાખવાની જરૂર પણ નથી, કેમકે અવસ્તુરૂપ છે એટલે ઉપેક્ષ્ય છે જુઓ પ્રત્યક્ષ, અનુમાન, આગમ, ઉપમાન, અર્થાપત્તિ, અભાવ, સંભવ, ઐતિહ્ય, પ્રાતિભ, યુક્તિ, અનુપલબ્ધિ, આદિ જે પ્રમાણ પરમનવાળા બતાવે છે, તેમા અનુમાન અને આગમ એ પરોક્ષના પ્રકાર છે ઉપમાન જે છે તે નૈયાયિકમતમા છે, ને આ પ્રમાણે છે કોઇ ચાકરને સ્વામીએ મોકલ્યો કે જા ગવય લાવ તે ચાકર ગવયશબ્દનો અર્થ જાણતો ન હોવાથી, વગડાના કોઇ માણસને પૂછવા લાગ્યો, ગવય કેવુ હોય? વગડાના માણસે કહ્યુ જેવો ગો તેવો ગવય હોય આટલાથી, પેલા ચાકરને, આપ્ને બતાવેલા સાદૃશ્યવાક્યના સ્મરણની સાહાય્યથી થયેલુ ( ગોસદૃશ તે ગવય ) એ જ્ઞાન, આગવય કહેવાય એવા ફલરૂપ પ્રતિપત્તિ પેદા કરે છે, અને પ્રમાણ કહેવાય છે મીમાસકમતમા પણ એ પ્રમાણ છે ત્યા તેનુ સ્વરૂપ આવુ છે જેને ગો ( ગાય ) ખબર છે, ને જેણે ગવય દીઠુ નથી, કે સાદૃશ્ય વાક્ય પણ સાભળ્યું નથી, તે વિકટ અટવીમા ફરે છે, તેવામાં પેહેલ પહેલુજ ગવય દખે છે, ત્યારે પૂર્વનુ જે પરોક્ષ ગોજ્ઞાન તે તેને સ્ફુરી- ઉઠે છે, ને એમ ભાન પેદા કરેછે કે પેલો જે ગો જોયોહતો તે આના

જેવો હતો, અથવા આ પેલા ગો જેવો છે. જેનાથી જે સમજાય તેનાથી ઉપમાનનું જે પ્રમેય તે સાદૃશ્ય વિશેષિત થાય કે સાદૃશ્ય તે પ્રમેયાન્વિત થાય, એવું વચન પણ છે. આવું જે ઉપમાન તે પરોક્ષના એક ભેદ પ્રત્યભિજ્ઞામાં સમાય છે. અર્થાપત્તિનું લક્ષણ આ પ્રમાણે છેઃ છએ પ્રમાણથી તપાસ્યા છતાં જે અર્થ ઘટતો નથી, ને અન્ય એવા અદૃષ્ટની કલ્પના પ્રેરે છે, તે અર્થાપત્તિપ્રમાણ સૂચવે છે. એ અર્થાપત્તિ પણ અનુમાનમાં સમાય છે, કેમકે અન્યથાનુપપત્તિરૂપહેતુથકી અદૃષ્ટાર્થપરિકલ્પના થાય છે, અને અન્યથાનુપપત્તિ એ અનુમાનનોજ પ્રકાર છે. અભાવ નામે જે પ્રમાણ છે તે ( ૧ ) પ્રમાણપંચકાભાવ ( ૨ ) તદન્ય, ( ૩ ) કે જ્ઞાનવિનિર્મુક્ત આત્મા, એમ ત્રણ પ્રકારે મનાય છે. આદ્યપક્ષનો અસંભવજ જાણવો કેમકે પ્રસજ્યપ્રતિષેધથકી પ્રમાણપંચકાભાવ એવી વસ્તુ અતિ તુચ્છ છે, એટલે કે અવસ્તુજ છે; ને અભાવજ્ઞાન પેદા થવાનો યોગ પણ નથી. દ્વિતીય પક્ષ લેતાં, પર્યુદાસપ્રતિષેધરૂપ અર્થ સમજવો જોઇએ, એટલે જે અજ્ઞાન તે પ્રત્યક્ષજ થવાનું, કેમકે પ્રત્યક્ષથીજ ઘટાદિના અભાવવાળા ભૂતલનું જ્ઞાન બને છે. ક્વચિત્ અઘટભૂતલ એવા પ્રત્યભિજ્ઞાનથી, જે અગ્નિમાન્ નથી તે ધૂમવાન્ પણ નથી એવા તર્કથી, અત્ર ધૂમનથી કેમકે અગ્નિ નથી એમ અનુમાનથી, ગૃહમાંગર્ગ નથી એમ આગમથી, એરીતે અનેક પ્રકારે અભાવની પ્રતીતિ બને છે, ત્યાં અભાવને સ્વતંત્ર પ્રમાણરૂપે પ્રવર્તવું ક્યાં થઇ શકે? તૃતીય પક્ષ તો અસંભવરૂપજ છે, કેમકે આત્માને જ્ઞાનાભાવ થયો ત્યારે વસ્ત્વભાવવેદકત્વ શીરીતે બને ? કેમકે વેદન તે તો જ્ઞાનધર્મજ છે; ને જો તે છતાં અભાવને જાણે એમ કહીએ તો ઉક્તજ્ઞાનભાવનોજ અસંભવ થાય. માટે અભાવ એ પ્રમાણ નથી. તેમજ સંભવ પણ પ્રમાણમાં ન ગણાય. સમુદાયથકી સમુદાયીનો અવગમ તે સંભવ, જેમકે ખારીમાં દ્રોણનો સંભવ ઇત્યાદિ, તે અનુમાન કરતાં ભિન્ન નથી. જુઓ. ખારી દ્રોણવાળી છે, કેમકે ખારી છે, માટે પૂર્વોપલબ્ધ ખારીની પેઠે. ઐતિહ્ય તો જેનો વક્તા જાણાયલો નથી એવી પ્રવાદપરંપરામાત્ર છે, જેમકે આ વડ ઉપર યક્ષ છે. એપણ પ્રમાણ નથી, કેમકે વક્તા જાણાયલો ન હોવાથી તે સંશયરૂપજ છે, નેજો આપ્તવક્તા જાણવામાં હોય તો તે શાબ્દ-

પ્રમાણમા સમાય પ્રતિભાજન્યજ્ઞાન જે ઇંદ્રિય લિગ કે શબ્દ વ્યાપાર એ આદિની અપેક્ષા વિનાજ, અકસ્માતજ, આજ મ્ને મહીપતિનો પ્રસાદ થશે, એવા પ્રકારનુ થાય છે, તે અતીન્દ્રિય હોવાથી માનસ જ્ઞાન છે, અને તેથી પ્રત્યક્ષપ્રમાણમાજ અંતર્ભાવ પામે છે અને જે, પ્રિયાપ્રિયવ્યાપ્તિપ્રભૃતિરૂપ ફલ સાથે જેની વ્યાપ્તિ સમન્વય છે એવા આત્માના પ્રસાદોદ્વેગાદિ રૂપ લિંગથી, પેદા થાય છે, તેતો, પિપીલિકાપટલોત્સર્પણજન્યજ્ઞાનની પેઠે અસ્પષ્ટ અનુમાન રૂપજ છે એ પ્રમાણે યુક્તિ, અનુપલબ્ધિ, એ તથા આદિ શબ્દથકી વિશિષ્ટોપલબ્ધિજન્યબોધાબોધ રૂપ વિશેષ ત્યાગથકી સામાન્યત લખેલુ સાક્ષીની યુક્તિ તે પ્રમાણ એવુ, તથા બીજા પણ પરોપકલ્પિત જે જે પ્રમાણ હોય તે સર્વનો યથાસભવ,—પ્રત્યક્ષ પરોક્ષ એ બેમાં અંતર્ભાવ કરવો, અથવા તે ઉભયથકીજ તેમનુ નિરાકરણ કરવુ એમ પ્રત્યક્ષ પરોક્ષ એ બે કરતા વધારે પ્રમાણ શક્ર પણ સિદ્ધ કરી શકે તેમ નથી હવે તેમના લક્ષણાદિ કહેવાય છે સ્વપરવ્યવસાયી જ્ઞાનને પ્રત્યક્ષ એમ કહેલુ છે એ તો સ્પષ્ટ છે તે બે પ્રકારનુ છે સાવ્યાવહારિક, અને પારમાર્થિક સાવ્યાવહારિક તે બાહ્યેદ્રિયાદિસામગ્રી સાપેક્ષ હોવાથી આપણ વગેરેને થાય છે તે, અપારમાર્થિકજ્ઞાન પારમાર્થિક તે આત્મસંનિધિમાત્રથી અપેક્ષા કરનાવાળુ અવધ્યાદિ પ્રત્યક્ષજ્ઞાન સાવ્યાવહારિક પણ બે પ્રકારનુ છે ચક્ષુરાદીન્દ્રિયજન્ય, અને મનોજન્ય તે પ્રત્યેક પાછુ ચાર પ્રકારનુ છે અવગ્રહ, ઇહા, અવાય, ધારણા વિષયવિષયિસન્નિપાતાનંતર સમુદ્ભૂતસત્તામાત્ર ગોચર જે દર્શન તેથકી થયેલુ અવાતર સામાન્યાકાર વિશિષ્ટવસ્તુગ્રહણ, તે અવગ્રહ એનો અર્થ વિષય તે દ્રવ્યપર્યાયાત્મક અર્થમાન, વિષયી ચક્ષુરાદિ, તેમનો સમીચીન એટલે ભ્રાત્યાદિરહિત અનુકૂલનિપાત, અર્થાત્ તેમનુ યોગ્ય દશાધ્યવસ્થાન, તેથકી અનંતરસમુદ્ભૂત એટલે ઉત્પન્ન થયેલુ, જે સત્તામાત્રગોચર એટલે પ્રથમદર્શનથી સત્તામાત્ર રૂપે સામાન્ય જ્ઞાન થયેલુ, ને પછી અવાતર એટલે મનુષ્યત્વાદિ જાતિવિશેષથી વિશિષ્ટજ્ઞાન થયેલુ એ પ્રમાણે જે વસ્તુગ્રહણ તે અવગ્રહ જાણવુ અવગૃહીતવિષયસંશય પછી તેના વિશેષની આકાક્ષા તે ઇહા

ભિન્ન હોય તો એકના ત્રણ શી રીતે ? ભિન્ન ન હોય તોપણ એકના ત્રણ શી રીતે ? એવી શંકા કરવામાં આવેતો તે યોગ્ય નથી કેમકે કાંઇ ભિન્ન લક્ષણત્વને લઇ તેમનો કાંઇક ભેદ માનેલો છે જુઓ ઉત્પાદ વ્યય ધ્રૌવ્ય તે ભિન્ન છે, કેમકે ભિન્ન લક્ષણવાળા છે, માટે રૂપાદિની પેઠે ભિન્ન લક્ષણત્વ એ હેતુ અસિધ્ધ નથી, અસતને સ્વરૂપ લાભ તે ઉત્પાદ, ને સતનો સત્તાવિયોગ તે વિનાશ જે દ્રવ્ય રૂપે અનુવર્તન તે ધ્રૌવ્ય, એમ ભિન્ન લક્ષણ રૂપે તેમની સર્વને પ્રતીતિ છે પણ એજે પરસ્પર ભિન્ન છે તે પરસ્પરાનપેક્ષ ભિન્ન છે એમ નહિ કેમકે પરસ્પરાનપેક્ષનો દશા તો ખપુષ્પ તુલ્ય થાય છે, ને તેથી તે અસત્ થતા જાય જુઓ ઉત્પાદ પોતે એકલોજ હોઇ શકતા નથી કમકે સ્થિતિ અને વિરામ વિનાનો છે, માટે કૂર્મ રોમની પેઠે એમજ વિનાશ પણ પોતે એકલો હોઇ શકતો નથી, કેમકે સ્થિતિ અને ઉત્પત્તિથી રહિત છે, માટે કૂર્મ રોમની પેઠે એ રીતે સ્થિતિ પણ એકલીજ ન હોઇ શકે, કેમકે વિનાશોત્પાદ–શૂન્ય છે, માટે કૂર્મ રોમની પેઠે માટે પરસ્પરાપેક્ષાવાળા એના ઉત્પાદાદિનું વસ્તુને વિષે સત્વ માનવું વળી એકજ યાત્મક શા માટે ન હોઇ શકે ? કહ્યું છે મ્લશ ભાગ્યો ત્યાં પુત્રીને શોક થયો, અને મૌલિ સમુત્પન્ન થતા પુત્રને પ્રીતિ થઇ, અને રાજા મધ્યસ્થતાગૃહી રહ્યો, પૂર્વાકારનો ક્ષય અને અપરાકારનો પરિગ્રહ એ ઊભયનો આધાર એકજ છે, એમ તત્વ પણ ત્રિરૂપે રહેલું છે એવું તે પ્રકારના પ્રત્યયથકી સમજાય છે ઘટમૌલિસુવર્ણાર્થી, વિનાશોત્પાદ સ્થિતિ ને વિષે હેતુપૂર્વક શોક પ્રમોદ અને માધ્યસ્થ પામેછે પયોવ્રત દધિ ખાતો નથી, દધિવ્રત પય ખાતો નથી, ગોરસ ન ખાવું એવા વ્રતવાળો ઉભયે નથી ખાતો, માટે વસ્તુત્રયાત્મ છે આ વાતને ન સ્વીકારનાર જે પ્રતિવાદિ તેને એમ પૂછવું કે જ્યારે ઘટ વિનાશ પામેછે ત્યારે તે દેશ ( એક ભાગ )થકી વિનાશ પામે છે કે આખો ? જો દેશથકી કહેતા હો તો ઘટનો એક દેશ વિનાશ પામે આખો એ વિનાશ પામે નહિ પણ પ્રતીતિ તો એવી થાયછે કે આખો વિનાશ પામ્યો, એકદેશ વિનાશ પામ્યો એવી થતી નથી, માટે દેશથકી વિનાશ એ પક્ષ સ્વીકારવા યોગ્ય નથી આખો વિ-

નાશ પામે છે એ પક્ષ પણ ઠીક નથી. જો આખો નાશ પામતો હોય તો આખો ઘટ વિનષ્ટ થયો તે પછી કપાલ તથા માટીની પ્રતીતિ થવી જોઇએ નહિ, કેમકે ઘટ તો સર્વથા આખોએ, નાશ પામ્યોછે; પણ કપાલ તથા માટીની પ્રતીતિ ત્યારે પણ નથી થતી એમ તો છે નહિ, કેમકે આ કપાલ માટીનાં છે, સુવર્ણનાં નથી, એમ પ્રતીતિ થાયછે, એટલે આખો વિનાશ પામેછે એ પક્ષ પણ યુક્ત નથી ત્યારે આગ્ચાલે એમજ માનવું આવશ્યક કે ઘટ ઘટસ્વરૂપે વિનાશ પામે છે, પણ કપાલસ્વરૂપે ઉત્પન્ન થાયછે, ને મૃત્તિકાદ્રવ્ય રૂપે ધ્રુવ છે. વળી એમ પણ પૂછવા જેવું છે કે ઘટ જ્યારે ઉત્પન્ન થાયછે ત્યારે શું એક ભાગ થકી ઉત્પન્ન થાયછે કે આખો? જો ભાગથકી કહો તો ઘટ એક ભાગે ઉત્પન્ન થયો એવીજ પ્રતીતિ થવી જોઇએ, આખો થયો એવી નહિ, પણ થાયછે તો એવીજ કે ઘટ આખો ઉત્પન્ન થયો, માટે ભાગથકી એ પક્ષ ક્ષોદક્ષમ નથી આખો થાયછે એ પક્ષ પણ નહિ ચાલે, કેમકે જો આખો ઉત્પન્ન થયો હોય તો તે સમયે મૃત્તિકાની પ્રતીતિ ન થાય, ને તે તો નથી થતી એમ નથી, કેમકે આ ઘટ મૃત્તિકાનો છે સુવર્ણનો નથી. એવી પ્રતીતિ થાયછે; માટે અત્ર પણ બલાત્ એમ માનવું આવશ્યક છે કે જ્યારે ઘટ પેદા થાયછે ત્યારે ઘટસ્વરૂપે ઉત્પન્ન થાયછે મૃત્પિંડ રૂપે વિનાશ પામેછે ને મૃત્તિકા રૂપે ધ્રુવ છે. વસ્તુની પ્રતીતિ જે પ્રકારે સર્વને થતી હોય તે પ્રકારેજ વસ્તુનો અભ્યુપગમ કરવો જોઇએ, નહિ તો વસ્તુવ્યવસ્થાજ કદાપિ બને નહિ: માટે પ્રતીતિ અનુસાર વસ્તુ માનવી જોઇએ. માટેજ જે વસ્તુનો નાશ થયો તેજ નાશ પામેછે, પામશે જે ઉત્પન્ન થાયછે તેજ થાયછે. થશે, જે સ્થિત છે તેજ છે ને થશે, તેમજ જે કોઇક રૂપથી નષ્ટ થયું તે કોઇક રૂપે ઉત્પન્ન પણ થયું, ને કોઇક રૂપે સ્થિત થયું. માટે જે નાશ પામેછે તેજ ઉત્પન્ન થાયછે ને સ્થિતિ ગૃહેછે, ઇત્યાદિ સર્વ વાત ઉપપન્ન છે કેમકે અતર્ તથા બહાર સર્વે વસ્તુનો ત્રિરૂપેજ, અબાધિત પ્રત્યક્ષથી, અનુભવ થાયછે; અને વસ્તુનું જે અનુભૂયમાન સ્વરૂપ હોય તેમાં વિરોધ સિદ્ધ થઇ શકતો નથી, નહિ તો વસ્તુનાં રૂપ રસાદિમાં પણ વિરોધનો પ્રસંગ આવે. પ્રયોગ પણ અત્ર આ પ્રમાણે:—વસ્તુ માત્ર ઉત્પાદ વ્યય ધ્રૌવ્યાત્મક છે, કેમકે સદ્રૂપ છે, જે ઉત્પાદ વ્યય ધ્રૌવ્યાત્મક

નથી તે સદ્રૂપ પણ નથી, જેમકે શશવિષાણ આ તેમ છે, માટે તેવુ છે
આ પ્રમાણે કેવલવ્યતિરેકી અનુમાન છે આ પ્રમાણે સત્નુ લક્ષણ
કર્યું તે થકી, નૈયાયિકાદિએ કલ્પેલુ સત્તાયોગ તે સત્ત્વ એ સલક્ષણ,
તથા અર્થક્રિયાકારિત્વ તે સત્ એ બૌદ્ધોએ કલ્પેલુ સલ્લક્ષણ તે
બને પ્રતિક્ષિપ્ત જાણવા તેમને ખોટાં ઠરાવવાનો જે પ્રકાર તે ગ્રથા-
તરથી જોઇ લેવો હવે " માટે " એમજે અન્વય કહ્યો તેનુ તાત્પર્ય
બતાવીએ ઉત્પાદવ્યયધ્રૌવ્યયુક્ત તેજ સત્ એવુ માનવાનુ છે માટે
માનગોચર એટલે પ્રત્યક્ષ પરોક્ષ પ્રમાણનો વિષય, અને અનત
ધર્મ એટલે અનત સ્વભાવ-સત્ત્વ, જ્ઞેયત્વ, પ્રમેયત્વ, વસ્તુત્વ, ઇત્યાદિ
વાળુ અર્થાત્ અનતપર્યાયવાળુ અનેકાતાત્મક, વસ્તુ એટલે જીવા
દિ જાણવુ એવો ભાવ છે કે ઉત્પાદાદિ સ્વભાવ તેજ પરમાર્થ સત્
મ ટેજ પ્રમાણવિષય આવો સર્વ વસ્તુ અનતધર્માત્મક છે, કેમકે અ
નત ધર્માત્મક હોય તોજ ઉત્પાદવ્યયધ્રૌવ્યાત્મકતા પણ ઘટે નહિ
તો ન ઘટે અનતધર્માત્મકનેજ ઉત્પાદાદિ માનવુ યુક્તિયુક્ત છે એમ
બતાવવા માટેજ અનત ધર્માત્મક એ પદ પ્રયોજ્યુ છે, એટલે પાછ
લા પદમા તે વાત કહ્યાછતા અને ફરી કહી એવોપુનરુક્તિ દોષ માન
વો નહિ પ્રયોગ પણ તેવો છે વસ્તુ અનતધર્માત્મક છે, કેમકે
ઉત્પાદવ્યયધ્રૌવ્યાત્મક છે જે અનતધર્માત્મક નથી, તે ઉત્પાદવ્યય
ધ્રૌવ્યાત્મક પણ નથી, જેમકે આકાશ પુષ્પ એ વ્યતિરેકી અનુમાન
પ્રમાણ છે એકજ વસ્તુમા જે પ્રકારે અનત ધર્મ ઘટી શકેછે તે પૂર્વે
બતાવેલુ છે ધર્મ જેછે તે ઉત્પન્ન થાયછે પાછા વ્યય પામેછે, પણ જે
ધર્મી છે તે દ્રવ્યરૂપ નિત્ય રહેછે ધર્મ અને ધર્મીનુ કાઇક અનન્ય
ત્વ હોવાથી ધર્મી સતાસત્ત્વરૂપે છે કાલત્રયવર્તી જે ધર્મો તે પણ
શક્તિરૂપે સદા સત્ છે, નહિ તો ધર્મના અભાવે કાઇક રીતે તે ધર્મી
અનન્ય એવા ધર્મીના પણ અભાવ ( અસત્ત્વ ) થવાનો પ્રસગ આવે
ધર્મની ધર્મીથકી અત્યત ભિન્ન કે અત્યત અભિન્ન—એવે પ્રકારેજ
પ્રતીતિ થાયછે ઉત્પદ્યમાન અને વિદ્યમાન એવા તેને ધર્મનો
સદ્ભાવ તજ ધર્મી, તે વિના બીજો અસત્ત્વજ માનવુ જોઇએ
એમ પણ નહિ, કેમકે ધર્મીરૂપ આધાર વિના કેવલ ધર્મની ઉપ

સન્નિધિ અશક્ય છે, અને એક ધર્મીરૂપ આધારમાંજ તેમની પ્રતીતિ બને છે અને ઉત્પદ્યમાન વિદ્યમાન એવા ધર્મનું અનેકત્વછતાં પણ, તેનું તે તે અનેક ધર્મરૂપે, અને દ્રવ્યરૂપે ધ્રુવ, એવો ધર્મી અબાધિત પ્રત્યક્ષથીજ સિદ્ધ થાય છે ને માન્યા વિના ચાલે એમ નથી. અબાધિત પ્રત્યક્ષસિદ્ધ એવા ધર્મીને પણ ન માનતાં ધર્મમાત્રનો પણ અભાવ રૂપ થઇ જાય, ને વ્યવહારમાત્રનો ઉચ્છેદ થાય. એ પ્રકારે વસ્તુ અનંતધર્માત્મક સિદ્ધ થયું. પ્રયોગ આ રીતેઃ વિવાદાસ્પદવસ્તુ, એકાનેક, નિત્યાનિત્ય, સદસત્, સામાન્ય વિશેષ, અભિલાપ્યાનભિલાપ્ય ઇત્યાદિ ધર્મવાળુ છે, કેમકે અસ્ખલત્પ્રત્યય તેવીજ પ્રતીતિ પેદા કરે છે. જેની જે પ્રકારે અસ્ખલત્પ્રત્યયથી પ્રતીતિ થાય તે તેજ પ્રકારે, પ્રમાણવિષયરૂપે, માનવુ, જેમકે ઘટ ઘટ રૂપે પ્રતીત થાય છે તો તેજ રૂપે પ્રમાણ વિષય માન્યો છે, પટરૂપે નહિ. તેજ પ્રમાણે વસ્તુ પણ અસ્ખલત્ પ્રત્યયથી પ્રતીયમાન છે, માટે અનેકાંતરૂપેજ, પ્રમાણવિષય પણ માનવું. અત્ર હેતુ સ્વરૂપાસિદ્ધ છે એમ નથી કેમકે અસ્ખલત્પ્રત્યયથી તેવીજ પ્રતીતિ થવાપણું તે સર્વત્ર સર્વ વસ્તુમાં છે. દ્રવ્યપર્યાય રૂપે, એકાનેકાત્મક; નિત્યાનિત્યાત્મક; સ્વરૂપ પરરૂપ થકી સદસદાત્મક; સજાતીયથકી ને વિજાતીયથકી અનુવૃત્તિ અને વ્યાવૃત્તિને લઇ સામાન્ય વિશેષાત્મક; સ્વપર્યાયના ક્રમથકી, અભિલાપ્યત્વ ને લઇને તેમજ યુગપત્ અનભિલાપ્યત્વને લઇને અભિલાપ્યાનભિલાપ્યાત્મક; એમ સર્વ પદાર્થની પ્રતીતિ કોઇને પણ નથી થતી એમ નથી. એટલાજ માટે સંદિગ્ધાસિદ્ધ પણ હેતુ નથી, કેમકે અબાધકતાથકી પ્રતીયમાન જે વસ્તુ તેનું સંદિગ્ધત્વ કહેવાય નહિ. હેતુ વિરુદ્ધ પણ નથી, કેમકે વિરુદ્ધાર્થનો સાધક નથી. સાંખ્ય બૌદ્ધાદિસંમત દ્રવ્યૈકાંત કે પર્યાયૈકાંત તેનું, તથા કાણાદ પાતંજલાદિસંમત પરસ્પરથી ભિન્ન દ્રવ્યપર્યાય રૂપ એકાંતનું, ઉક્ત પ્રકારે અસ્ખલત્પ્રત્યયથી પ્રતીયમાનત્વ છે નહિ; એટલે પ્રયુક્તાનુમાનના હેતુને વિરુદ્ધ દોષવાળો કરીશકાવો અશક્ય છે વળી પક્ષને પ્રત્યક્ષાદિથી બાધ પણ નથી કે જેથી હેતુ અકિંચિત્કર થઇ પડે; દૃષ્ટાંત સાધ્યવિકલ પણ નથી, કેમકે ઘટનું એકાનેકાદિ ધર્મવત્ત્વ તથા તેજ પ્રકારે અસ્ખલત્પ્રત્યયથી પ્રતીતિ કરવાપણું તે અસિદ્ધ નથી એમ

આગળ બતાવેલુ છે માટે આ નિર્દોષ પ્રયોગથકી અનેકાંતવાદ સર્વથા સ્વીકારાર્હ ગણવો જોઇએ

અનેકાંતવાદ ઉપર હવે કોઇ શંકા કરે છે સત્વઅસત્વ, નિત્યાનિત્ય, ઇત્યાદિ રૂપવાળો અનેકાંત, કદાપિ વળે નહિ આના ઉગ્રભર્યા સર્પરૂપ વિરોધાદિ દોષે ડંખેલો હોવાથી કેમ જીવીશકશે ? જુઓ (૧) જે સત્ તેજ અસત્ શી રીતે હોય ? જે અસત તે સત્ કેમ હોય ? એજ વિરોધ, કેમકે સત્વ અને અસત્વ એ પરસ્પર પરિહાર કરનારા અવસ્થિત છે એટલે શીતસ્પર્શ અને ઉષ્ણસ્પર્શની પેઠે પરસ્પર પરિહાર કરનારાં છે એમ છતા કદાપિ સત્વ છે તે અસત્વ રૂપે કે અસત્વ છે તે સત્વ રૂપે વ્યવસ્થિત માનીએ તોપણ સત્વ અસત્વ વચ્ચે કશો ફેર રહ્યો નહિ એટલે—પ્રતિનિયતવ્યવહારનોજ ઉચ્છેદ થશે નિત્યાનિત્યાદિનુ પણ એજ પ્રકારે સમજવુ (૨) નિશ્ચય ન બનવાથી સંશય પેદા થશે (૩) જે અંશે સત્વ છે તે અંશે તો સત્વ ખરૂ, કે તે અંશે પણ સત્વાસત્વ ? ખરૂ કહો તો સ્યાદ્વાદની હાનિ થાય, ને બીજો પક્ષ લો તો એનો એ પ્રશ્ન ફરી પૂછવો પડે કે જે અંશે સત્વ તે અંશે સત્વ કે સત્વાસત્વ. એટલે અનવસ્થા થાય એમજ જે અંશે ભેદ તે અંશે ભેદજ કે ભેદાભેદ ? પ્રથમ પક્ષ લો તો અપસિદ્ધાન્તાપાત ને દ્વિતીય લો તો અનવસ્થા એમ નિત્યાનિત્ય, સામાન્યવિશેષ, સર્વે માટે સમજવુ (૪) સત્વનુ અધિકરણ એક, ને અસત્વનુ બીજુ, એમ વૈયધિકરણ્ય દોષ થયો (૫) જે રૂપે સત્વ તેજ રૂપે સત્વ તથા અસત્વ ઉભયે સંભવે માટે સંકરદોષ થયો, કેમકે એવુ વચન છે કે ઉભયપ્રાપ્તિ તે સંકર (૬) જે રૂપે સત્વ તે રૂપે અસત્વ પણ બને, ને જે રૂપે અસત્વ તે રૂપે સત્વ પણ બને, એમ વ્યતિકર દોષ આવ્યો કેમકે વિષયનો પરસ્પર ફેરફાર એવુ વ્યતિકરવચન છે (૭) સત્નુ અનેકાત્મકત્વ સ્વીકાર્યું ત્યાં જલાદિની પણ અગ્નિરૂપતા સંભવે, ને અગ્ન્યાદિની જલરૂપતા સંભવે, એટલે જલાર્થી અગ્નિપ્રતિ પણ પ્રવર્તે, અને અગ્નિની અપેક્ષા કરનાર જલપ્રતિ પણ પ્રવર્તે, અથાત એ રીતે વ્યવહારનોજ લોપ

થાય ( ૮ ) પ્રત્યક્ષાદિ પ્રમાણથી પણ એમ માનવામાં બાધ આવે છે. ( ૯ ) એવા ધર્મવાળા વસ્તુનો અસંભવજ છે.

આ શંકાનું સમાધાન જે સત્ તેજ અસત્ કેમ હોય એ આદિ વાદિવૃંદવૃંદારકે કહ્યું તે વચનરચનામાત્રજ છે, કેમકે વિરોધપ્રતીતિ થતી નથી, કેમકે તે વંધ્યાગર્ભસ્થ બાલકની પેઠે અનુપલભ રૂપ છે સ્વરૂપાદિથકી વસ્તુ સત્ હોય તેજ સમયે પરરૂપાદિથકી તેના અસત્વનો કાંઈ અનુપલંભ નથી, એટલે એક એકની સાથે રહેવારૂપ શીતાષ્ણસ્પર્શ જેવો વિરોધ થવાનો સંભવ નથી. પરસ્પર પરિહારરૂપ વિરોધ તો એકના એકજ આમ્રફલમાં રૂપરસની પેઠે, તત્ક્ષણ સાથે સાથે થનાર હોય ત્યાં સંભવે, પણ જ્યા સત્ અસત્ સાથે પેદા થતાં નથી ત્યાં, અથવા એક થાય છે ને બીજું નથી થતું ત્યાં, સંભવે નહિ. આમ કહેવાથી વધ્યઘાતક જેવો વિરોધ અથવા અહિનકુલ જેવો વિરોધ, બલાબલ વિરોધ, તે સર્વ નો સદસત્પરત્વે પરિહાર થયો જાણવો; કેમકે સત્ અસત્ તો સમાનબલવાળાં છે, અને મોરનાં ઇંડાંની પેઠે સ્વભાવથીજ નાનાવર્ણ છે, વળી આવો જે વિરોધ તે સ્વરૂપમાત્ર સદ્ભાવકૃત માનો છો ? કે એકકાલાસંભવથકી માનોછો ? કે એકદ્રવ્યયોગ્યથકી માનોછો ? કે એક કાલૈકદ્રવ્યાભાવથકી ? કે એક કાલૈકદ્રવ્યપ્રદેશાસંભવથકી ? તેમાનો પ્રથમ પક્ષ યોગ્ય નથી, કેમકે શીતસ્પર્શ, અન્ય નિમિત્તની અપેક્ષા વિનાજ, સ્વાત્મસદ્ભાવમાત્રથીજ ઉષ્ણ સ્પર્શ સાથે વિરોધમાં ભરાઇ પડે એ અશક્ય છે, અથવા ઉષ્ણસ્પર્શને પણ એવુ કોઇ સાથે બનતું નથી, કેમકે એમ હોયતો ત્રણે લોકમાં તેમનો અભાવ થવાનો પ્રસંગ આવે. બીજો પક્ષ પણ ન ઘટે, કેમકે એકના એકજ કાલમાં તેમને જૂદા જૂદા હોવાનો સંભવ છે. તૃતીય પક્ષ પણ ન બને, કેમકે એકના એક લોહભાજનનો સ્પર્શ રાત્રીએ શીત હોયછે, ને દિવસે ઉષ્ણ હોયછે, છતાં તેમાં કાંઇ વિરોધ હોતો નથી. ચોથો પક્ષ પણ ન ચાલે, કેમકે ધૂપકડાદિને વિષે ઉભયનો ઉપલંભ સંભવે છે. પાંચમો પક્ષ પણ ન ચાલે, કેમકે એકના એક લોહભાજનને વિષે, સ્પર્શાપેક્ષાથકી જ્યાં ઉષ્ણત્વ છે ત્યાંને ત્યાંજ રૂ-

પાપેક્ષાયકી શીતત્વ છે, કેમકે જો રૂપાપેક્ષાયકી પણ ઉષ્ણત્વ હોય તો જોનારનાં નયનો દાહ થવો જોઇએ એકજ વસ્તુને એકજ વખતે ઉભયતા કેમ હોઇ શકે ? એવું કહેવું ખોટું છે, કેમકે એકના એકજ પુરુષને ઉદ્દેશીને, અપેક્ષાવશાત્, ગુરુત્વ, લઘુત્વ, બાલત્વ, વૃદ્ધત્વ, યુવત્વ, પુત્રત્વ, પિતૃત્વ, ગુરુત્વ, શિષ્યત્વ, એ આદિ, પરસ્પર વિરુદ્ધ એવા પણ વગર વિરોધે વિધાન કરી શકાય છે, તે પ્રમાણે સ ત્વાસ ત્વનું પણ સમજવું માટે ભાગે વિરોધ ઘટતો નથી, કથંચિત્ જે વિરોધ તે તો સર્વ ભાવને તુલ્ય છે, એટલે બાધક નથી ( ૨ ) એજ પ્રકારે સંશય પણ યુક્ત નથી, કેમકે સ ત્વાસ ત્વ એ સ્ફુટ રૂપે પ્રતીયમાન છે સંશય તો જ્યાં અદૃઢ પ્રતીતિ હોય ત્યાં સંભવે, જેમ કે કોઇ પ્રદેશમાં સ્થાણુ કે પુરુષ છે એ વિષે ( ૩ ) વળી જે અનવસ્થા બતાવવા યત્ન કર્યો તે પણ ગુરુચરણ ન સેવ્યાનું પરિણામ છે, કેમકે સ ત્વાસ ત્વાદિ જે છે તે વસ્તુના ધર્મ છે, ધર્મના ધર્મ નથી ધર્મને ધર્મ ન હોય એવું વચન છે આનો એકાંત નિશ્ચય સ્વીકારવાથી અનેકાંતવાદની હાનિ થાય છે એમ ન ધારવું, કેમકે અનેકાંતગત પણ સમ્યગેકાંતનિશ્ચય વિના બને નહિ નય માટે એકાંત માનતાં છતાં, પ્રમાણથકી તો અનેકાંતનોજ નિશ્ચય છે, કેમકે દૃષ્ટેષ્ટથકી તેવીજ વ્યવસ્થા છે વળી સ ત્વાદિ સ ત્વાસત્ત્વકલ્પના થવા દો, તથાપિ તેથી કશો દોષ આવતો નથી અનવસ્થિતિ દોષ કહ્યોજ છે એમ કહેશો તો તેમ નથી, કેમકે તે અનવસ્થા તો અનેકાંતનું ભૂષણ છે દૂષણ નથી, મૂલક્ષતિ કરનાર ન હોવાથી અનેકાંતની શોભા વધારનારજ છે તે અનવસ્થા દૂષણરૂપ છે કે જે થકી મૂલક્ષતિ થતી હોય, કેમકે કહ્યું છે કે મૂલપ્રતિકરી અનવસ્થા તે દૂષણ કહેવાય છે, વસ્તુનું આનન્ત્ય હોય ત્યાં કે આગળ જાણવાની અશક્તિ હોય ત્યાં અનવસ્થા આવવાનીજ, ને તે દૂષણ નથી માટે જેમ જેમ સ ત્વાસત્વમાં પણ સ ત્વાસ ત્વકલ્પના કરાય તેમ તેમ અનેકાંતનું ઉદ્દીપન થાય છે, ને તેના મૂલની ક્ષતિ થતી નથી જુઓ પદાર્થમાત્રનું સ્વરૂપથકી સ ત્વ છે, પ રૂપથકી અસ ત્વ છે, જ્ઞાનેજ જોઇએ તો તેનું ગ્રહણ એ છે કે સામાન્યને ઉપયોગમાં આવતું, એજ તેનું સ્વરૂપ, એથી જે અન્યવાન અનુપયોગરૂપ તે તેનું પરરૂપ, તો એવા સ્વરૂપ પરરૂપ

થકી સદસ-ત્વની પ્રતીતિ થાયછેજ. જીવનો ઉપયોગ જે વિશેષ જ્ઞાન તે સ્વાર્થાકારરૂપે સ્વરૂપ છે, અર્થાત્ દર્શનાકારગ્રહણ તે સ્વરૂપ, તે થકી જે વિપરીત તે પરરૂપ; તે ઉભય થકી, એમ પણ, સત્વાસ-ત્વ સમજાય છે. જ્ઞાનમાં પણ જે પરોક્ષ તે વિશદ નહિ, પ્રત્યક્ષ તે વિશદ, તે સ્વરૂપ; દર્શનનું પણ ચક્ષુ નિમિત્ત અને ચક્ષુરાદ્યાલોક તે સ્વરૂપ; અવધિ દર્શનનું પણ અવધિ આલોચન તે સ્વરૂપ; એ બધામાં તે તે થકી વિપરીત તે પરરૂપ, એમ પણ સ્વપર રૂપે સ-ત્વાસ-ત્વ પ્રત્યક્ષ છે. પરોક્ષમાં પણ મતિજ્ઞાનને ઇંદ્રિય અનિંદ્રિય નિમિત્ત છે, ને તે દ્વારા સ્વાર્થાકારગ્રહણ તે સ્વરૂપ; અનિંદ્રિયમાત્ર છે નિમિત્ત જેનુ તે શ્રુતનું સ્વરૂપ; ઈંદ્રિયવિકલ એવા અને અવધિમનઃપર્યાયરૂપ પ્રત્યક્ષનુ પણ મનોજ્ઞાનાનપેક્ષસ્પષ્ટાર્થગ્રહણ તે સ્વરૂપ; સકલપ્રત્યક્ષનું સર્વદ્રવ્યપર્યાયસાક્ષાત્કરણ સ્વરૂપ; એ બધામાં તે તેથી અન્ય તે પરરૂપ; એમ સ્વપર રૂપથકી તેમાં પણ સત્વાસ-ત્વ જાણાય છે. એ પ્રમાણે ઉત્તરોત્તર વિશેષોનાં સ્વરૂપ પરરૂપ વિચારી લેવાં, કેમકે તેમના વિશેષ પ્રતિવિશેષ અનંત છે. એ પ્રકારે ઘટપટાદિ પદાર્થોની પણ સ્વપરરૂપપ્રરૂપણા કરી લેવી; અને તેમની અપેક્ષાથી સ-ત્વાસત્વની પ્રતિપત્તિ બેસાડવી. આમ વિચારતાં વસ્તુના સ-ત્વમાં પણ સ-ત્વાસ-ત્વ કલ્પના કરવી એ અનેકાંતનું ઉદ્દીપનજ છે, કાંઇ પણ દૂષણ નથી. ત્યારે તો પાછી એ શંકા રહી કે સ-ત્વમાં સ-ત્વાંતર સ્વીકારવું એતો ધર્મમાં ધર્મ માન્યા બરાબર થયું તેથી ધર્મને ધર્મ હોતા નથી એ વચનનો ભગ થયો. આ શંકા બરાબર નથી. આવુ બોલવું એ સ્યાદ્વાદામૃતરહસ્યનું અજ્ઞાનજ બતાવેછે. પોતાના ધર્માની અપેક્ષાથી જે ધર્મ છે તે પોતાના અન્ય ધર્મની અપેક્ષાએ ધર્મી છે; અનેકાંતાત્મક વ્યવસ્થાની ઉપપત્તિ આ પ્રકારેજ થાય છે. માટે સત્વમાં સત્વાંતર કલ્પના કરવી તેમાં જે મૂલ સ-ત્વ તે ધર્મી અને સ-ત્વાંતર તે ધર્મ એમ વ્યવસ્થા થઇ એટલે શંકા કરી તે વ્યર્થ છે. આ પ્રમાણે તો ધર્મને પાછો ધર્માંતરાપેક્ષાથી ધર્મી માનતાં અનવસ્થા થશે એમ ન માનવું, કેમકે ધર્મધર્મીપ્રવાહ, દિવસરાત્રીપ્રવાહના પેઠે,

બીજાંકુરના પૌર્વાપર્યની પેઠે, કે અભવ્ય મસારની પેઠે, અનાદ્યનંત છે ( ૪ ) વૈયધિકરણ્ય રૂપ દોષ પણ ખોટો છે, કેમકે નિર્બાધક પ્રત્યક્ષબુદ્ધિમા સત્ત્વ અને અસત્ત્વનો એકાધિકરણપણે રૂપે પ્રતિભાસ થાયછે, ને એમ જેનો પ્રતિભાસ થાય તેનુ વૈયધિકરણ્ય કહેવાય નહિ કેમકે જો એમ કહેવાતુ હોય તો એકના એક ફલમાત્ર રૂપરસનુ પણ વૈયધિકરણ્ય માનવુ પડે ( ૫-૬ ) સંકર અને વ્યતિકર તે દોષ પણ મેચકજ્ઞાન દૃષ્ટાંતથી નિરસ્ત છે મેચકજ્ઞાન જેમ એક છતા અનેકસ્વભાવવાળુ છે, છતા તેને સંકર કે વ્યતિકર દોષવાળુ મનાતુ નથી તેમ અત્ર પણ જાણવુ વળી અનામિકાને જેમ મધ્યમા અને કનિષ્ઠિકાને યોગે, એકજ કાળે, હ્રસ્વત્વ અને દીર્ઘત્વ છે ને તે છતા ત્યા સંકરાદિ દોષનો પ્રસંગ નથી, તેમજ અત્ર પણ સમજવુ ( ૭ ) વળી જલાદિને પણ અનલાદિરૂપતા આવી પડે ઇત્યાદિ જે કહ્યુ તે પણ મહામોહમા પડેલા પ્રમાદીના લવારા જેવુ છે કેમકે જલાદિને સ્વરૂપાપેક્ષાથી જલરૂપતા છે, પરરૂપાપેક્ષાથી નથી, એટલે જલાદીના અનલ્પ્રતિ પ્રવૃત્તિ થવાનો સંભવ નથી, કેમકે સ્વપરપર્યાત્મકત્વથી સર્વ વસ્તુ સર્વ રૂપે માનેલી છે, નહિ તો વસ્તુસ્વરૂપજ બને નહિ વળી ભૂતભાવિ ગતિને લઇ, જલપરમાણુને પણ ભૂતભાવિ વહ્નિપરિણામાપેક્ષાથી, વહ્નિરૂપતા પણ છેજ, અને તપ્તોદકમા તો જલનો કોઇ પ્રકારે વહ્નિરૂપતા મનાય પણ છેજ ( ૮ ) પ્રત્યક્ષાદિ બુદ્ધિને વિષે પ્રતિભાસમાન એવા સત્ત્વાસત્ત્વને કીયા પ્રમાણથી કેવી રીતે બાધ કહોછો તે સમજાતુ નથી, પ્રત્યક્ષ વાત શી રીતે અનુપપન્ન ઠરાવોછો ? એ ન બતાવાય ત્યાં સુધી સર્વ વાતમાં આવી શંકા કરવાનો તો પ્રસંગ સ્પષ્ટજ છે ( ૯ ) જે પ્રમાણપ્રસિદ્ધ છે તેનો અભાવ કલ્પી શકાતો નથી, કેમકે એમ તો અવ્યવસ્થા થાય, અને પ્રમાણાદિ વ્યવહારનો પણ વિલોપ થાય જે એમ કહેવામા આવેછે કે અનેકાંતવાદમા પ્રમાણ પણ અપ્રમાણ છે, સર્વજ્ઞ પણ અસર્વજ્ઞ છે, સિદ્ધ પણ અસિદ્ધ છે, ઇત્યાદિ તે પણ, ઉક્ત પ્રકારે સમાધાન હોવાથી ગાલ ગુગુનમાત્રજ જાણવુ કેમકે પ્રમાણ પણ સ્વવિષયે પ્રમાણ, અને પરવિષયે અપ્રમાણ છે, એમ સ્યાદ્વાદીઓ માનેજ છે સર્વજ્ઞ પણ સ્વકેવલજ્ઞાના-

પેક્ષાએ સર્વજ્ઞ, અને સાંસારિક જીવજ્ઞાનાપેક્ષાએ અસર્વજ્ઞ છે; જો જીવજ્ઞાનાપેક્ષાએ પણ સર્વજ્ઞ હોય તો સર્વ જીવને સર્વજ્ઞત્વ પ્રસંગ આવે, કે સર્વજ્ઞને છદ્મસ્થના જ્ઞાનવાળો થવાનો પ્રસંગ આવે. સિધ્ધ પણ પોતાનાં કર્મપરમાણુના ક્ષયની અપેક્ષાએ સિદ્ધ છે, અને પરજીવકર્મસંયોગાપેક્ષાએ અસિદ્ધ છે; કેમકે જોતે અપેક્ષાએ પણ સિધ્ધજ હોય તો જીવમાત્ર સિધ્ધ હોવા જોઇએ. એજ પ્રમાણે કૃત પણ અકૃત છે, ઉક્ત પણ અનુક્ત છે, ઇત્યાદિ જે જે પરવાદીઓ કહે છે તે તમામ પરાસ્ત જાણવું. સિધ્ધોને જે કર્મક્ષય માન્યો તે એકાંતથકી કે કથંચિત્ ? એવી શંકા કોઇ કરે છે, તે કહે છે કે આદ્ય પક્ષ સ્વીકારતાં અનેકાન્ત હાનિ થાય, ને દ્વિતીય પક્ષ સ્વીકારતાં કર્મક્ષયાભાવને લીધે સિદ્ધ પણ સંસારી જીવની પેઠે, અસિદ્ધ થાય. એનું સમાધાન કે સિદ્ધોને જે કર્મક્ષય છે તે સ્થિતિ અનુભાગ પ્રકૃતિ રૂપાપેક્ષાએ છે, પરમાણુ અપેક્ષાએ નથી, કેમકે પરમાણુનો કાંઇ ક્ષય થતો નથી; થતો હોય તો ઘટાદિનો મોગરીથી પરમાણુ પર્યંત ચૂરો કરતાં કરતાં વસ્તુમાત્રનો નાશ થવાનો પ્રસંગ આવે. માટે એ વાતમાં પણ અનેકાંતજ માનવો જોઇએ. માટે અનેકાંતશાસન દૃષ્ટેષ્ટાવિરુદ્ધ છે એમ સિધ્ધ થયું.

બૌદ્ધાદિ છે તે પોતે પોતાની યુક્તિઓથીજ સ્યાદ્વાદને સ્વીકારતા છતા વચનમાત્રથી તેનો નિષેધ કહે છે; અને એમ પોતાની જાતે અતિ કુલીનતાનું અભિમાન રાખતાં છતાં જે કોઇ પોતાની માતાનેજ જન્મથીજ અસતી કહેતો હોય તેના જેવું કામ કરે છે. જુઓ. સૌગતાભ્યુપગત અનેકાંતવાદ સમજતવીએ. દર્શન છે તેથી ક્ષણિકત્વ અક્ષણિકત્વ ઉભયે જેનામાં છે એવા અર્થનું ગ્રહણ થાય છે. એટલે કહીંક ભ્રમને લઇને અક્ષણિકત્વ માનવામાં આવે તો પણ દર્શન છે તે અક્ષણિકત્વની બાબતમાં પ્રમાણ નથી, પણ ઉલટું અપ્રમાણ છે; કેમકે વિપરીત અવસાયવાળું છે. ક્ષણિકત્વ વિષે પણ તે અપ્રમાણ છે, કેમકે અનુરૂપ અધ્યવસાય પેદા કરતું નથી. પણ નીલરૂપને વિષે તો તે પ્રકારનો નિશ્ચય પેદા કરનારું હોવાથી પ્રમાણ છે.

આ પ્રમાણે કરતા બૌધ્ધોને, એમજ દર્શનને ક્ષણિકત્વ અક્ષણિકત્વને વિષે અપ્રમાણ અને નીલરૂપાદિને વિષે પ્રમાણ માનતા અનેકાન્તાભ્યુપગમ બલાત્ આવી પડયો (૨) વળી દર્શનોત્તર કાળે થનાર અને સ્વાકારાધ્યવસાયી એવા વિકલ્પનું બાહ્યાર્થપરત્વે સવિકલ્પકત્વ, અને આત્મસ્વરૂપ પરત્વે સર્વ ચિત્ત ચૈત્ત તેનું આત્મસંવેદન પ્રત્યક્ષ છે એવું વચન હોવાથી નિર્વિકલ્પકત્વ, એમ એક વિકલ્પનુંજ દ્વિરૂપત્વ સ્વીકારતા બૌધ્ધોનો વાદ અનેકાંતવાદથી શીરીતે જૂદો હોય ? (૩) હિંસાવિરતિદાનાદિચિત્ત જે સ્વસંવેદનગત બોધસત્વરૂપત્વ સુખ ઇત્યાદિને વિષે પ્રમાણ ગણાય, તેજ ક્ષણક્ષયિત્વ સ્વર્ગપ્રાપકશક્તિયુક્તત્વ ઇત્યાદિને વિષે અપ્રમાણ ગણાય એ પણ અનેકાંતજ થયો (૪) જે નીલ ચતુરસ્ર ઉર્ધ્વતાદિ રૂપે કરીને પ્રમેય, તેજ પાછું મધ્યભાગપ્રમાણુવિવર્ત રૂપે અપ્રમેય, એટલે અનેકાંત શામાટે નહિ ? (૫) સવિકલ્પક સ્વપ્નાદિ દર્શન જે બાહ્યાર્થાપેક્ષાએ ભ્રાંતિજ્ઞાન છે, તેજ સ્વસ્વરૂપાપેક્ષાએ અભ્રાન્ત, એમ બૌધ્ધો માનેછે, (૬) તેમજ દ્વિચન્દ્રત્વાદિ જે દ્વિત્વ પક્ષે મિથ્યા છે, તેજ ધવલતાનિષ્કતદ્દેશચારિતાદિ વિષે સત્ય મનાય છે (૭) ભ્રાંત જ્ઞાન છે તે ભ્રાંતિ રૂપે પોતાને જાણતું અને જ્ઞાનરૂપતાએ પણ જાણતું પોતાને વિષે બે સ્વભાવ કેમ ન સાધે ? (૮) પૂર્વોત્તરક્ષણની અપેક્ષાએ એકના એકજ ક્ષણને જન્યત્વ અને જનકત્વ માનેછે, (૯) તેમજ અર્થાકારજ્ઞાન તેજ અર્થગ્રાહક બીજું નહિ, એમ માનતાં છતાં ચિત્રપટગ્રાહક જ્ઞાન તે એક છતાં અનેકાકાર માને છે, (૧૦) તેજ પ્રકારે ત્યારે સુગત જ્ઞાન પણ સર્વાર્થવિષય તથા સર્વાર્થાકાર એવું ચિત્ર કેમ ન કહેવાય ? (૧૧) એકના એકજ હેતુનો પક્ષધર્મત્વ અને સપક્ષસત્વ તે રૂપે અન્વય, અને વિપક્ષે વિદ્યમાનત્વથી અન્વયવિરુદ્ધ વ્યતિરેક, તે બેને તેઓ તાત્વિક માને છે, (૧૨) એ પ્રમાણે વૈભાષિકાદિ બૌધ્ધો પોતે સ્યાદ્વાદનો સ્વીકાર કરતા છતા પણ તેમાં વિરોધનો આરોપ કરેછે, તે પોતાના મતાનુરાગજન્ય અંધકારથી વિવેકદષ્ટિ વિલુપ્ત થયાનુંજ પરિણામ છે, અને લક્ષ આપવા યોગ્ય નથી. વળી

સાત્રાંતિક બૌદ્ધમતમાં તો એકજ કારણ છે, ને તે વિવિધ સામગ્રી-યોગે વિવિધ કાર્ય કરતુ જણાયછે. જેમ રૂપરસાદિસામગ્રીગત રૂપ, ઉપાદાન ભાવે થઇ સ્વોત્તરરૂપક્ષણને પેદા કરેછે, અને રસાદિ ક્ષણને પણ સહકારી રૂપે કરેછે; તેજરૂપ પાછું રૂપાલોકમનસ્કાર ચક્ષુરાદિસામગ્રીગત હોઇ પુરુષને જ્ઞાન સહકારીરૂપે પેદા કરેછે, તથા આલોકાદિ ઉત્તરક્ષણ પણ પેદા કરેછે. આ પ્રમાણે એકજ કારણ અનેક કાર્ય એકજ વખતે કરેછે, તે શું એકજ સ્વભાવથી ? કે નાના-સ્વભાવથી ? જો એકજ સ્વભાવથી કહો તો તેમ હોવાથી કાર્યનો પરસ્પર ભેદ ન સંભવે ? અથવા પદાર્થ નિત્ય છતાં એકજ સ્વભાવથી નાનાકાર્ય કરે તે વાતનો નિષેધ શામાટે કરોછો ? જો નિત્યને એક સ્વભાવત્વ લઇને નાનાકાર્ય કરવામાં બાધ હોય તો, અનિત્ય પણ તેવાં નાનાકાર્ય શોરીતે કરી શકવાનું છે ? કેમકે તે તો નિરંશૈકસ્વભાવવાળું છે. સહકારિભેદથી કરી શકશે એમ કહેતા હો તો નિત્યને પણ સહકારિભેદથકી તેમ કરવાની શક્તિ માનતાં શો બાધ છે? જો એમ કહો કે અનિત્ય પણ નાનાસ્વભાવથી કરે તો નિત્યને પણ તેમજ કરવાનું સામર્થ્ય શામાટે ન માનવું ? કૂટસ્થનિત્ય, એક સ્વભાવવાળુ હોય માટે નિત્યને નાના સ્વભાવ ન ઘટે એમ કહો તો અનિત્યને પણ નાનાસ્વભાવ ઘટે નહિ, કેમકે તે નિરંશૈકસ્વભાવવાળું છે આ પ્રમાણે જે દોષ નિત્યત્વ પક્ષે છે તે અનિત્યત્વ પક્ષે પણ છે. એટલે બે પક્ષની સમાનતા છે ત્યાં નિત્યાનિત્ય એવું ઉભયાત્મક વસ્તુ માનવું ઠીક છે, એમ કરવાથી દોષમાત્રનો પરિહાર થઇ શકશે ? ( ૧ ) વિજ્ઞાનવાદી બૌદ્ધો પણ સ્વાર્થ અને આકાર તેથકી અભિન્ન એવુ એક સંવેદન અને સંવેદનથી ભિન્ન ગ્રાહ્યગ્રાહકાકાર સ્વયં અનુભવે છે, એટલે સ્યાદ્વાદને કેમ ખોટો પાડી શકે ? ( ૨ ) સંવેદનની ગ્રાહ્યગ્રાહકાકારવિકલતા સ્વપ્ને પણ અનુભવાતી નથી; જો વિકલતા અનુભવાતી હોય તો તુરતજ મુક્તતા પ્રાપ્ત થવાનો પ્રસંગ આવે, કેમકે તત્ત્વજ્ઞાનોત્પત્તિ તેજ મુક્તતા એવું વચન છે. પણ સંવેદનનો તો કોઇક રીતે પણ સંવેદનરૂપ અનુભવ થાયછે. ત્યારે એકના એક સંવેદનને, અનુભૂત અનનુભૂત એ પ્રકારે, અનેકાંત ન

(૫) એકજ આમળાને કમલ, બીલું, ઇત્યાદિની અપેક્ષાએ મહત્વ અણુત્વની યુગપત્ પ્રાપ્તિ થશે એ વિરોધ થયો. (૬) એજ પ્રમાણે શેલડીને સમિધ્ અને વાંસની અપેક્ષાએ હ્રસ્વત્વ દીર્ઘત્વ થશે. (૭) દેવદત્તાદિને પોતાના પિતાપુત્રની અપેક્ષાએ પરત્વાપરત્વ પ્રાપ્ત થશે. (૮) એક સામાન્ય એ નામે સામાન્યવિશેષ એવું નૈયાયિકો માને છે. સામાન્યવિશેષ છે તે દ્રવ્યત્વ, ગુણત્વ, કર્મત્વ, એ લક્ષણવાળું છે. દ્રવ્યત્વ નવ દ્રવ્યમાં વર્તમાન હોઇ સામાન્ય છે, અને ગુણકર્મથી વ્યાવૃત હોઇ વિશેષ છે. એજ પ્રકારે ગુણકર્મની પણ સામાન્યવિશેષવ્યવસ્થા સમજવી. આમ એકને ને એકને સામાન્યતા અને વિશેષતા એ વિરોધ આવ્યો. (૯) એકના એક હેતુ ને પંચરૂપતા માને છે. (૧૦) એકના એક પૃથ્વીપરમાણુને સત્તાયોગે સત્તા, દ્રવ્યત્વ યોગે દ્રવ્યત્વ, પૃથ્વીત્વ યોગે પૃથ્વીત્વ, પરમાણુત્વ યોગે પરમાણુત્વ, અંત્ય વિશેષથકી પરમાણુથકી ભેદ, એમ માને છે. આ પ્રકારે તે પરમાણુને સામાન્યવિશેષાત્મકતા બલાત્ પ્રાપ્ત થાય છે. સત્વાદિ પરમાણુથી ભિન્ન માનતાં, તેજ પરમાણુને અસત્વ, દ્રવ્યત્વ, અપૃથિવીત્વાદિ પ્રાપ્ત થવાં જોઇશું. (૧૧) એમજ દેવદત્તાત્માને સત્વ, દ્રવ્યત્વ, આત્મત્વયોગથી આત્મત્વ, અંત્ય વિશેષથકી યજ્ઞદત્તાદ્યાત્માથી ભિન્નત્વ, એમ માનતાં દેવદત્તાત્માની સામાન્યવિશેષતા અવશ્ય માનવી પડે. એમજ આકાશાદિ ને વિષે પણ સંભાવના કરવી. (૧૨) યોગિનાં, નિત્ય એવાં, તુલ્યકૃતિગુણક્રિયવાળાં મુક્તાત્મામનવાળાં પરમાણુમાં પ્રત્યાધારે આ વિલક્ષણ છે—એવી પ્રતીતિ જેથકી થાય છે તે અંત્ય વિશેષ એમ કહેવાય છે, ત્યાં તુલ્યાકૃતિગુણક્રિયત્વ, તેમજ વિલક્ષણત્વ, પ્રત્યાધારે માનવું એ સ્યાદ્વાદ માન્યા બરાબરજ છે. એ રીતે નૈયાયિકો તથા વૈશેષિકો પોતે અનેકાંતવાદ માનતાં છતાં તે વાદને ખંડવા તૈયાર થાય છે એ બહુ હાસ્યાસ્પદ ગણાય. વળી અનેકાંતવાદ સ્વીકારવાથી એટલો લાભ છે કે પરસ્પરવિભક્ત એવા વાચ્યવાચકની આદિને વિષે

પરસ્પરવર્તન કેવુ માનવુ તે બાબત ( સમવાયાદિ ) વિચાર કરતા જે દૂષણસમૂહ પ્રકટ થાયછે તે પણ દૂર થઇ જાય જુઓ નૈયાયિકાદિ અવયવ અને અવયવી તેનો અત્યંત ભેદ માનેછે, ભેદાભેદ માનતા નથી, ત્યારે પૂછવાનુ એમ છે કે અવયવોમા અવયવી વર્તમાન છે તે એકદેશથકી, કે સામસ્ત્યથકી વર્તમાન છે ? એકદેશથકી કહો તો તે અયુક્ત છે, કેમકે અવયવીને નિરવયવ માનોછો, છતા કદી સાવયવ માનો તો અવયવી તેમનાથી અભિન્ન થયો, અને એમ અનેકાતવાદ પ્રાપ્ત થયો, કેમકે એકજ નિરંશ તેને અનેકાયવત્વ આવ્યુ હવે અવયવીને ભિન્ન માનો ત્યારે તે અવયવમા શી રીતે વર્તમાન છે તે બતાવવુ જોઇએ એકદેશથી કે સમસ્ત ? એકદેશ પક્ષ લો તો એની એ વાત ફરીથકી આવશે એટલે અનવસ્થા થઇ સમસ્ત વર્તેછે એમ કહેવુ પણ યોગ્ય નથી, કેમકે અવયવી પ્રતિઅવયવે છે એટલે બહુ અવયવી પેદા થવાનો પ્રસંગ માનવો પડે માટે અવયવથી ભિન્ન અવયવો એવુ વિચારમાં આવી શકતુ નથી ત્યારે તમે પૂછશો કે અભિન્ન માનતા પણ અવયવીમાત્ર હોય કે અવયવમાત્ર હોય એમજ થાય તો તે શંકા ઠીક નથી કેમકે એકાત અભેદ એવુ માનવામા નથી, પણ અનોન્યાવિશ્લિષ્ટ સ્વરૂપ, વિવક્ષામાત્રથી ભેદથકી ભાસતો, એવો અવયવી અવયવોમાં રહેલો માનીએ છીએ અબાધિત પ્રત્યક્ષમા સર્વત્ર અવયાવયવીનો પરસ્પર ભેદાભેદજ સમાયછે, બાકી એક રૂપે જાણાતા ને અન્યરૂપે માનતા તો બ્રહ્માદ્વૈત વા૦ કે શૂન્યવાદાદિ પણ માની શકાવાનો પ્રસંગ આવે માટે સંયોગીને વિષે સંયોગ, સમવાયીને વિષે સમવાય, ગુણીને વિષે ગુણ, વ્યક્તિને વિષે સામાન્ય, એ બધાં અત્યંત ભિન્ન માનવાથી, તેમના તેમના વર્તન સબંધી વિચાર કરતી વખતે, એકદેશ અને સામસ્ત્ય એ વિકલ્પ થકી તે બહુ દોષગ્રસ્ત જાણાય છે એમ ન થાય તે સારૂ એકાંતે તજી અનેકાતનો સ્વીકાર કરવા વિના મોક્ષનો સભવ નથી, માટે પ્રથમથીજ મત્સર તજી અનેકાત સ્વીકારવો એ સારી વાત છે, એકાંતકલ્પના કરીને જીવને કલેશ આપવો તે વ્યર્થ છે

સાંખ્યવાળા પણ સત્વરજસ્તમસ્ એવા અન્યોન્ય વિરુધ્ધ ગુણવાળું પ્રધાન માને છે, એકની એક કૃતિને સંસારાવસ્થા અને મોક્ષસમય તેને વિષે ક્રમેકરીને પ્રવૃત્તિ નિવૃત્તિ માને છે, તો પોતે અનેકાંતમતવિમુખ છે એમ કેમ માની શકે? મીમાંસકો તો પોતાની મેળેજ, પ્રકારાંતરથી, એકાનેકાદ્યનેકાંતને માનેછે, એટલે તેમની વધારે તપાસ જરૂરની નથી. અથવા શબ્દ અને તેના સંબંધનું એકાન્તનિત્યત્વ માને છે તે બાબત તેમને થોડુંક પૂછવાનું છે. ત્રિકાલશૂન્ય કાર્યરૂપ અર્થવિષયવિજ્ઞાનને ઉત્પન્ન કરનારી તે ચોદના એમ મીમાંસકો કહેછે. અત્ર કાર્યતા ત્રિકાલશૂન્ય છે એટલે તે અભાવપ્રમાણનો વિષય થઇ, ને તેનું અર્થત્વ માનતાં તે પ્રત્યક્ષપ્રમાણનો વિષય થઇ એમ ચોદનાને ઉભયરૂપતા પ્રાપ્ત થઇ. હવે બૌદ્ધાદિ સર્વ દર્શનને ઇષ્ટ એવાં દૃષ્ટાંત તથા યુક્તિઓ અનેકાંતની સિધ્ધિ માટે કહેવાયછે. (૧) બૌધ્ધાદિ સર્વે દર્શન અનેકાત્મક સંશયજ્ઞાનને સ્વીકારેછે, અને એમ અનેકાંતવાદ સ્વીકારેછે. (૨) વળી સ્વપક્ષસાધક અને પરપક્ષોચ્છેદક એવા વિરુધ્ધ ધર્મવાળુ અનુમાન માનનાર અનેકાંતને શીરીતે ખોટો કહી શકે? જેમ મયૂરના ઇંડાના રસને વિષે નીલાદિ સર્વ વર્ણ એકરૂપ નથી, કે અનેકરૂપ નથી, પણ એકાનેકરૂપ છે, તેમજ અનેકાંતનું પણ સમજવું. કહ્યુંછે કે જે પ્રકારે મયૂરાંડરસમાં નીલાદિવર્ણ રહ્યાછે, તેજ પ્રમાણે અન્યોન્યસન્મિશ્ર એવાં નામાદિ ઘટમાં રહેલાંછે. ભેદ હોવાને લીધે અન્વય નહિ, ને અન્વયવૃત્તિથી ભેદ નહિ, માટે મૃત્તિકા અને ભેદ ઉભયના સંસર્ગવાળો જાત્યંતર ઘટ માનવો. એક ભાગે સિંહ અને એક ભાગે નર એવો જે બે ભાગરૂપ પદાર્થ તે અભાગને વિભાગ થકી નરસિંહ એમ કહેવાયછે; તે સિંહરૂપ હોવાથી નર નથી, ને નરરૂપ હોવાથી સિંહ નથી, માટે શબ્દવિજ્ઞાનના કાર્યના ભેદે કરીને તે જુદીજ જાતિ છે. હેતુનુ લક્ષણ ત્રિરૂપ કે પંચરૂપ કહેતા સતા એવા પરવાદીઓ સર્વનું સદસત્ત્વ શામાટે નથી માનતા? એકના એક પુરુષને પિતૃત્વપુત્રત્વાદિ અનેક સંબંધ, ભિન્નનિમિત્તે કરી-

ને વિરુદ્ધ નથી, જુઓ કે તે પુરુષ પોતાના પિતાની અપેક્ષાએ પુત્ર છે, ને પોતાના પુત્રની અપેક્ષાએ પિતા છે ભિન્નનિમિત્ત એવા સબંધમા વિરોધ આવતો નથી, જેમકે તે એકજ છતા પિતા પુત્ર ઉભય, ભિન્નઅપેક્ષાથકી થાયછે એજ રીતે અનેકાતમા પણ દ્રવ્યરૂપે એક અને પર્યાયરૂપે અનેક ઇત્યાદિ ભિન્નનિમિત્તતા છે, તેમાં કશો વિરોધ નથી, જો દ્રવ્યરૂપેજ એકાનેક હોત તો અભિન્નનિમિત્તતાને લઇને વિરોધ આવત વિરોધનુ મૂલજ અભિન્નનિમિત્તત્વ છે, પણ ભિન્નનિમિત્તત્વ નથી સુખદુ ખનરદેવાદિ પર્યાયપણ આત્માને નિત્યાનિત્યત્વ એ અનેકાત વિના મળવશે નહિ જેમ સર્પ એ દ્રવ્યરૂપે સ્થિર છે તેને ઉત્ફણ વિફણાવસ્થા પરસ્પર વિરુદ્ધ છતાં દ્રવ્યાપેક્ષાએ વિરુધ્ધ નથી, અથવા જેમ એકની એક આગળીમાં સરલતા, વિનાશ, વક્રતા, ઉત્પત્તિ છે, અથવા જેમ ગોરસ એવા સ્થાયી પદાર્થમા દુગ્ધપર્યાયના વિનાશ પછી દધિપર્યાયોત્પત્તિ સભવેછે એમ પ્રત્યક્ષસિધ્ધ છે, એમજ સર્વ વસ્તુની દ્રવ્યપર્યાયાત્મકતા પણ સિધ્ધ જાણવી વળી સર્વદર્શનોમા પોતાપોતાનુ ઇષ્ટ એવુ સાધ્ય સાધવા માટે જેજે હેતુ પ્રયોજવામા આવેછે તે પણ અનેકાત વિના સમીચીન થવાના નહિ એ બતાવવા માટે અત્ર સ્વોપજ્ઞ એવુ પરહેતુતમોભાસ્કર નામનુ વાદસ્થાન લખીએ છીએ પોતાને સકલ તાર્કિ ચૂડામણિ રૂપે માનતા, સર્વદા સ્વાભિમાનને પોષનારા, ગુણવાન્ અને વિદ્વાન્ પ્રતિ મત્સર ધારણ કરનારા, મુગ્ધજનસમાજમા લાબી લામી વાતોના તડાકાથી ભભકો મારનારા, તે સ્પષ્ટ ઉદ્દામતાથી સ્વાનુભવથકીજ, સમસ્તવસ્તુ સમૂહસ્થ એવા સ્પષ્ટ અનેકાતને અનુભવતા સતા, અને પોતે યુક્તિ પ્રયુક્તિથી અનેકાંતનેજ વદતા સતા પણ પ્રકટ વચનથકી અનેકાત એ નામને તજતા, ને તેથી યથાવસ્થિત વસ્તુસ્વરૂપ ન જાણતા, પોતાના મતનોજ અનુરાગ રાખેછે, અને કોઇ વિદ્વાનને પોતે ન જાણતાં છતાં પણ વસ્તુસ્વરૂપ કેવુ છે તે ન પૂછનારા, તેમના સાધ્ય સાધનાર્થે હવાણાં જે સાધન કહી ગયા તેને તપાસીએ તેમાં સિદ્ધિ, સિદ્ધિનુ કારણ હેતુ છે, માટે અનેકાન ની વ્યવસ્થાપના કરવા

સારૂ, યથાવસ્થિત વસ્તુસ્વરૂપ દર્શાવતા એવા અમે પ્રથમે હેતુનુંજ સ્વરૂપ યથાર્થ અનેકાંતરૂપ છે એમ બતાવીએ છીએ. માટે ધ્યાન દઇ ને, તથા તમારા પક્ષના પક્ષપાત તજીને, ક્ષણવાર મધ્યસ્થતા ગ્રહી, સાંભળો. જુઓ. તમે જે હેતુ પ્રયોજોછો તે અન્વયી હોઇ સ્વસાધ્ય સાધે છે, કે વ્યતિરેકી હોઇ, કે અન્વયવ્યતિરેકી હોઇ ? જો અન્વયી એમ કહો તો "તેનો પુત્ર હોવાથી" એ હેતુ પણ શ્યામત્વનો સાધક માનવો જોઇશું, કેમકે અન્વયમાત્ર તો ત્યાં પણ છે. તેમ વ્યતિરેકી પણ નહિ કેમકે "તેનો પુત્ર" એ હેતુ શ્યામત્વ-સાધક થાય. ક્ષણશ્યામત્વાભાવવાળા ગૌરપુરુષાદિમાં "તેનો પુત્ર હોવાથી" એ હેતુનો અભાવ છે. અન્વયવ્યતિરેકી એમ કહો તો પણ એનો એજ હેતુ સાધ્યસાધક બનવા જાય. ત્રણે રૂપયુક્ત એવો એ જે હેતુ ( તેનો પુત્ર હોવાથી તે ) તેને હેત્વાભાસ શંકા ન કરવી, કેમકે અનિત્યત્વના સાધક એવા કૃતકત્વાદિ હેતુને પણ તે શંકાથી ગ્રસ્ત થવાનો પ્રસંગ આવે; અને તમારા અભિપ્રાય થકી તો "તેનો પુત્ર હોવાથી" એ આદિને ત્રિરૂપતા છેજ. અથવા જેના મતથી પક્ષધર્મત્વ, સપક્ષસત્ત્વ, વિપક્ષાસત્ત્વ, એ ત્રિરૂપતામાંજ અવિનાભાવની સમાપ્તિ હોય તેને આ દોષ હો, પણ પંચલક્ષણવાળો હેતુ માનનારા અમને તે લાગુ નથી, કેમકે અમે તો અસત્પ્રતિપક્ષત્વ, અને અબાધિત્વ એ બે લક્ષણ પણ માનીએ છીએ, આવુ કહો તો કેવલાન્વયી અથવા કેવલવ્યતિરેકી અનુમાનને પંચલક્ષણત્વ ન હોવાથી તે સાધ્યસાધક નહિ થાય, ને તેતો તમારે ઇષ્ટ નથી; ત્યારે પ્રતિબંધનિશ્ચયૈકપ્રમાણની અસંભવે કરીને અન્યથાનુપપત્તિ હોવાથી ત્રૈલક્ષણ્યાદ્યભાવ તે નહિ પણ અનિશ્ચય એજ "તેનો પુત્ર હોવાથી" ઇત્યાદિ હેતુને સાધ્યસાધક થવામાં બાધરૂપ માનવો જોઇએ વળી વિપક્ષે અસત્ત્વ નિશ્ચિત નથી કેમકે શ્યામત્વાભાવમાં "તેનો પુત્ર" એહેતુએ ન હોવું જોઇએ એવું કાંઇ પ્રમાણ નથી. અત્ર સૌગત તથા યૌગ કહે છે કે "શાકાદ્યાહારપરિણામ તે શ્યામત્વ સાથે વ્યાપ્તિ વાળો છે," "તેનો પુત્ર" એની સાથે નહિ, એટલે ઉપાધિનો સદ્ભાવ જણાયાથી "તેનો પુત્ર" એ હેતુને વિપક્ષાસત્ત્વનો સંભવજ નથી. આમ તેઓ કહે છે તેમાં નિશ્ચિતાન્યથાનુપપત્તિ નેજ તે શબ્દા-

ન્તરથી સ્વીકારે છે માટે કહ્યુ તેજ હેતુનુ લક્ષણ થવુ જોઇએ વળી નક્ષત્ર દ્ર છે, જલચદ્રને લીધે, કાલે સૂર્ય ઉગશે, આજ ઉગ્યો હતો માટે, ઇત્યાદિમાં પક્ષધર્મત્વનો અભાવ છતા સાધ્યસાધકત્વ છે, કેમકે એ પ્રકારના સાધ્યની અન્યથાનુપપત્તિ છે અમારા મતમા પણ સર્વક્ષણિક છે કેમકે સ ત્વવાળુ છે, ઇત્યાદિ પ્રયોગમાં સપક્ષનો અભાવ છતાં પણ, સાધ્યસિદ્ધિ થાય છે, એટલે હેતુનુ ત્રિરૂપત્વ એ લક્ષણ નકામુ છે, નિશ્ચિતાન્યથાનુપપત્તિ એજ લક્ષણ યોગ્ય છે આ વાતજ વસ્તુત કહેવાની છે એજ કહ્યુ એમા શુ ? એમ કહો તો બૌદ્ધોએ અનાબાધિત વિષયત્વ, અસત્પ્રતિપક્ષત્વ, જ્ઞાતત્વ, તથા યૌગાએ જ્ઞાતત્વ, એ લક્ષણ ઘટાવવા જોઇએ વિપક્ષ થકી નિશ્ચિતવ્યાવૃત્તિમાત્રવડે કરીને જ, અબાધિતવિષયત્વ, અસત્પ્રતિપક્ષત્[1], જ્ઞાપકહેત્વાધિકારથકી જ્ઞાતત્વ, એ ત્રણે ઉપલબ્ધજ છે એમ કહો તો ગમકહેત્વધિકારથકી અશેષ ઉપપત્તિ ઉપલબ્ધજ છે, એટલે બાકીના પ્રપ ચ બતાવવાની શી જરૂર છે? એમ પણ કહો માટેજ અન્વયમાત્રથી હેતુ સાધ્યસાધક ન થઇ શકે, પણ વ્યતિરેકનો જેણે આક્ષેપ કરેલાછે એવા અન્વયવિશેષથી થઇ શકે, તેમ વ્યતિરેકમાત્રથી પણ હેતુ સાધ્યસાધક ન થાય પણ અન્વય જેમા અ ગીકૃત છે એવા વ્યતિરેકવિશેષથી થઇ શકે, તેમજ પરસ્પરાનનુવિધ્ધ એવા અન્વયવ્યતિરેકથી પણ હેતુનુ સાધ્યસાધકત્વ ન સિદ્ધ થાય, પણ પરસ્પરસ્વરૂપ જેમા અનુવિધ્ધ છે એવા અન્વયવ્યતિરેકવાળા હેતુથો થઇ શકે,–કેમકે નિશ્ચિતાન્યથાનુપપત્તિ એજ છે એક લક્ષણ જેનુ એવો હેતુ ત યથાદર્શિત અન્વયવ્યતિરેક રૂપીજ છે જૈનો હેતુનુ આવુ એક લક્ષણ કરેછે તે વાત અનેકાતતા ની વિરુધ્ધ છે એમ ન ધારવુ, કેમકે પ્રયોગનિયમમા એકલક્ષણ હેતુ માનવો એવુ વચન છે સ્વભાવનિયમમા તો નિયતૈકસ્વભાવ તેનુ શશશૃ ગાદિની પેઠે, નિ સ્વભાવત્વજ છે એટલે હેતુને શા માટે અનેકાંતાત્મકતા ન આવે ? વળી હે સાભળનાર ! કાન હોય તો સાભળો કે પ્રતિનાણીનેપ્રસિધ્ધ એવા પ્રમાણથી મુમનિનિષ્કિત જે અનેકાતવાદ તેનાથી વિરુદ્ધ બુધ્ધિ ધરનારા એવા તમે, તથા કણભક્ષ, અક્ષપાદ, બુધ્ધ, આદિઅન્ય

તે સર્વ જે જે હેતુ માનોછો તે બધા અસિદ્ધ, વિરુદ્ધ, અનૈકાંતિક, એવા દોષવાળા છે. જુઓ. પ્રથમ વિરુદ્ધતા બતાવીએ. જ્યારે એકના એકજ હેતુનાં ત્રણ કે પાંચ રૂપ વાસ્તવિક કરીને માનોછો, ત્યારે તે પોતેજ અનેકધર્માત્મક વસ્તુ સિદ્ધ કરેછે એમ ન માનવું એ વિરોધજ છે, કેમકે એકના એક હેતુનેજ અનેકધર્માત્મક માનોછો. પક્ષધર્મનું જે સપક્ષેસત્વ તેજ પાછું વિપક્ષે અસત્વ એમ ન કહેશો. કેમકે ભાવાભાવરૂપ એવા અન્વયવ્યતિરેકનું તાદાત્મ્ય થવું અશક્ય છે; ને તેમ થાય તો હેતુમાત્ર કેવલાન્વયી કે કેવલવ્યતિરેકીજ થાય, પણ ત્રિરૂપ કે પંચરૂપ થાય નહિ; તેમજ સાધનાભાસ પણ ગમક (સાધ્યસાધક) થાય. વિપક્ષે અસત્વ માનવાની જરૂર નથી, પણ સાધ્યસદ્ભાવ એજ સાધ્યાભાવને વિષે તેનું નાસ્તિત્વ બતાવવા બસ છે, એટલે ત્રણ છતાં વાત એકજ થઇ, એમ કહેશો તો તે યોગ્ય નથી; એ પ્રમાણે તો તાન્ત્વિક વિપક્ષાસત્વ ન હોવાથી હેતુને ત્રૈરૂપ્યાદિ નહિ થાય, એટલે તે અન્યધર્મ થશે. ત્યારે તો એકરૂપ છતાં અનેકાત્મક એવો જે હેતુ તેની વ્યાપ્તિ પણ તેજ પ્રકારના અનેકાત્મક સાધ્ય સાથે અવશ્ય થશે, અને તેથી જે નિશ્ચિત સાધ્ય તે અનેકાંત વસ્તુ થઇ જશે, એટલે સ્વાભાવિક રીતેજ પરોપન્યસ્ત હેતુસ્વરૂપનો વિરોધ થઇ રહ્યો, કેમકે તે હેતુ, એકાંતને વિરુદ્ધ એવા અનેકાંતની સાથે વ્યાપ્તિવાળો થયો. તેજ પ્રમાણે અસિદ્ધતા પણ સર્વહેતુધર્મની સમજવી. હેતુ છે તે સામાન્ય હોય, વિશેષ હોય, ઉભય હોય, કે અનુભય હોય. સામાન્ય તો હોઇ શકે નહિ, કેમકે તે સકલ વ્યાપિ સકલ, કે આશ્રયવ્યાપી, એ રૂપે હેતુ મનાય, અને પ્રત્યક્ષસિદ્ધ કે અનુમાનસિદ્ધ થાય. પ્રત્યક્ષ સિદ્ધ થઇ ન શકે, કેમકે પ્રત્યક્ષ છે તે ઇંદ્રિયાનુસારે પ્રવર્તે છે, ને ઇંદ્રિય છે તે નિયત દેશાદિથી આકર્ષાય છે, માટે ઇંદ્રિયાનુસારી જ્ઞાન તે નિયત દેશાદિને વિષેજ પ્રવર્તેછે, સકલકાલદેશવ્યાપિવસ્તુને વિષે પ્રવર્તતું નથી. નિયતદેશસ્વરૂપાવ્યતિરેકને લીધે તેનો નિશ્ચય થતાં તેનો પણ નિશ્ચય થશે એમ કહેવામાં આવેતો તેમ નથી, કેમકે

નિયત દેશસ્વરૂપાવ્યતિરેક માનતા નિયતદેશતાજ થાય, વ્યાપિતા થાય નહિ, એટલે વ્યાપી એવુ જે સામાન્ય તેરૂપ હેતુ પ્રત્યક્ષસિદ્ધ અને નહિ અનુમાનસિદ્ધ માનવા જતાં તો અનવસ્થા રાક્ષસી મોઢુ ફાડીને તૈયારજ છે, લિગગ્રહણપૂર્વક જેની પ્રવૃત્તિ છે એવા અનુમાનથી સામાન્ય સાધવાનુ છે, અને લિગને તો વિશેષરૂપ માનવુ નથી, કેમકે તેવો અનુગમ નથી, એટલે ઉક્ત અનુમાનમા જે સામાન્યરૂપ લિગ તે સામાન્ય અવગત કે અનવગત થાય અનવગત તો કહેવાય નહિ કેમકે એ વાત અનિષ્ટ છે, તથા અતિપ્રસ ગ પણ આવેછે, ત્યારે અવગત કહીએ તો તેના અવગમ પ્રત્યક્ષથી, કે અનુમાનથી? પ્રત્યક્ષથી તો નહિજ, કેમકે પ્રત્યક્ષ સન્નિકૃષ્ટગ્રાહી છે અનુમાનથી પણ નહિ કેમકે, તેને સિધ્ધ કરવા પાછુ બીજુ અનુમાન જોઇએ એમ તેનુ તે આવીને ઉભુ, એમ અન ત અનુમાનની કલ્પના આવી પડી એટલે સહસ્ર યુગે પણ એક લિ ગનુ ગ્રહણ બનનાર નથી વળી સામાન્ય છે તે અશેષવ્યક્ત્યાધેય સ્વરૂપ છે, તેના પ્રત્યક્ષ અને અનુમાનથી નિશ્ચય થતાં તેના આધારને પણ નિશ્ચય થવોજ જોઇએ સ્વાધારનિશ્ચય તે નિજાધાર નિશ્ચય એમ જીવમાત્ર સર્વજ્ઞ થઇ જવા જોઇએ, કેમકે સ્વાશ્રિત એવી જે ઇંદ્રિય તે સાથે સ યોગ છે પૂર્વે સ્વજ્ઞાન ન પેદા કરનારૂ એવુ સામાન્ય, પછીથી પણ તેવુ જ્ઞાન પેદા કેમ કરશે? કેમકે તે તો અવિચલિત રૂપ છે, અને વળી કોઇ બીજુ તેને ઉપકાર કરી શક્તુ નથી, ને જો તેને વિચલિત રૂપવાળુ કે કોઇથી ઉપકૃત થઇ શકે તેવુ માનીએ તો ક્ષણિક થઇ જાય વળી એ જે સામાન્ય, હેતુ થાય, તે વ્યક્તિથી ભિન્ન, અભિન્ન, કે ભિન્નાભિન્ન હોઇ થાય? ભિન્ન ન બને, કેમકે વ્યક્તિથી જુદા સામાન્યનો ઉપલ ભ અશક્ય છે, એવો જે પૃથક્ અનુપલ ભ તે તો સામાન્યનો વ્યક્તિસાથે સમવાય સ બ ધ છે માટે લાગેછે એમ કહો તો તેમ ન બને, કેમકે અત્ર તો સમવાયનુ બુધ્ધિહેતુત્વ કહેવાનુ છે, ને "અત્ર આ છે" એમ જે બુધ્ધિ થવી તે ભેદગ્રહણ થયા વિના બને નહિ એટલુજ નહિ, પણ આગળ વિચારો કે અશ્વત્વાદિ સામાન્ય તે સ્વાશ્રયસર્વગત માનોછો? કે સવસર્વ-

ગત માનો છો ! જો સ્વાશ્રયસર્વગત માનો તો કર્કાદિવ્યક્તિશૂન્ય-દેશમાં પ્રથમેજ જે વ્યક્તિ ઉત્પન્ન થઇ તેનો અશ્વત્વાદિસામાન્ય સાથે સંબંધ બનશે નહિ, કેમકે વ્યકિતશૂન્યપ્રદેશમાં સામાન્ય રહેતું નથી. અને વ્યકત્યંતરથી તે ત્યાં આવતું નથી. ત્યારે સર્વ-સર્વગત માનીએ તો જેમ કર્કાદિમાં તેની અભિવ્યક્તિ છે તેમ શાબલેયત્વાદિમાં પણ ઘટે. કર્કાદિને તેવી અભિવ્યક્તિસા-મર્થ્ય છે શાબાલેયાદિને નથી એમ ન કહેવાય, કેમકે કર્કા-દિનું સામર્થ્ય તેનું સ્વરૂપ શું છે ! સાધારણરૂપત્વ એમ કહો તો તેમ નથી, કેમકે વ્યક્તિઓ સ્વતઃજ સાધારણરૂપ હોય તો તે સ્વતઃજ " અશ્વ અશ્વ " એવો અનુવૃત્તપ્રત્યય પેદા કરેજ એટલે તેમનાથી ભિન્ન સામાન્ય એવું કાંઇ કલ્પવાની જરૂર રહે નહિ. ત્યારે જો વ્યક્તિઓ સ્વતઃ અસાધારણ રૂપ હોય તો પરસામાન્યયોગે પણ સાધારણ થવાની નથી, કેમકે જાતે અસાધારણ રૂપ છે. માટે વ્યંક્તિભિન્ન એવા સામાન્યનો અભાવ છે, અને તેથીજ તે પ્રકારનું સામાન્ય જેનું લક્ષણ છે એવો હેતુ સિધ્ધ છે તેવાથી સાધ્ય સિદ્ધ કેમ બને ! તો હવે વ્યકિતથી અભિન્ન સામાન્ય લઇને તેને હેતુલક્ષણ કહો તો તે પણ અયુક્ત છે, કેમકે વ્યક્તિથી અભિ-ન્ન તે પણ વ્યકિતસ્વરૂપની પેઠે, વ્યકત્યંતરગામી ન હોવાથી, સામાન્ય થઇ શકતું નથી; વ્યકિતથી અભિન્ન હોવું તે અને સામાન્યરૂપતા એ બે પરસ્પરવિરુધ્ધજ છે. ત્યારે ભિન્નાભિન્ન માનીએ તો તે પણ ન બને, વિરોધને લીધે. કાંઇક અંશે ભિન્ન અને કાંઇક અંશે અભિન્ન એમ કહો તો તે પણ ન ચાલે, કેમકે સામાન્ય તો નિરંશ છે, માટે હેતુ એકાન્તસામાન્ય રૂપ થઇ શકતો નથી.

વિશેષરૂપ પણ નથી; કેમકે વિશેષનું સ્વરૂપજ અસાધારણ-ત્વ છે, એટલે જે અસાધારણ તે ગમક કેમ થાય ? સાધારણત્વ હોય ત્યાંજ અન્વયની ઉપપત્તિ બને. પરસ્પરાનનુવિધ્ધસામાન્યવિશેષ ઉભય તે હેતુનું લક્ષણ એમ પણ નહિ, કેમકે અન્યોન્યના વ્યવચ્છેદરૂપ જે બે વસ્તુ હોય તેમાંના એકનો અભાવ હોય ત્યારે

બીજાનુ વિધાન હોય એટલે અનુભાય એવુ મધ્યસ્થ કાઇ બનતુ નથી માટે સામાન્ય જે છે તે બુદ્ધિ કલ્પિત છે, કેમકે અવસ્તુરૂપ છે, ને તે સાધ્ય સાથે સબધ વિનાનુ છે અને અસિદ્ધ છે માટે હેતુ થઇ શકતુ નથી માટે આ પ્રકારે સામાન્યાદિતુ અસિધ્ધત્વ થતા, તેરૂપા હેતુ પણ અસિદ્ધ જાણવા

વળી પરોપન્યસ્ત સર્વ હેતુ પ્રતિબધવિકલ છે, માટે અનેકાંતિક જાણવા એકાતત સામાન્ય કે વિશેષ એવા સાધ્યસાધનનો પ્રતિબધ (સબધ=વ્યાપ્તિ) સભવતો નથી જુઓ એકાતનિત્ય એવા બે સામાન્ય જે પરસ્પર ને ઉપકાર્યોપકારક થઇ શકતા નથી, તેનો કાર્યકારણભાવાદિમિથ પ્રતિબધ શી રીતે બને ? ને જો ઉપકાર્યોપકારકત્વ બને તો અનિત્યત્વાપત્તિ આવે નિયતદેશ-કાલવાળા બે વિશેષ નો પ્રતિબધ માનીએ તોપણ તેમનો ત્યાંજ ક્ષમ હોવાથી, સાધ્યધર્મીને વિષે પ્રતિબધ ગ્રહણ થવા વિનાજ, બીજો વિશેષ હેતુરૂપે લેવો પડશે એ પ્રમાણે તેનો પણ પાછો પ્રતિબધ નહિ બને તેમજ સાધ્ય અને સાધન તેમનો પરસ્પર તથા ધર્મી રૂપે એકાતભેદ કે અભેદ માનતા પક્ષધર્મત્વાદિ જે યોગ તે લિંગોપપાદક થાય એમ પણ નહિ બને, કેમકે સબધજ સિદ્ધ થતો નથી સાધ્ય સાધન અને ધર્મી તેનો સબધ તે સમવાય, સયોગ, વિરોધ, વિશેષણવિશેષ્યભાવ, તાદાત્મ્ય, કે તદુત્પત્તિ ? શો માનવો સમવાય ન ઘટે કેમકે ધર્મ અને ધર્મી તેથી અતિરિક્ત એવો સમવાય પ્રમાણગોચર નથી આ તતુને વિષે પટ છે, એ આદિ તત્સાધક પ્રત્યય માનતા હો તો તે અલૌકિક છે, કેમકે પાસુલ પાદને પણ આ પટમા તતુ છે એવી પ્રતીતિ હોય છે, તેમજ આ ભૂતને ઘટાભાવ છે એ સ્થળે પણ સમવાયાપત્તિ થાય અથવા સમવાય માનીએ તો પણ ધર્મ તથા ધર્મીને વિષે તની વૃત્તિનો અભ્યુપગમ માનવો પડે, તો તેનીજ પેઠે સાધ્યાદિ જે ધર્મ તેની પણ સ્વતજ ધર્મીને વિષે વૃત્તિ માનો, વ્યર્થ સમવાયકલ્પનાનુ શુ કામ છે ? સમવાયની પણ સમવાયાંતરથકી વૃત્તિ માનવા, તેના ત્રીજા સમવાયથી, એમ વળી અનવસ્થાદો પણ દુસ્તર છે અથવા સમ-

વાયની સ્વતઃ કે પરતઃ વૃત્તિ હો, તો પણ તેની કલ્પના પ્રતિનિયત સંબંધીમાંજ થાય એમ નહિ રહે, પણ બીજામાં પણ તે માનવો પડશે, કેમકે વ્યાપક રૂપે સર્વત્ર એકસ્વભાવ હોઇ સમાન થશે. સંયોગ પણ ન બને. સાધ્યસાધનાદિનો સંયોગ થઇ શકે, તો તે તેમનાથી ભિન્ન કે અભિન્ન માનવો ? ભિન્ન માનો તો તે જે બે વિવક્ષિત છે તેમનોજ સંયોગ શા માટે ? ને બીજાનો નહિ ? કેમકે ભિન્નપણેથી ભેદ તો સર્વ વચ્ચે સરખોજ છે, એ વાતમાં નિયામક સમવાયછે એમ નહિ કહેવાય, કેમકે તે પણ સર્વત્ર સદૃશ છે. બીજો પક્ષ લેતાં સાધ્યાદિજ રહે,સંયોગ એવું કાંઇ રહે નહિ. ત્યારે કથંચિત્ સંયોગનો આશ્રય કરવો પડે તે કરો તો તો પરવાદનો સ્વીકાર થાય. ત્રીજો જે વિરોધ તે પણ નહિ ચાલે, કેમકે તેનો પણ એકાંત મતથી તો અસંભવ છે. તે બે પ્રકારનો થઇ શકે. એક સહાનવસ્થાન રૂપ કે બીજો પરસ્પરપરિહારરૂપ. તેમાં જો પ્રથમ પ્રકાર માનો તો કદાચિત્ પણ એકત્ર અનવસ્થાન ? કે કાંઇક સમય એકત્ર રહી પછી ન રહી શકાવાપણું ? પ્રથમ પક્ષે અહિનકુલાદિનો વિરોધ નહિ સંભવે, કેમકે સંભવે તો ત્રૈલોક્યમાં પણ સર્પ રહી શકે નહિ બીજે પક્ષે નર વનિતાદિનો પણ વિરોધ કહેવાય, કેમકે તે પણ કિંચિત્ કાલ ભેગાં રહી જૂદાં થાયછે. વળી વડવાનલ અને સમુદ્રજલ, વિજળી અને મેઘજલ, તે ચિરકાલ એકત્ર રહેછે, છતાં તેનો વિરોધ કેમ થશે ? ત્યારે પરસ્પરપરિહારરૂપ વિરોધ માનીએ તો તે ભાવમાત્રમાંજ છે, એટલે તે પ્રતિનિયત પદાર્થનેજ હોય એમ કેમ બને ? ચોથો વિશેષણવિશેષ્યભાવ તે સંબંધ પણ ઘટશે નહિ, કેમકે સંયોગાદ્યભાવે તેનો પણ અભાવજ છે, ને સંયોગાદિનો અભાવ તો પ્રથમથીજ નક્કી કરેલો છે. સાધ્ય સાધનનું તાદાત્મ્ય પણ ન બને કેમકે સાધ્ય અને સાધન જે અસિદ્ધ અને સિધ્ધ રૂપ છે તેનો નિરંતર ભેદ હોવાથી, તેનું તાદાત્મ્ય ઘટે નહિ. ને જો તાદાત્મ્ય માનીએ તો સાધ્ય કે સાધન એકજ થાય, બે થાય નહિ. કથચિત્ તાદાત્મ્ય માનતાં તો જૈનમતનો સ્વીકાર થાય. તદુત્પત્તિ એ સંબંધ પણ ન બને, કેમકે તે કાર્ય-

કારણભાવ હોય ત્યાં બને છે, ને કાર્યકારણભાવ અર્થક્રિયા સિદ્ધ હોય ત્યા સિદ્ધ થાય છે અર્થક્રિયા પણ, નિત્યને, ક્રમ અને અક્રમ-થકી સહકારી હોય ત્યારે અથવા ન હોય ત્યારે, બને છે કે નથી બનતી, એટલે સ્વભાવદ્વયના અભ્યુપગમ વિના ઘટશે નહિ, અને સત્ કે અસત્ એવા અનિત્યને તે ઘટે નહિ સતને સમસમયવર્તીને વિષે વ્યાપારનો સભવ નથી, ને હોય તો સ્વસ્વકારણકાલમા પેદા થએલા એવા ઉત્તરોત્તર ક્ષણમાત્રનુ એકક્ષણવર્તિત્વ થવા જાય તેમજ ભાવમાત્રને પરસ્પર કાર્યકારણભાવપ્રસક્તિ પણ થાય, અસત્ તો સર્વશક્તિવિકલ હોવાથી કાર્યકારણભાવ માટે સમર્થ નથી, કેમકે હોય તો શશવિષાણાદિને પણ કાર્યકારણપ્રસગ પ્રાપ્ત થાય આ પ્રમાણે સાધ્યાદિના સબધની ઉપપત્તિ ન થતા, એકાતમતમા પક્ષ ધર્મત્વાદિ તે પણ હેતુની પેઠે બધ બેસશે નહિ, અને પ્રતિબધ (વ્યાપ્તિ)ની ઉપપત્તિ થશે નહિ અન્યથા પણ એકાતવાદીને પ્રતિબધ ઘટવાનોજ નથી, કેમકે અવિચલિતસ્વરૂપ એવા આત્મામા જ્ઞાનનુ પૌવાપર્ય સભવનાર નથી, પ્રતિક્ષણધ્વસિમા પણ, કાર્યકા-રણઉભયગ્રહણમા સાધારણ એવુ એક ચૈતન્યજ નથી કાર્યાદિના અનુભવ પછી થએલા સ્મરણવડે કાર્યકારણભાવાદિ સબધનુ અનુસધાન થાયછે એમ કહેવુ નહિ, કેમકે જેનો અનુભવ થયો હોય તેનુ સ્મરણ બને, ને પ્રતિબધ તો કોઇએ અનુભવ્યો નથી, કેમકે તે ઉભયનિષ્ઠ છે, ને જે ઉભયનિષ્ઠ છે તે પૂર્વાપરકાલભાવી છે એટલે તેનુ, જે એક છે તેનાથી ગ્રહણ બનતુ નથી માટે પ્રતિબધ નિશ્ચય બનતો નથી એમ એકાતપક્ષે પરવાદીઓ જે જે હેતુ કહેશે તે પ્રતિબધ વિનાનો થશે, અથવા તે સહિત થશે તો અનેકાતિક બની રહેશે

આ પ્રમાણે કેવલ સામાન્ય કે કેવલ વિશેષ કે પરસ્પર વિવિક્ત એવા ઉભય એવુ હેતુલક્ષણ ઘટતુ નથી માટે અનુવૃત્તવ્યાવૃત્ત પ્રત્યયનિબધન, પરસ્પરસવલિત, સામાન્યવિશેષાત્મક, એવુ હેતુસ્વરૂપ, અનેકાન્તમતાનુસાર, સાધ્યગમક માનવુ જે રૂપ રૂપાન્તરથી વ્યાવૃત્ત હોય તેજ અનુવૃત્તિ શી રીતે સાધે? તેમજ જે

અનુવર્તે તે વ્યાવૃત્ત કેમ થાય ? એવી શંકા ન કરવી, કેમકે અનુવૃત્ત વ્યાવૃત્ત રૂપ થકીજ પ્રત્યક્ષસિદ્ધ જે વાત છે તેમાં વિરોધ અંગીકાર કરી શકાતો નથી; સામાન્યવિશેષની પેઠે, ચિત્રજ્ઞાનની પેઠે, કે ચિત્રપટને ચિત્ર એવું એક નામ કહેછો તેની પેઠે. વળી એકાંતવાદી જે હેતુ માનેછે તેનું જે સાધ્ય તે સામાન્ય છે, વિશેષ છે, પરસ્પર વિવિક્ત ઉભય છે, કે અનુભય છે ? સામાન્ય હોય નહિ કેમકે તે કેવલ સ્વતઃ સંભવતું નથી, તેમજ અર્થક્રિયાકારિત્વવાળું થતું નથી; વિશેષ પણ ન બને કેમકે તે અનુયાયી ન હોવાથી સાધ્યવોજ અશક્યછે; ઉભય પણ નહિ કેમકે ઉભય દોષ પ્રાપ્ત થાય; અને અનુભય પણ ન ઘટે કેમકે તે અસત્ હોઇ હેતુવ્યાપક ન થાય; એટલે સાધન ન બને. માટે વિવાદાસ્પદ એવા સામાન્યવિશેષોભયાત્મક સાધ્યધર્મને સાધ્યધર્મીને વિષે સાધવા સારૂ, અન્યોન્યાનુવિદ્ધ એવા અન્વયવ્યતિરેકસ્વભાવદ્વયાત્મક હેતુ માનવો, એટલે એકાંતપક્ષે જે જે દોષ કહ્યા તેનો લેશ પણ સંભવ આવશે નહિ. આ ઉપરથી એકાંતાત્મક સાધ્ય અને અનેકાંતાત્મક હેતુસ્વરૂપ અવશ્ય અંગીકાર કરવું પડશે; નહિ તો અનુમાનમાત્રમાં ઉક્ત દોષને લીધે, સાધ્ય સાધનનોજ ઉચ્છેદ થાય. માટે હે એકાંતવાદી ! નિજપક્ષાભિમાન ત્યાગ કરવે વિષાદ ન કરતાં, આંખમીચી અને બુદ્ધિની આંખ ઉઘાડી મધ્યસ્થવૃત્તિ રાખી, યુક્તિને અનુસરી, તત્વ જાણવાની ઇચ્છા હોય તો, અનેકાંતવાદનેજ રમણીય સમજી સ્વીકારો; અને પ્રમાણમાત્રના મૂલરૂપ એવી સકલ યુક્તિથી યુક્ત, અને દોષમાત્રથી પ્રમુક્ત, એવું એ તત્વ હૃદયમાં ઉતારો

ઇતિપરહેતુતમોભાસ્કર નામક વાદસ્થલ સમાપ્ત

આમ સર્વદર્શનસંમતઅનેકાંતમત છે એમ સિદ્ધ થયું. જૈન મતનો સંક્ષેપ કરવા કહેછેઃ

જેમાં પૂર્વાપર આઘાત કહીં પણ નથી એવા જૈન દર્શનનો આ અનઘ સંક્ષેપ કહ્યા—૫૭

જૈનદર્શનનો સંક્ષેપ, અર્થાત્ વિસ્તાર અગાધ હોવાથી કહેવાને અશક્ય છે માટે ઉપયોગ જેટલો સાર, ઉક્ત પ્રકારે, આ એટલે પ્રત્યક્ષ

કહો અનઘ એટલે દષણરહિત, અર્થાત્ જે જે વક્તવ્ય છે તે સર્વ જ્ઞનુ કહેલુ છે એટલે તેમા દોષનો અવકાશજ નથી આ જૈનદર્શનમા કહીંપણ એટલે જીવાજીવાદિસ્વરૂપવિચારણાના વિષયમા સૂક્ષ્મ મતિથકી ચર્ચા કરે તો પણ પૂર્વાપર એટલે આગળ પાછળ જે કહેલુ છે તેમાં પરસ્પર વિરોધ કશો આવનો નથી એવો ભાવ છે કે બીજા દર્શાગબધી પછીના આથરામા તો હોયજ પણ મૂલશાસ્ત્રોમાં પણ પૂર્વ પશ્ચાત્ જે કહ્યુ હોય તેમા વિરોધ જેમ આવેછે તેમ જૈન શાસ્ત્રમા, કેવળિપ્રણીત દ્વાદશાગમા કે તેવા અનત ગ્રથોમા, સબધ્ધાર્થ હોવાને લીધે, બહુ બારીક નજરથી જોતા પણ જરાએ દોષ જણાતો નથી પરદર્શનમાં પણ કહીં કહીં સહૃદયહૃદયને ગોઠે તેવા વચન જણાયછે તે પણ જિનોક્ત સૂક્તસુધાસિંધુમાથીજ થએલાં જાણવા, તેમાંજ સગ્રહ કરી લઇ તે લોક પોતાના મતને મોટો મનાવેછે શ્રીસિદ્ધસેનપાદે કહ્યુ છે અમે તો નિશ્ચય કર્યો છે કે પરોક્તિને વિષે જે કાઇ પણ સૂક્તિસપત્તિ છે તે બધી હે પ્રભુ તમારાં વચનરૂપી મહાર્ણવમાંથીજ ઉત્પન્ન થએલીછે, ને તમારા વચનનાજ તે જલકણ છે પરમતાનુયાયી અન કહેછે કે અહો આર્હતો ! તમે અર્હલ્લિખિત ઉપર આસક્તિ રાખી જે કહોછો તે બધુ અસબદ્ધ છે અમારા દર્શનોમા પણ પૂર્વાપર વિરોધ છે એ વાત યોગ્ય કહેતા નથી સૂક્ષ્મ દૃષ્ટિથી જોતા પણ અમારા દર્શનમા કોઇ પ્રકારનો દોષ, ચદ્રમાં કલકની પેઠે, જણાતો નથી આવુ કહેનારને કહીએ છીએ કે ભાઇ ! —તમે તમારા મતનો પક્ષપાત તજી, મધ્યસ્થતા ગ્રહણ કરી, નિરભિમાન થઇ, ધ્યાન દઇ, સાભળો, તમને બધુ બતાવીએ જુઓ પ્રથમે બૌદ્ધ મતનેજ જોઇએ, ને તેમાં પૂર્વાપર વિરોધ બતાવીએ તે મતવાળા બધુ જ્ઞાનને ગુર માનેછે, ને પછી પાછા એમ કહેછે કે અન્વયવ્યતિરેક અનુકૃત નથી જો એવુ જે કારણ તે વિષય નથી એનો અર્થ એવો કે અર્થ હોયતોજ જ્ઞાન થાય અર્થ ન હોય તો જ્ઞાન થાય નહિ, એટલે અન્વય વ્યતિરેકને અનુકરણ કરનાર જે અર્થ તેજ જ્ઞાનકારણ થાય, કેમકે અર્થથી જ્ઞાન થાયછે ને અથને જ્ઞાન પોતાનો વિષય કરેછે આમ જ્યારે પહેલી કહેવામા આવ્યુ

ત્યારે અર્થની ક્ષણદ્વયસ્થિતિ સ્વીકારી; તે એવી રીતે કે અર્થ એ કારણથી ઉત્પન્ન થનાર જે કાર્ય એટલે જ્ઞાન તે દ્વિતીયક્ષણમાં થાયછે, સમસમય થતું નથી કેમકે કાર્યકારણ સમસમય મનાતાં નથી. તે જ્ઞાન સ્વજનક અર્થને ગૃહેછે, બીજા કોઇ અર્થ ને ગૃહતું નથી કેમકે કારણ ન હોય તે વિષય નહિ એવો નિયમ કહેલો છે. ત્યારે અર્થનું દ્વિક્ષણાવસ્થાયિત્વ બલાત્ પ્રાપ્ત થયું; ને તે અર્થમાત્રનું ક્ષણક્ષયિત્વ માનવા રૂપ જે સિધ્ધાન્ત તેનાથી વિરુધ્ધ થયું. એ પૂર્વાપર વિરોધ. ( ૨ ) ( જ્ઞાન ) કારણ ન હોય તે વિષય નહિ એમ કહીને યોગીઓના પ્રત્યક્ષજ્ઞાનનો વિષય તો ભૂતભવિષ્યાદિ સર્વ અર્થ કહ્યો. હવે ભૂત ભવિષ્ય જે છે તે વિનષ્ટ અને અનુપપન્ન હોવાથી કારણ થઇ શકે નહિ, છતાં જે જ્ઞાનનો કારણ નથી તેવો પણ જ્ઞાનનો વિષય માનવો એ વાત, ઉક્ત નિયમથી વિરુદ્ધ થઇ. ( ૩ ) એજ પ્રમાણે સાધ્ય અને સાધન તેની વ્યાપ્તિનુ ગ્રાહક એવું જે જ્ઞાન તેને કારણ ન છતાં પણ ત્રિકાલગત અર્થ રૂપે વિષય કહેવું એ પણ પૂર્વાપર વિરોધ સ્પષ્ટજ છે; કેમકે અકારણને પ્રમાણનો વિષય માનવાનો નિયમ નથી( ૪ ) તેમજ ક્ષણક્ષય નો અભ્યુપગમ કરતાં ભિન્નકાલીન એવા અન્વયવ્યતિરેકની પ્રતિપત્તિ પણ ન સંભવે. ત્યારે સાધ્ય અને સાધનની ત્રિકાલ વ્યાપી વ્યાપ્તિ માનનારનું કહેવું વિરોધવાળું કેમ ન મનાય ? ( ૫ ) ક્ષણક્ષયિત્વ માની, પછી એમ કહેવું કે ગત જન્મમાં મેં ભાલાવતે એક પુરુષ હણ્યો હતો માટે આ જન્મમાં પગે કાંટો વાગ્યોછે, એમાં, મેં, વાગ્યો છે, ઇત્યાદિ પ્રયોગ, ક્ષણક્ષયિત્વવાદીને મોઢે થવા અશક્ય છે, અર્થાત્ એ વચનજ વિરોધ સિદ્ધ કરેછે. (૬) વસ્તુમાત્રને પ્રથમ નિરંશકહી, હિંસાવિરતિ દાનચિત્ત સ્વસ વેદન તે, સ્વગત હોઇ, દ્રવ્ય ચેતનત્વ સ્વર્ગ પ્રાપણત્વાદિ શક્તિવાળાં થાયછે એમ માનતાં, સ્વગત એવા દ્રવ્યત્વાદિના એકજ અંશનો નિર્ણય કહેછે, પણ સ્વગત એવા સ્વર્ગપ્રાપણશક્ત્યાદિ બીજા અંશનો નહિ, એટલે સાંશતા સ્વતઃજ પ્રાપ્ત થાય છે, એજ પૂર્વાપરવિરોધ થયો. (૭) નિર્વિકલ્પક પ્રત્યક્ષ જ્ઞાન નીલાદિ વસ્તુનુ સામસ્ત્યથકી ગ્રહણ

કરેછે, છતા નિલાધંશવિષયકજ જ્ઞાન પેદા કરેછે, પણ નીલાધંશગત જે ક્ષણક્ષયાંશ તેનું નહિ, એટલે સાંશતા પ્રાપ્ત થઇ, એજ વિરોધ સ્પષ્ટ થયો (૮) તેમજ હેતુની ત્રિરૂપતા, અને સંશયનું ઉભયકક્ષાવગાહિત્વ, એવું માનવા છતા વસ્તુનું નિરંશત્વ માને એ પણ સ્પષ્ટ વિરોધજ છે (૯) પરસ્પરને અનાશ્લિષ્ટ એવા અણુ, પ્રત્યાસત્તિમાન્ હોઇ, સમુદિત રૂપે, ઘટ એ નામથી પ્રતિભાસે છે, પણ અન્યોન્ય અંગાંગી ભાવરૂપે સ્કંધકાય તે નથી, એવું બૌદ્ધમત છે, તેમાં આટલા દોષ આવેછે પરમાણુઓ પરસ્પર અનાશ્લિષ્ટ છે એટલે ઘટનો એકદેશ હાથે ઝાલતાં આખો ઘટ ઝલાવો જોઇએ નહિ, તેમજ ઉત્ક્ષેપ, અવક્ષેપ, આકર્ષ, એ કર્મ પણ ન થવા જોઇએ ઘટના ધારણાદિ તો અર્થક્રિયારૂપી સત્વ ઘટને વિષે સ્વીકારતા બૌદ્ધોએ સ્વીકારેલાં છે, એટલે પાછો પૂર્વાપર વિરોધ આવી પડયો

હવે નૈયાયિક વૈશેષિક એ બે મતનો પૂર્વાપર વિરોધ બતાવીએ સત્તાયોગ તે સત્વ એમ માનીને પાછું સામાન્ય વિશેષ સમવાય એમનું સત્તાવિના પણ સત્વ માનવું એ વિરોધજ કહેવાય (૨) જ્ઞાન છે તે પોતાને જાણતું નથી, કેમકે જ્ઞાન પોતામાં ક્રિયાવિરોધ વિનાજ સ્વસંવેદી છે એમ માનવું તે વિરોધજ છે (૩) પ્રદીપ પણ પોતાને પોતાથી અવભાસતો સતો પોતાને વિષે ક્રિયાવિરોધને આવવા દેતો નથી (૪) પરવંચના રૂપ એવા છલ જાતિ નિગ્રહસ્થાન તેમને તત્વરૂપે જણાવતા અક્ષપાદ જે વૈરાગ્યવર્ણન કરેછે તે અંધકારને પ્રકાશ રૂપે કહેનારના જેવું વિરુદ્ધવાણીરૂપજ છે (૫) આકાશને નિરવયવ માને છે, છતા તેનો ગુણ એવો જે શબ્દ તે તેના એકદેશમાંજ સંભળાય, સર્વત્ર નહિ, એમ કહેછે, એટલે તેને સાવયવ પણ માનેછે, એ વિરોધ શા માટે નહિ? (૬) સત્તાયોગ તે સત્વ, અને એ વસ્તુમાત્ર સાથે જે થયો તે સાંશતા વિના બને નહિ, છતાં સામાન્યને (સત્તાને) નિરંશ, એક, એવું માનેછે તે પૂર્વાપર વિરોધ છે (૭) સમવાય નિત્ય તથા એકસ્વભાવ છે છતાં સર્વ સમવાયી સાથે નિયતસંબંધ

થકી ઉત્પન્ન થનો સતો અનેકજ થાય છે; એટલે પૂર્વાપર વિરોધ સ્પષ્ટજ છે. (૮) અર્થવત્ તે પ્રમાણ એ વાક્યનો અર્થ એવો કરેછે કે અર્થ છે સહકારી જેને તે અર્થવત્ ને તેવું હોય ને પ્રમાણ; છતાં યોગિપ્રત્યક્ષને ભૂતાદ્યર્થવિષયક માનેછે; એટલે વિરોધ કેમ નહિ આવે ! કેમકે ભૂતાદિ તે સહકારી થઇ શકે નહિ. (૯) સ્મૃતિ છે તે ગૃહીતનું ગ્રહણ કરનારી હોવાથી પ્રમાણ મનાતી નથી, અથવા અનર્થજનક છે એમ માનીને પ્રમાણ ગણાતી નથી. ત્યારે જો એમ હોય તો ધારાવાહી જ્ઞાન તે પણ ગૃહીતનું ગ્રહણ કરેછે એટલે તે પણ પ્રમાણ ન મનાવું જોઇએ. છતાં નૈયાયિકો અને વૈશેષિકો ધારાવાહી જ્ઞાનનું અપ્રામાણ્ય માનતા નથી. અનર્થજનકત્વને લઇને સ્મૃતિને પ્રમાણ ન માનતા હો તો, અતીતાનાગતાદિ વિષયવાળા અનુમાનનું પણ અપ્રામાણ્ય થવું જોઇએ; છતાં અનુમાનને માનો-છો તો ત્રિકાલ વિષયવાળું, કેમકે ધૂમથકી વર્તમાન અગ્નિનું અનુમાન કરોછો, મેઘોદયથી ભવિષ્ય વૃષ્ટિનું અનુમાન કરોછો, નદીપૂરથી ભૂત વૃષ્ટિનુ કરોછો. ત્યારે આ પ્રકારે ધારાવાહી જ્ઞાન તથા અનુમાન સાથે સ્મૃતિનું સાદૃશ્ય છતાં પણ સ્મૃતિને અપ્રમાણ અને ધારાવાહી જ્ઞાન તથા અનુમાનને પ્રમાણ કહેવું તે પૂર્વાપર વિરુધ્ધ વચન છે. (૧૦–૧૧) ઇશ્વરને સર્વાર્થવિષયક જે પ્રત્યક્ષ તે ઇંદ્રિયાર્થસન્નિકર્ષનિરપેક્ષ, કે ઇંદ્રિયાર્થસન્નિકર્ષજન્ય? જો નિરપેક્ષ હોય તો "ઇંદ્રિયાર્થસન્નિકર્ષજન્ય, અવ્યપદેશ્ય જ્ઞાન" ઇત્યાદિ જે પ્રત્યક્ષ લક્ષણ કહ્યું છે તેમાં સન્નિકર્ષોપાદાન વ્યર્થ પડશે, કેમકે ઇશ્વરપ્રત્યક્ષ તો સન્નિકર્ષ વિના પણ બનેછે. ત્યારે ઇશ્વરપ્રત્યક્ષને ઇંદ્રિયાર્થસન્નિકર્ષજન્ય માનો તો સાંભળો ત્યારે તો ઇશ્વરનુ જે મન, તે અણુપરિમાણ તો માનેલું જ છે, એટલે તેનો સર્વ પદાર્થ સાથે એકકાલે સંબંધ થવો અશક્ય થઇ પડશે, કેમકે જ્યારે એક પદાર્થનું જ્ઞાન થાય ત્યારેજ બીજા પદાર્થનું તે પદાર્થ છતાં પણ થાય નહિ એમ બને ત્યારે આપણા જેવાની પેઠે તે ઇશ્વર કદાપિ પણ સર્વજ્ઞ થઇ શકે નહિ, કેમકે એકી વખતે સન્નિકર્ષ બને નહિ તેથી એકી વખતે સર્વ પદાર્થને જાણી શકે નહિ.

સર્વ પદાર્થને ક્રમ થકી જાણતા સર્વજ્ઞ થાય એમ કહો તો તેમ ન ચાલે, કેમકે બહુ કાળે સર્વ પદાર્થ જાણતા સર્વજ્ઞ થવા જેવો સંભવ તો જેમ મહેશ્વરને છે તેમ આપણ સર્વને છે, એટલે આપણે પણ શામાટે સર્વજ્ઞ ન કહેવાઈએ ? વળી ભૂત અને ભવિષ્ય એવા જે પદાર્થ તે તો વિનષ્ટ કે અનુત્પન્ન છે, એટલે તેમનો મન સાથે સન્નિકર્ષ થવો અશક્ય છે, કેમકે જે વિદ્યમાન હોય તેનોજ સંયોગ બની શકે, ને તે તો તે સમયે છે નહિ ત્યારે મહેશ્વરને અતીતાર્થ કે અનાગતાર્થનું જ્ઞાન કેમ સંભવે ? છતાં તે જ્ઞાન કહો છો તો સર્વાર્થગ્રાહક, એટલે પૂર્વાપરવિરોધ સ્પષ્ટજ છે (૧૨) કાર્યદ્રવ્ય પ્રથમ ઉત્પન્ન થાય, તે પછી તેનું રૂપ ઉત્પન્ન થાય છે, કેમકે રૂપ, ગુણ હોવાથી, નિરાશ્રય રહી શકે નહિ, આવું પ્રથમ કહોછો, ને પછી એમ કહોછો કે કાર્યદ્રવ્યનો વિનાશ થતાં તેનું રૂપ પણ નાશ પામે છે, તો તે બે વાત પૂર્વાપર વિરુદ્ધ થઈ, કેમકે કાર્યનો વિનાશ થયા પછી પણ રૂપ રહેવું જોઇએ, ને પછી વિનાશ પામવું જોઇએ એમ તમારા અભ્યુપગમ પ્રમાણે તો થવું જોઇએ

સાંખ્યમતમાં સ્વવચનવિરોધ આ પ્રમાણે પ્રકૃતિને નિત્ય, એક, નિરવયવ, નિષ્ક્રિય અવ્યક્ત માને છે, છતાં તેના જે પરિણામ મહદાદિ તે અનિત્ય થાય છે એમ કહેવામાં આવે છે, એ પૂર્વાપરવિરુદ્ધ વાત છે (૨) અર્થાધ્યવસાય તે બુદ્ધિવ્યાપાર છે, એટલે વિષયપરિચ્છેદ રહિત ચેતના અર્થને જાણતી નથી, એવું જે કહેવું તે સ્વસંવેદ્યપ્રતીતિ વિરુદ્ધ છે (૩) મહત્ એ નામની બુદ્ધિ જડ છે, કેમકે પણ ચેતનત્વ આપની નથી એવું માનવું તે પણ સ્વપરપ્રતીતિવિરુદ્ધજ છે (૪) આકાશાદિભૂતપંચક શબ્દાદિ સૂક્ષ્મતન્માત્રથી પેદા થાય છે એવું જે કહેવાય છે તે પણ નિત્ય અકાતવાદને વિષે પૂર્વાપરવિરુદ્ધ બોલવું છે, ને શ્રદ્ધા રાખવા યોગ્ય નથી, ( ૫ ) પુરુષ કૂટસ્થ નિત્ય છે એટલે તેને વિકાર થતો નથી, કે બંધમોક્ષ થતા નથી, તેમ પ્રકૃતિને પણ તે સંભવતા નથી, કેમકે તે પણ કૂટસ્થ નિત્ય છે, ને જે કૂટસ્થનિત્ય હોય તેને તો એક સ્વભાવગણુંજ માન

વું જોઇએ. ત્યારે પ્રકૃતિને વિકૃતિ અને બંધ મોક્ષ માનવા તે નિત્યત્વથી વિરુધ્ધ છે.

મીમાંસકના મતમાં વિરોધ આ પ્રમાણે છે. કોઇ ભુતની હિંસા કરવી નહિ, હિંસા થવું નહિ, એમ કહીને પાછું " શ્રોત્રિયને મહા વૃષભ કે મહાઅજ અર્પવો " એમ કહેતા વેદમાં પૂર્વાપર વિરોધ કેમ ન સિધ્ધ થાય ? ( ૨ ) તેમજ ભુતમાત્રની હિંસા ન કરવી એમ પ્રથમ કહ્યા પછી તેમના આગમમાં આ પ્રમાણે કહે છેઃ "મધ્યમાનહેછમાં પશુનો નિયોગ છે; અશ્વમેધવચનથી ત્રણ પશુ ન્યૂન કરવાં " " અગ્નિષોમીયપશુ હોમવો: " " સપ્તદશ પ્રાજાપત્ય પશુ હોમવા;" ઇત્યાદિ તે પૂર્વાપર વિરુદ્ધ કેમ ન કહેવાય ! ( ૩ ) અસત્ય ભાષણનો નિષેધ કરી, પછીથી કહેછે કે બ્રાહ્મણાર્થે અસત્ય બોલવું; તથા નર્મયુકત વચન, સ્ત્રીસંગ, વિવાહકાલ, પ્રાણાત્યય પ્રસંગ, સર્વધનાપહાર, એ પાંચ પ્રસંગમાં જે અસત્ય થાય તે પાપ નથી, એ આદિ કહે છે, તે પણ વિરોધપ્રચયજ છે. ( ૪ ) જે આપવામાં આવ્યું હોય તે લેવું નહિ એવા અનેક પ્રકારના નિષેધ બતાવ્યા પછી કહેછે કે બ્રાહ્મણ હઠથી કે છલથી પારકાનું જે કાંઇ લઇ લે તે અદત્તાદાન ન કહેવાય, કેમકે બ્રાહ્મણને બધું અદત્તજ છે, બ્રાહ્મણોના દોર્બલ્યને લીધે વૃષલલોક તેનો ઉપભોગ કરે છે માટે ન આપેલું ( અદત્ત ) એવું પણ હરી લેતા ( આદાન ) બ્રાહ્મણ પોતાનું જે છે તે લેછે. ને પોતાનુંજ ભોગવેછે, આ પણ વિરોધ સ્પષ્ટજ છે. ( ૫—૬ ) અપુત્રને ગતિ નથી એમ લવ કર્યો પછી કહેછે કે કુમાર બ્રહ્મચારી એવા હજારો, જેણે કુલસંતતિ વિસ્તારેલીજ નહિ, તે મુવા પછી સ્વર્ગે ગયા. તેમજ માંસભક્ષણમાં દોષ નથી. મદ્યમાં દોષ નથી, મૈથુનમાં દોષ નથી, એ તો ભૂતમાત્રની પ્રવૃત્તિ છે. તેમાંથી નિવૃત્તિ પમાય તો મહા ફલ છે, એ શ્લોક સ્મૃતિમાં છે; ત્યાં જો પ્રવૃત્તિ નિર્દોષ માનીએ તો નિવૃત્તિમાં મહાફલ કેમ માની શકાય ! ( ૭ ) વેદવિહિતહિંસા તે ધર્મસાધક છે એમ કહેવું એમાં તો સ્વવચનવિરોધ આંધળાને પણ જણાય તેવો છે, કેમકે ધર્મસાધક હોય તે હિંસા કેમ કહેવાય ? અને હિંસા

હોય તે ધર્મબાધક કેમ કહેવાય ? માટે છતા વધ્યા એમ તો હોય નહિ ધર્મનુ લક્ષણ તો આવુ કહેવાયછે ધર્મસર્વસ્વ સાંભળો, અને ધ્યાનમાં રાખો, પોતાને તેમ પારકાને પ્રતિકૂળ એવુ કાંઇ કરવુ નહિ વળી અર્ચિમાર્ગપ્રપન્ન એવા વેદાંતવાદી પણ આ હિંસા ની નિંદા કરેછે જે પશુ થકી યજ્ઞ કરે તે અંધતામિસ્ર નરકમા ડુબેછે, હિંસા તે ધર્મ હોય નહિ થયો નથી કે થવાનો નથી (૮) મુએલાની તૃપ્તિ માટે શ્રાદ્ધાદિ વિધાન છે, તે પણ અવિચારિતરમ- ણીય લાગેછે તે સતમા દોષના સંભાવના કરનારા કહેછે મૃત જંતુને શ્રાધ તૃપ્તિકારણ હોય તો ઓલવાઇ ગયેલા દીવાની જ્યોત તેલ પૂરવાથી વધવી જોઇએ એ પ્રકારે બીજા પણ પુરાણોક્ત પૂર્વાપર વિરુદ્ધ વચન મહદુહસમુચ્ચય ગ્રન્થ થકી કાઢીને અત્ર કહેવા (૯) નિત્ય પરોક્ષજ્ઞાનવાદી ભાટ્ટ મીમાંસકો, પોતામા ક્રિયાવિરોધને લીધે જ્ઞાનને સ્વપ્રકાશક માનેછે, છતા પ્રદીપનુ પરપ્રકાશત્વ અંગીકાર કરતા નથી આવુ બોલવુ તે યથાર્થ ભાષણ કહેવાય નહિ તેમજ બ્રહ્માદ્વૈતવાદી અવિદ્યાવિવેકે કરીને સન્માત્રને પ્રત્યક્ષ થકી જોતા છતા પણ પ્રત્યક્ષ નિષેધક નથી એમ કહેછે, તેપણ વિરુદ્ધ ગણાય નહિ, કેમકે અવિદ્યાના વિનાશ પછી સન્માત્રનુજ ગ્રહણ થાયછે (૧) તેમજ પૂર્વોત્તર મીમાંસાવાદી કોઇ પણ દેવને ન સ્વીકારતા છતા, બ્રહ્મા વિષ્ણુ શિવ આદિ દેવોને પૂજતા ભજતા જણાયછે, તેપણ પૂર્વાપરવિરુદ્ધ છે ઇત્યાદિ અથવા બૌદ્ધાદિ દર્શનોમા જેજે સ્યાદ્વાદાનુગમ માટેના અન્યોન્યવ્યાખ્યામા જણાવ્યાછે, તે સર્વ, યથાયોગ્ય રીતે, તે તે દર્શનના પૂર્વાપરવિરોધ રૂપે અત્ર પણ કહી શકાય, કેમકે બૌદ્ધાદિ સ્યાદ્વાદને સ્વીકારતા સતા પણ તેને તજ- વાની યુક્તિ ચલાવેછે, માટે સહજેજ પૂર્વાપર વિરુદ્ધ ભાષણ કરવા રૂપ દોષમા પડેછે અથવા કૃપાળુઓ આવા દોષોનેપણ રૂપી તજ્ કરવુ ? માટે અત્ર વિરતિ દાખો

ચાર્વાક તો તુચ્છ છે, આત્મા કે તદાશ્રિત ધર્માધર્મ એ કશુ અને હાલ કે સ્વર્ગ અપવર્ગાદિ પરભવ પ્રત્યક્ષ દેખાતો નથી માટે માનતો નથી,

એટલે તેની તો અવજ્ઞામાત્રજ ઇષ્ટ છે; તેના મતમાં અનેકાંતનો અભ્યુપગમ બતાવવાનું કે તેનાં વચનનો પૂર્વાપરવિરોધ બતાવવાનું કાંઇ પ્રયોજન નથી, કેમકે તેના મતમાં જે જે કહેલું છે, તે સર્વલોકશાસ્ત્રાદિથી વિરુદ્ધજ છે. મૂર્ત ભૂતથકી, અમૂર્ત ચૈતન્યોત્પાદ તે વિરુદ્ધજ છે; ભૂતથી ઉત્પન્ન થતું કે અન્યત્રથી આવતું, એવું ચૈતન્ય પણ ઇંદ્રિયજન્ય પ્રત્યક્ષનો વિષય થઇ શકતું નથી. એ પ્રકારે બૌધ્ધાદિ સર્વ મતનાં શાસ્ત્ર તેમના તેમના પ્રણેતાનું અસર્વજ્ઞત્વ બતાવેછે, સર્વજ્ઞત્વ બતાવતાં નથી, કેમકે પૂર્વાપરવિરુધ્ધ વચનવાળાં છે, જૈનમત જે છે તે તો પૂર્વાપરવિરોધવાળો ન હોવાથી પોતે સર્વજ્ઞપ્રણીત છે એમ સિદ્ધ જણાવેછે.

હવે અનુક્ત એવું પણ કેટલુંક કહીએ છીએ. પ્રાપ્યકારી તેજ ઇંદ્રિય એવું કણભક્ષ, અક્ષપાદ, મીમાંસક, સાંખ્ય, એ સર્વ કહેછે. ચક્ષુ અને શ્રોત્ર વિના બીજી બધી તેવી છે એમ બૌધ્ધો કહેછે. ચક્ષુની પેઠે જ્ઞાનવાળી છે એમ સ્યાદ્વાદથી વિશુદ્ધ થયેલા હૃદયવાળા કહેછે. શ્વેતાંબરના ગ્રંથો સંમતિ, નયચક્રવાલ, સ્યાદ્વાદરત્નાકર, રત્નાકરાવતારિકા, તત્ત્વાર્થ, પ્રમાણવાર્તિક, પ્રમાણમીમાંસા, ન્યાયાવતાર, અનેકાંતજયપતાકા, અનેકાંતપ્રવેશ, ધર્મસંગ્રહણી, પ્રમેયરત્નકોશ, ઇત્યાદિ અનેક છે. દિગંબરોના પ્રમેયકમલમાર્તંડ, ન્યાયકુમુદચંદ્ર, આપ્તપરીક્ષા, અષ્ટસહસ્રી, સિધ્ધાન્તસાર, ન્યાયવિનિશ્ચય, તથા ટીકા, ઇત્યાદિ છે

ઇતિશ્રી તપાગણનભોંગનદિનમણિ શ્રી દેવસુંદરસૂરિ પાદપદ્મોપજીવી શ્રીગુણરત્નસૂરિ વિરચિત તર્કરહસ્યદીપિકા નામ ટીકાનો જૈનમતસ્વરૂપનિર્ણય નામનો ચતુર્થ અધિકાર સંપૂર્ણ.

હવે વૈશેષિક મતની વિવક્ષા કરી કહેછેઃ—

દેવતા વિષયમાં નૈયાયિકનાથી વૈશેષિકોનો ભેદ નથી, પણ તત્ત્વમાં છે, તે બતાવાયછે.—૫૮

આ મતમા દેવતાદિ ગવેષાચારાદિ નૈયાયિક મતનાં તે સર્વ કહેતી વર્ણનેજ મ્હેવાયછા છે કોઇએક મુનિ કપોતા વૃત્તિ ગ્રહણ કરી, રસ્તામા પડેલા તંદુલકણ ભેગા કરી અહાર કરતા હતા તે ઉપરથી તેમની કણા એવી સંજ્ઞા બંધાઇ, તે કણાદ મુનિને શિવે ઉલૂક રૂપે આ મત કહ્યો, તેથી તે મત ઔલુક્ય પણ કહેવાયછે પશુપતિના, આ મતવાળા ભક્ત હોયછે, માટે તે પાશુપત પણ કહેવાય છે કણાદના શિષ્ય હોવાથી વૈશેષિકો કાણાદ પણ કહેવાયછે આચાર્ય જે પ્રથમ કપ તે ઉપર કર એટલુ નામ મનાયછે હવે પ્રકૃતની વાત કહીએ દેવ તેજ દેવતા, તે વિષયમા એટલે તે બાબત વૈશેષિકો ને નૈયાયિક થકી ભેદ નથી અર્થાત્ જેવા વિશેષણયુક્ત ઇશ્વર નૈયાયિકોએ દેવ માન્યો છે, તેના તેજ વિશેષણવાળો તે વૈશેષિકોને પણ દેવ માન્ય છે પરંતુ તત્વની બાબતમા તો એ બેની વચમા ભેદ છે, જે બતાવીએ છીએ તેજ બતાવેછે —

**દ્રવ્ય, ગુણ, તથા કર્મ, અને ચોથુ સામાન્ય, અને વિશેષ, તથા સમવાય, એ છજ તત્વ એ મતમા છે—૫૯**

દ્રવ્ય એ પ્રથમ તત્વ, ગુણ એ બીજુ તથાશબ્દ તોદાતર સૂચવેછે, અટલે કર્મ તૃતીય તત્વ, સામાન્ય ચતુર્થ તત્વ, વિશેષ સમવાય એ પાચમુ તથા છઠ્ઠુ તત્વ, સર્વત્ર 'અને,' 'તથા,' એ સમુચ્ચયાર્થ સમજવા 'જ' એ અવધારણાર્થ છે, અર્થાત્ છજ તત્વ છે, ન્યૂનાધિક નથી એ મત એટલે વૈશેષિક મતમા એમ જાણવુ ગુણમાં કેટલાક નિત્ય છે ને કેટલાક અનિત્ય છે, કર્મ અનિત્યજ છે, સામાન્ય વિશેષ સમવાય તે તો નિત્યજ છે, કેટલાક અભાવ એવો સાતમો પદાર્થ પણ કહેછે હવે દ્રવ્યભેદ બતાવેછે —

**તેમા દ્રવ્ય નવધા છે ભૂ, જલ, તેજસ્, અનિલ, અંતરિક્ષ, કાલ, દિગ્, આત્મા, મનસ્, અને ગુણ પચીશ પ્રકારનો છે—૬૦**

તેમા એટલે તે છ પદાર્થમા દ્રવ્ય નવધા છે વાક્યનુ ફૂલ વ્યવચ્છેદ છે એમ એ તાં નવધાજ ન્યુનાધિક નહિ એમ પણ સમજી

લેવું. દ્રવ્ય એવું જે એક વચન કહ્યું તે નિત્યાપેક્ષાથી જાણવું. આગળ પણ એમજ સમજતા ચાલવું. એટલે નવજ દ્રવ્ય એવો અર્થ થયો આમ થતાં છાયા, તમસ્, તે આલોકાભાવ હોવાથી દ્રવ્ય નહિ એમ પણ સૂચવાઇ રહ્યું. ભૂ એટલે પૃથ્વી, જે કાઠિન્ય લક્ષણવાળી હોઇ, મૃત્પાષાણ વનસ્પતિ રૂપેછે, જલ તે સરિત્ સમુદ્ર હિમકરકાદિ ગત છે તે, તેજસ્ તે અગ્નિ, જે ચાર પ્રકારનો છે: કાષ્ઠેન્ધનસંભવ ભૌમ, સૂર્યવિદ્યુદાદિજન્ય તે દિવ્ય, આહારને પચવનાર તે ઔદર્ય, સુવર્ણાદિ આકરજ, અનિલ તે વાયુ: એ ચાર અનેકવિધ હોયછે. અંતરિક્ષ એટલે આકાશ, તે એક નિત્ય અમૂર્ત તથા વિભુ છે, વિભુ એટલે વિશ્વવ્યાપક. ને એ આકાશ શબ્દ એ લિંગ થકી સમજાય છે, કેમકે શબ્દ તેનો ગુણ છે પર, અપર, યુગપત્, અયુગપત્, ચિર, ક્ષિપ્ર, ઇત્યાદિ વ્યવહારગત પ્રત્યય છે લિંગ જેનું તે કાલ. જુઓ. પિતા પર, પુત્ર અપર; યુગપત્ કે અયુગપત્; ચિર કે ક્ષિપ્ર કર્યું કે કરાશે; ઇત્યાદિ જે પરાપરાદિ જ્ઞાન તે આદિત્યાદિક્રિયાદ્રવ્યવ્યતિરિક્ત પદાર્થજન્ય છે, કેમકે તેવા દ્રવ્યના પ્રત્યય કરતાં વિલક્ષણ પ્રત્યય કરવાવાળું છે, માટે ઘટાદિપ્રત્યયની પેઠે. આ જે જનક કારણ તે પરિશેષથકી કાલ એમજ જણાયછે. તે એક તથા અમૂર્ત અને વિભુદ્રવ્ય છે. દિક્ પણ દ્રવ્ય છે, ને એક નિત્ય અમૂર્ત તથા વિભુ છે. મૂર્ત દ્રવ્યને વિષે જે અવધિ કરવાવાળાં દ્રવ્યથકી, આ આનાથી પૂર્વ, દક્ષિણ, પશ્ચિમ, ઉત્તર, અગ્નિકોણ, નૈઋત્યકોણ, વાયવ્યકોણ, ઇશાનકોણ, ઉપર, નીચે, છે એવા દશ પ્રત્યય થઇ આવેછે, તેજ દિક્ તે એક છે પરંતુ કાર્યવિશેષને લઇને પ્રાચ્યાદિ ભેદથકી તેનું નાનાત્વ ઘટેછે. આત્મા તે જીવ; તે અનેક, નિત્ય, અમૂર્ત, અને વિભુ. એવુ દ્રવ્ય છે. મનસ્ તે ચિત્ત; તે અનિત્ય(૧) (?) દ્રવ્ય છે, અણુ માત્ર છે, અનેક છે, આશુસંચારી છે,

---

(૧) શંકા કરવાનું કારણ એ છેકે મૂલમાં અનિત્ય લખ્યું છે તે ખરૂં હોવાનો સંભવ નથી. મન અનિત્ય હોય તો કૃતનાશાકૃતાભ્યાગમનો પ્રસંગ આવેછે. કદાપિ લેખકદોષથી 'અ' વધારે થયો હોય તો હોય.

ને પ્રતિશરીરે એક એક છે યુગપત્ જ્ઞાનની ઉત્પત્તિ થતી નથી એજ મનનુ લિંગ છે આત્મા સર્વગત છતા, અને યુગપદનેકેન્દ્રિયાર્થ સન્નિકર્ષ છતા પણ, જ્ઞાનનો ક્રમ શકીજ થાયછે, તે ઉપરથી એવું અનુમાન થાયછે કે આત્મા તથા ઇંદ્રિયાર્થસન્નિકર્ષ ઉભયથી વ્યતિરિક્ત એવુ અન્ય કોઈ કારણ છે તેજ મન, જેના સન્નિધાનથી જ્ઞાન ઉપજે છે, અસન્નિધાનથી નથી ઉપજતુ મૃતશરીરમ યાસન્ન, અદૃષ્ટવશાત્ ક્રિયાવાન્ થયેલા અણુથકી દ્વયણુકાદિ ક્રમે આરબ્ધ થયેલુ, અનુપલબ્ધિયોગ્ય એવુ સૂક્ષ્મ શરીર, તેમા સંક્રમણ કરેછે, અને સ્વર્ગાદિમા જઈ, સ્વર્ગાદિ ઉપભોગ યોગ્ય શરીર તે સાથે સબંધમા આવેછે તે કેવળ એકલુ એટલે સુધી ગતિ કરી શકતુ નથી મરણ અને જન્મ તેની વચમા રહેલુ શરીર મનને સ્વર્ગનરકાદિ દેશપ્રતિ વહી જાયછે તેથી આતિવાહિક કહેવાયછે. એ નવમાથી પૃથ્વી, જળ, તેજસ્, વાયુ એ ચાર દ્રવ્ય પ્રત્યેક નિત્યાનિત્ય બે થકી દ્વિપ્રકાર થાયછે તેમાનુ જે પરમાણુરૂપ તે નિત્ય, કેમકે સત્ તથા અકારણ તે નિત્ય એવુ વચન છે તે પરમાણુથી બનેલુ દ્વયણુકાદિ તે કાર્યદ્રવ્ય, તે અનિત્ય આકાશાદિક તો નિત્યદ્રવ્યજ છે, કેમકે ઉત્પત્તિમાન નથી એ સર્વ દ્રવ્યની જે દ્રવ્યરૂપતા છે તે દ્રવ્યત્વાભિસબંધને લઈને છે, ને દ્રવ્યત્વ ભિસબંધત દ્રવ્યત્વ સામાન્યોપલક્ષિત સમવાય છે, આમા સામાન્ય તત્સમવેત છે આ દ્રવ્યત્વાભિસબંધાદિકે, જેનાવડે ગુણાદિથકી દ્રવ્યનો વ્યવચ્છેદ થાયછે, તેજ દ્રવ્યનુ લક્ષણ જાણવુ એમજ પ્રકારે જલાદિવ્યવચ્છેદરૂપ ઇતરભેદ કરનાર એવુ પાષાણાદિમા અભિસબંધ પૃથ્વીત્વાદિ તે પૃથ્વ્યાદિનુ લક્ષણ, એમ સર્વે ઘટાવી લેવુ અભેદવાન્ જે આકાશકાલાદિકદ્રવ્ય તેમનો અનાદિ તદ્દ્વ્યવહારપરતા જાણવી આ નવ પ્રકારનુ છતા પણ દ્રવ્ય સામાન્યત બે પ્રકારનુ છે, અદ્રવ્ય દ્રવ્ય, અને અનેકદ્રવ્યદ્રવ્ય અદ્રવ્ય દ્રવ્ય આકાશ કાલ, દિક્, આત્મા, મનસ અને પરમાણુ, કેમકે કારણદ્રવ્યથી થતા નથી અનેક દ્રવ્યદ્રવ્ય તે દ્વયણુકાદિ બે પરમાણુથકી કાર્યદ્રવ્ય થતા માટે અણ એનો વ્ય

થાય કેમકે પરમાણુદ્વયારબ્ધ જે દ્વયણુક તે અણુપરિમાણજ છે. ત્રણ ચાર પરમાણુથી આરબ્ધ જે કાર્ય તે પણ અણુપરિણામજ કાર્ય કહેવાય, દ્વયણુક કહેવાય નહિ. ત્રણ દ્વયણુકથી કે ચારાથી જે આરબ્ધ તે ત્ર્યણુક કહેવાય, પણ બે દ્વયણુકથી આરબ્ધ ત્ર્યણુક ન કહેવાય, કેમકે બે થકી જે આરબ્ધ છે તેને ઉપલબ્ધિનું કારણ જે મહત્વ તે હોઇ શકતું નથી. ઉપલબ્ધિયોગ્ય તો ત્ર્યણુકથીજ થાય છે. તેજ ક્રમે ઉતરોત્તરથી આરબ્ધને ઉત્તરોત્તર દ્રવ્ય સંજ્ઞા સમજતા જવી. ગુણ પચીશ તે બતાવેછે:—

**સ્પર્શ, રસ, રૂપ, ગંધ, શબ્દ, સંખ્યા, વિભાગ, સંયોગ, પરિમાણ પૃથક્ત્વ, પરત્વ, અપરત્વ, બુદ્ધિ, સુખ, દુઃખ, ઇચ્છા, ધર્મ, અધર્મ, પ્રયત્ન, સંસ્કાર, દ્વેષ, સ્નેહ, ગુરુત્વ, દ્રવત્વ, વેગ—૬૧ —૬૨**

(૧) સ્પર્શ ત્વગિન્દ્રિયગ્રાહ્ય છે, ને પૃથ્વી અપ્, તેજસ્, વાયુ એટલામાં રહેછે. (૨) રસ રસનેદ્રિયગ્રાહ્ય છે, અને પૃથ્વી તથા જલમાં રહેછે. (૩) રૂપ ચક્ષુર્ગ્રાહ્ય છે, અને પૃથ્વી, જલ, તેજસ્, તેમાં રહેછે. તે રૂપ જલ અને વાયુના પરમાણુમા નિત્ય; અને પાર્થિવ પરમાણુગતરૂપ તે તો અગ્નિસંયોગથી વિનાશ પામે તેવું. સર્વ કાર્યમાં રૂપની ઉત્પત્તિ કારણરૂપપૂર્વક થાયછે, દ્વયણુકાદિ કાર્ય ઉત્પન્ન થયા પછીજ તેમા રૂપોત્પત્તિ થાયછે, કેમકે કાર્યરૂપ આશ્રય વિના પ્રથમથી તે કયાં રહે ? એમજ કાર્યરૂપના વિનાશનો હેતુ પણ આશ્રયનો વિનાશ તેજ જાણવો. પ્રથમ કાર્યદ્રવ્યનો નાશ થાય એટલે પછી રૂપનો પણ નાશ થાય. એ ક્રિયા બહુ સત્વર બનેછે માટે ક્રમ લક્ષમાં આવતો નથી (૪) ઘ્રાણગ્રાહ્ય તે ગંધ; પૃથ્વીમાં રહેછે. સ્પર્શાદિકનાં લક્ષણ ગુણત્વ સતે ત્વગિંદ્રિયાદિ ગ્રાહ્યત્વ એવાં કહ્યાં તે ઇતરવ્યવચ્છેદાર્થે કહ્યાં જાણવા. (૫) શ્રોત્રેદ્રિયગ્રાહ્ય તે શબ્દ. આકાશવૃત્તિ, તથા ક્ષણિક છે શ્રોત્રેદ્રિય આકાશાત્મક છે. આકાશ તો નિરવયવ છે તેમાં આ મારો શ્રોત્ર આ બીજાનો એવો વિભાગ શી રીતે બને એમ કહો તો સાંભળો. ધર્માધર્મ અભિસંસ્કૃત એવો જેની કર્ણ-

શષ્કુલીને જે આકાશ અવિરુદ્ધ હોય તે તેનો શ્રોત્ર, એમ વિભાગ બને એટલાજ કારણને લીધે નાસિકાદિ રધ્રથી શબ્દોપલબ્ધિ થતી નથી કર્ણશષ્કુલીના વિઘાતથી બાધિર્યાદિ વ્યવસ્થા પણ સુતર છે (૬) એકત્વાદિવ્યવહારહેતુ તે સખ્યા, જે એકત્વાદિ રૂપે છે તે એક દ્રવ્યા તેમ અનેક દ્રવ્યા છે એકસખ્યા તે એકદ્રવ્યા, દ્વિત્વાદિ તે અનેકદ્રવ્યા જે એકદ્રવ્યા છે તેની, સલિલાદિ પરમાણ્વાદિગત રૂપની પેઠે, નિત્યાનિત્યનિષ્પત્તિ છે, ને જે અનેકદ્રવ્યા છે તે તો અનેકબુદ્ધિવિષયસહિત એવા એકત્વથી નિષ્પન્ન છે, અને અપેક્ષા બુદ્ધિ નાશ થતાં નાશ પામેછે, ને ક્વચિત્ આશ્રયવિનાશથી પણ નાશ પામેછે (૭–૮) પ્રાપ્તિપૂર્વક અપ્રાપ્તિ તે વિભાગ, અને અપ્રાપ્તિપૂર્વક પ્રાપ્તિ તે સયોગ એ બે, દ્રવ્યમાત્રને વિષે વિયુક્ત સંયુક્ત એ પ્રત્યયના યથાક્રમ હેતુ છે સયોગ પણ સયોગજ સયોગ અને શુદ્ધ સયોગ, તથા વિભાગ પણ વિભાગજ વિભાગ અને શુદ્ધ વિભાગ એમ બે પ્રકારે છે (૯) પરિમાણવ્યવહારનુ કારણ તે પરિમાણ તે ચાર પ્રકારનુ છે મહત્ અણુ, દીર્ઘ, હ્રસ્વ મહત્ બે પ્રકારનુ છે નિત્ય અને અનિત્ય નિત્ય તે આકાશ, કાલ, દિશ્, આત્મા તેમને વિષે, જે પરમ મહત્વ તે, અનિત્ય તે ત્ર્યણુકાદિને વિષે છે તે અણુપરિમાણ પણ નિત્યાનિત્યભેદથકી દ્વિધા છે પરમાણુ મનસ્, તેમાં પારિમાડલ્યલક્ષણ અણુત્વ તે નિત્ય, અને અનિત્ય તે દ્વ્યણુકમા એજ રીતે બોર, આમળા, બીલા, ઇત્યાદિમા કે બીલા, આમળાં, બોર, ઇત્યાદિમા મહત્વ તથા અણુત્વનો વ્યવહાર યથોત્તર ઉભયથા સમજવો આમળા આદિમા તો ઉભયે સભવેછે એજ પ્રકારે ઇક્ષુ વિષે, સમિત્ વશાદિની અપેક્ષાએ, હ્રસ્વત્વ દીર્ઘત્વ પણ સભવેછે મહત્વ દીર્ઘત્વ તે ત્ર્યણુકાદિમા રહેછે તેમાં, અને દ્વ્યણુકમા જે અણુત્વ હ્રસ્વત્વ છે તેમા, શો તફાવત છે? તફાવત છે, કેમકે મહત્માથી દીર્ઘ લાવો, દીર્ઘમાથી મહત્ લાવો, ઇત્યાદિ વ્યવહારમા ભેદની પ્રતીતિ થાયછે અણુત્વ હ્રસ્વત્વનો જે ભેદ છે તે તો તદ્દર્શી યોગીઓનેજ પ્રત્યક્ષ છે (૧૦) સયુક્તદ્રવ્ય પણ જેને લઇને, આ આનાથી પૃથક્ છે એમ

જુદું કરાયછે, તેવા જુદાપણાનું કારણ તે પૃથક્ત્વ. ( ૧૧-૧૨ ) આ પર છે, આ અપર છે. એમ પ્રતીતિ જેનાથી થાયછે તે યથાક્રમ પરત્વાપરત્વ જાણવાં. આ ઉભયે દિક્કૃત અને કાલકૃત છે. દિક્કૃતની ઉત્પત્તિ આ પ્રમાણે: એક દિશામાં રહેલા પદાર્થને એક દ્રષ્ટાની અપેક્ષાથી સન્નિકૃષ્ટત્વ અને બીજી દિશામાં રહેલાની અપેક્ષાએ વિપ્રકૃષ્ટત્વ કહેવાયછે. એ સન્નિકૃષ્ટ વિપ્રકૃષ્ટત્વ તે પરત્વ અપરત્વ જાણવાં. કાલકૃત તે આ પ્રમાણે સંભવેછે: અનિયતદિગ્દેશસંયુક્ત એવા વર્તમાનકાલસ્થ યુવા અને વૃદ્ધ તેમાંથી યુવાથી લેતાં વૃદ્ધને. પરકાલ સાથે યોગ હોવાથી, પરત્વ પ્રાપ્ત થાયછે, ને વૃદ્ધથી લેતાં, અલ્પકાલ સાથે યોગવાળા યુવાને અપરત્વ પ્રાપ્ત થાયછે. ( ૧૩ ) જ્ઞાનાન્તરગ્રાહ્યજ્ઞાન તે બુદ્ધિ. તે બે પ્રકારની છે: વિદ્યા અને અવિદ્યા. અવિદ્યા ચાર જાતની છે: સંશય, વિપર્યય, અનધ્યવસાય, સ્વપ્ન. વિદ્યા પણ ચાર પ્રકારની છે: પ્રત્યક્ષ, લૈંગિક, સ્મૃતિ, અને આર્ષ. પ્રત્યક્ષ અને લૈંગિક તે પ્રમાણાધિકારમાં કહેવાશે. ભૂતાર્થ એ સ્મૃતિનો વિષય છે, ને તે સ્મૃતિ ગૃહીતગ્રાહી હોવાથી પ્રમાણમાં ગણાતી નથી. વ્યાસાદિ ઋષિઓને ભૂતાદિ અતીંદ્રિય અર્થ એવા ધર્માદિની બાબત જે પ્રતિભા તે આર્ષ. તે ઋષિનેજ સંભવેછે. લૌકિકને તો કદાચિત્ થાયછે: જેમકે કોઇ કન્યા કહેછે કે મારો ભાઇ કાલ જશે એવું મારું હૃદય કહેછે આર્ષ તે પ્રત્યક્ષજ છે. ( ૧૫ ) અનુગ્રહ છે લક્ષણ જેનું તે સુખ. ( ૧૬ ) આત્માને ઉપઘાત કરવાવાળો જેનો સ્વભાવ તે દુઃખ; ને તે અમર્ષ, દુઃખાનુભવ, નિરુત્સાહતા, ઇનો હેતુ છે. (૧૬) સ્વાર્થે કે પરાર્થે અપ્રાપ્તપ્રાર્થન તે ઇચ્છા. કામ, અભિલાષ, રાગ, સંકલ્પ, કારુણ્ય, વૈરાગ્ય, વંચનેચ્છા, ગૂઢભાવ, ઇત્યાદિ તેના ભેદ છે.(૧૭) કર્તૃફલદાયી, આત્મગુણ, આત્મમનઃસંયોગજન્ય, સ્વકાર્યવિરોધી, ધર્માધર્મરૂપે ભેદવાન્, પરોક્ષ, તે અદૃષ્ટ નામનો ગુણ છે તેમાં ધર્મ પુરુષગુણ છે, અને તેના કરનારને નિયહિતમોક્ષાદનો હેતુછે, અતીન્દ્રિય છે, અંત્યસુખસંવિજ્ઞાનવિરોધી છે, કેમકે અંત્યસુખના સમ્યગ્વિજ્ઞાનથી ધર્મનો નાશ થાયછે, અને અંત્યસુખ સુધીજ

તેની સ્થિતિ રહેછે પુરુષાન્ત કારણ સાથે વિશુદ્ધ અભિમનિના સંયોગમાથી તેની ઉત્પત્તિ થાયછે, અને વર્ણાશ્રમાને પ્રતિનિયત સાધનના નિમિત્તરૂપે છે સાધન તે શ્રુતિસ્મૃતિવિહિત જે છે તે, સામાન્યત અહિંસાદિ જાણવા, અને વિશેષત બ્રાહ્મણાદિના પૃથક્ પૃથક્ યજનાધ્યયનાદિ જાણવા ( ૧૮ ) અધર્મ પણ આત્મગુણ છે, અને તેના કર્તાને અહિતપ્રત્યવાયનો હેતુ છે, અતીન્દ્રિય છે, અન્ત્યદુ ખપ્રવિજ્ઞાનવિરોધી છે ( ૧૯ ) પ્રયત્ન તે ઉત્સાહ, તે સુપ્તાવસ્થામા પ્રાણાપાનનો પ્રેરક છે અને જાગ્યા પછી અંત કરણ ને અ ય ઇન્દ્રિય સાથે યોગ કરાવનાર છે, હિતાહિતપ્રાપ્તિપરિહાર માટેના ઉદ્યમરૂપ તથા શરીરનિર્ધારક છે ( ૨૦ ) સંસ્કાર બે પ્રકારનો છે ભાવના અને સ્થિતિસ્થાપક ભાવના તે આત્મગુણ છે, જ્ઞાનજ છે, ને જ્ઞાન હેતુ છે અને તેનો સદ્ભાવ દષ્ટ અનુભૂત શ્રુત એવા અર્થોમાં સ્મૃતિ પ્રત્યભિજ્ઞાનાદિ કાર્યથી અનુમેય છે સ્થિતિસ્થાપક તે મૂર્તદ્રવ્યનો ગુણ છે ઘનાવયવસન્નિવેશવિશિષ્ટ એવા પોતાના આશ્રયને, કાલાંતર સુધી અન્ય રૂપે રહ્યા પછી અ યથાસ્થિત હોય તો પણ પૂર્વાવસ્થામા પાછો લાવેછે, માટે તે સ્થિતસ્થાપક કહેવાયછે ઘણા કાલસુધી વાળી મૂકેલા તાલપત્રાદિને પહોળા કરી મૂકી દઇએ તો પાછા હોય તેવા થઇ જાયછે, તે આ સંસ્કારના બળ થી એ પ્રમાણે ધનુષ, શાખા, શૃંગ દંત ઇત્યાદિ, તથા વાળેલા વસ્ત્રાદિ તેમા એ સંસ્કારનુ કાર્ય સ્પષ્ટ જણાયછે ( ૨૧ ) પ્રજ્વલિત રૂપ તે દ્વેષ, જેના સદ્ભાવે આત્મા પ્રજ્વલિત જેવો લાગે દ્રોહ, ક્રોધ મન્યુ અક્ષમા, અમર્ષ, એ દ્વેષના ભેદ છે ( ૨૨ ) સ્નેહ છે તે જલનો વિશેષગુણ છે અને સંગ્રહ તથા મૃદુતાનુ કારણ છે અને પણ ગુરુત્વની પેઠે નિત્યાનિત્યત્વનિષ્પત્તિ જાણવી ( ૨૩ ) ગુરુત્વ જલ અને ભૂમિમા રહેછે, અને પતન કર્મનુ કારણ છે, અપ્રત્યક્ષ છે, તેની પણ જલાદિપરમાણુરૂપના પેઠે નિત્યાનિત્યત્વનિષ્પત્તિ જાણવી ( ૨૪ ) સ્યંદન કર્મનુ કારણ તે દ્રવત્વ તે ત્રણ દ્રવ્યમા રહેછે તે બે પ્રકારનુ છે સાહજ અને નૈમિત્તિક જલનુ દ્રવત્વ તે સહજ, અને નૈમિત્તિક તે પૃથ્વી અને તેજસનુ, જે અગ્નિસંયોગથી થાયછે, જેમકે ધાતુ, સુવર્ણ કે કલાઇનુ,

ઇત્યાદિ. ( ૨૫ ) વેગ પૃથ્વી જલ તેજસ્ વાયુ અને મન એટલાં મૂર્ત-દ્રવ્યમાં રહેછે; અને પ્રયત્નાભિઘાતવિશેષાપેક્ષ એવા કર્મથી ઉત્પન્ન થાયછે, તથા નિયતદિક્ક્રિયાપ્રબંધનો હેતુ છે, સ્પર્શની પેઠે દ્રવ્યસંયોગવિશેષથી છે શરીરાદિપ્રયત્ને આવિર્ભૂ જે કર્મ તેથકી ઉત્પન્ન થયેલા વેગ તેનાથી બાણ અમુક દિશાએ જઇ પડેછે. નિયતદિક્ક્રિયાકાર્યથી વેગનો સદ્ભાવ અનુમેય છે. શાખાદિમાં લોષ્ઠાભિઘાતથી ઉત્પન્ન થયેલા કર્મ વડે વેગ પેદા થાયછે. કેટલાક સંસ્કારને ત્રણ પ્રકારનો ગણી વેગનો તેમાં અંતર્ભાવ કરેછે. તેમના મત પ્રમાણે ગુણ ચોવીશ થાયછે. શૌર્ય, ઔદાર્ય, કારુણ્ય, દાક્ષિણ્ય, ઔન્નત્ય, ઇત્યાદિ ગુણોનો આ ઉક્ત ગુણોમાં, પ્રયત્ન બુદ્ધ્યાદિને વિષેજ અંતર્ભાવ જાણવો. સ્પર્શાદિ સર્વને ગુણત્વ સાથે અભિસંબંધ છે; અને તે સર્વે, દ્રવ્યાશ્રિત છે; નિષ્ક્રિય છે; અને પોતે બીજા ગુણવાળા નથી. સ્પર્શ, રસ, ગંધ, રૂપ, પરત્વ, અપરત્વ, ગુરુત્વ, દ્રવત્વ, સ્નેહ, વેગ, એટલા મૂર્તગુણ કહેવાયછે; બુદ્ધિ, સુખ, દુઃખ, ઇચ્છા, દ્વેષ, ધર્મ, અધર્મ, પ્રયત્ન, ભાવના, શબ્દ, એટલા અમૂર્ત ગુણ કહેવાયછેઃ સંખ્યા, પરિમાણ, પૃથક્ત્વ, સંયોગ, વિભાગ, એટલા ઉભયગુણ કહેવાયછે. એ પ્રકારનું ગુણસ્વરૂપ સર્વથા પોતાની મેળે બેસાડી લેવું. હવે કર્મની વ્યાખ્યા કરેછેઃ—

**ઉત્ક્ષેપ. અવક્ષેપ, આકુંચન, પ્રસારણ, એ પાંચ કર્મ; ને પર તથા અપર એ બે સામાન્ય.—૬૩**

ઉત્ક્ષેપ ઉર્ધ્વક્ષેપણ, અર્થાત્ મુશલાદિનું જે ઉંચું લઇજવું તે ઉત્ક્ષેપણ કર્મ. તેથી વિપરીત તે અવક્ષેપ, અધોનયનરૂપ. ઋજુ એવી આંગળી ઇત્યાદિને કુટિલ કરી શકવામાં જે ઉપયુક્ત તે કર્મ આકુંચન. વાંકા કરેલા અવયવને પાછો જેથકી સીધો કરાય તે પ્રસારણકર્મ. અનિયતદિગ્દેશ થકી સંયોગ અને વિભાગ તેનું જે કારણ તે ગમન; અને અનિયત એમ કહેવાથી ભ્રમણ, પતન, સ્યંદન, રેચન ઇત્યાદિનો પણ ગમનમાં અંતર્ભાવ જાણવો. પાંચે પ્રકારનુ કર્મ

ક્રિયારૂપજ છે હવે સામાન્ય કહેછે। પર અને અપર હવે તે પરાપરની વ્યાખ્યા બતાવેછે

પર તે સત્તા, દ્રવ્યત્વાદિ તે અપર, હવે વિશેષ, તે નિશ્ચયે કરીને નિત્યદ્રવ્યવૃત્તિ, તથા અન્ત્ય છે—૬૪

પર ને અપર એવા જે સામાન્ય કહ્યા તેમા પર તે સત્તા તે દ્રવ્ય ગુણ કર્મ એ ત્રણમાંજ રહેછે, તે ત્રણમાંજ સત્ સત એવા અનુવૃત્ત પ્રત્યયનુ કારણ છે, ને તેથી સામાન્ય કહેવાયછે, વિશેષ કહેવાતુ નથી હવે અપરસામાન્ય કહીએ દ્રવ્યત્વાદિ તે અપર, અર્થાત્ દ્રવ્યત્વ, ગુણત્વ, કર્મત્વ, તે અપરસામાન્ય નરે દ્રવ્યમાં દ્રવ્ય દ્રવ્ય એવી બુદ્ધિનો હેતુ તે દ્રવ્યત્વ, એજ પ્રમાણે ગુણોને વિષે ગુણબુદ્ધિ વિધાયક તે ગુણત્વ, કર્મમા કર્મત્વ તે દ્રવ્યત્વાદિ તે પોતાના આશ્રય દ્રવ્યાદિમા અનુવૃત્તિપ્રત્યયહેતુ હોવાથી સામાન્ય પણ કહેવાયછે, તેમજ પોતાના આશ્રયની ગુણાદિથકી વ્યાવૃત્તિ કરેછે માટે વિશેષ પણ કહેવાયછે માટે અપરસામાન્ય જેછે તે ઉભયરૂપ હોવાથી સામાન્યવિશેષ એવી સંજ્ઞાને પામે છે અપેક્ષાભેદથકી એકનેજ સામાન્ય ને વિશેષ ઉભય પ્રાપ્ત થાય તેમા કાંઇ વિરોધ નથી એજ પ્રમાણે પૃથ્વીત્વ, સ્પર્શત્વ, ઉત્ક્ષેપણત્વ, ગોત્વ, ઘટત્વ ઇત્યાદિ ને પણ, અનુવૃત્તપ્રત્યયહેતુત્વ લઇને, સામાન્યવિશેષભાવ સિદ્ધ છે સત્તાયોગથી જે સત્ત્વ કહ્યુ તે તો દ્રવ્ય ગુણ કર્મ એ ત્રણમાંજ, આકાશાદિમાં નહિ, કેમકે આકાશ કાલાદિક તેમા તો વસ્તુસ્વરૂપે અસ્તિત્વ વ્યક્ત્યભેદાદિ કારણને લીધે માનેલુછે ઉદયન પણ તેજ કહેછે વ્યક્તયભેદ, તુલ્યત્વ, સંકર, અનવસ્થા, રૂપહાનિ, અસંબંધ, એટલાં જાતિબાધકછે એની વ્યાખ્યા વ્યક્તયભેદ સામાન્યનુ લક્ષણ એછે કે તે એક અને અનેકવૃત્તિછે, માટે આકાશને જાતિ નથી, કેમકે તેનામાં વ્યક્તિભેદ નથી પૃથ્વીત્વ જાતિ કહીને પાછી ભૂમિત્વ જાતિ માનીએતો તે તુલ્યત્વ થયુ માટે જાતિ ન થાય પરમાણુ કે એ જાતિ માની, તો તેનો પાર્થિવત્વ, આપ્યત્વ, તૈજસત્વ તેની સાથે સંકર થશે. માટે તે જાતિ ન થાય. સામાન્યને સામાન્ય માનીએ તો મૂલ

ક્ષતિકારિણી અનવસ્થા થાય. વિશેષને સામાન્ય માનીએ તો વિશેષના સ્વરૂપનીજ હાનિ થાય. સમવાયને જાતિ માનીએ તો સંબંધાભાવ આવે, કેમકે ત્યાં કયા સંબંધથી સત્તાનો યોગ ઘટે! કેમકે સમવાયાંતર તો માની શકતા નથી. ( ૧ ).

કેટલાક કહેછે કે સામાન્ય ત્રિવિધ છેઃ મહાસામાન્ય, સત્તાસામાન્ય, સામાન્યવિશેષસામાન્ય. છએ પદાર્થમાં પદાર્થત્વબુદ્ધિ પેદા કરનાર તે મહાસામાન્ય. સત્તાસામાન્ય તે ફક્ત ત્રણ પદાર્થમાંજ સત્ત્વબુદ્ધિ કરનાર તે. સામાન્યવિશેષસામાન્ય તે દ્રવ્યત્વાદિ. કેટલાક કહેછે કે ત્રિપદાર્થગત તેજ સત્તાસામાન્ય દ્રવ્યત્વાદિ; અને સામાન્યવિશેષસામાન્ય તે પૃથ્વીત્વાદિ. એ પ્રકારે લક્ષણભેદ હોવાથી આ સત્તાદિ દ્રવ્યગુણકર્મથકી ભિન્ન જણાયછે, ને તેટલાજ ઉપરથી જુદા પદાર્થ ગણાયછે.

હવે વિશેષ, એટલે વિશેષ એ પદાર્થનો વિચાર હવે કરીએ. નિશ્ચયે કરીને એટલે તત્ત્વદૃષ્ટિથીજ વિશેષ માનેલો છે, ઘટપટાદિની પેઠે વ્યવહારદૃષ્ટિથી નહિ. અને એમ છે માટેજ તે નિત્યદ્રવ્યવૃત્તિ અને અંત્ય છે. નિદ્રવ્યવૃત્તિ એટલે વિનાશારંભ રહિત એવાં આકાશ કાલાદિગ્ આત્માને મનસ્ તેમનામાં રહેનાર, તેમજ પરમાણુ પણ જગતનાં વિનાશારંભકોટિભૂત છે તેથી તે, અને મુક્તાત્મા, તથા મુક્તમનવાળા, તે સંસાર પર્યંત રૂપવાળા છે તેથી તે, એ સર્વ અંતરૂપ કહેવાય; અને જે અંતે થાય તે અંત્ય કહેવાય, કેમકે અંતે રહેલો વિશેષ હોય તેજ સ્ફુટ જણાઇ આવે. ત્યારે વિશેષની વૃત્તિ તો પરમાણવાદિમાં અને નિત્ય દ્રવ્યમાં સર્વત્ર થઇ તેથીજ નિત્ય દ્રવ્યવૃત્તિ અને અંત્ય એ બે વિશેષણ લીધેલાં છે. દ્રવ્યે દ્રવ્યે વિશેષ

---

( ૧ ) કેટલાક સમવાયને વ્યક્ત્યભેદના ઉદાહરણમાં લેછે, ને અસંબંધમાં અભાવનું ઉદાહરણ આપેછે.

એક એકજ હોય અનેક નહિ, કેમકે એક વિશેષથકીજ પોતાના આશ્રયની અન્યથકી વ્યાવૃત્તિ થઇ આવેછે, એટલે અનેક વિશેષની કલ્પના કરવી વ્યર્થ છે સર્વ નિત્યદ્રવ્યાશ્રિત વિશેષ તો અનેક છતા અત્ર જે એકવચન કહ્યુ છે તે જાત્યપેક્ષાથી કહેવુ સમજવુ પ્રશસ્ત કરે પણ એજ કહ્યુ છે અંતે થાય તે અત્ય અને સ્વાશ્રય તે વિશેષ, ને તે વિનાશારંભરહિત એવા નિત્ય દ્રવ્યમા તથા પરમાણુમા તથા આકાશકાલદિગાત્મમન તેમા રહે છે, અને પ્રતિદ્રવ્યે એક એક હોઇ, અત્યંત વ્યાવૃત્તિબુદ્ધિનુ કારણ છે જેમ આપણ વગેરેને, તુલ્યાકૃતિગુણક્રિયાવયવસંયોગી એવા બળદ અશ્વાદિની વ્યાવૃત્તિબુદ્ધિ બળદ શુકલ છે, શીઘ્રગતિવાળો છે, પીન છે, ખાંધવાળો છે, ઘંટાવાળો છે ઇત્યાદિ રૂપે થાયછે, તેમજ યોગીને, નિત્ય અને તુલ્યાકૃતિગુણક્રિયાવાળા એવા પરમાણુને વિષે, તથા મુક્તાત્મમનને વિષે, અન્યનિમિત્તાભાવે આજ નિમિત્તથી ( વિશેષથી ), પ્રત્યાધારે આ વિલક્ષણ છે આ વિલક્ષણ છે, એમ પ્રતીતિ થાયછે, તેમજ દેશ કાલથી વિદૂર એવા પરમાણુ વિષે પ્રત્યભિજ્ઞા પણ સંભવેછે એમ જેનાથી બનેછે તેજ અંત્ય વિશેષ કેટલાક નિત્યદ્રવ્યવૃત્તિ અંત્ય વિશેષ એ સૂત્રને આ પ્રમાણે સમજાવેછે નિત્ય દ્રવ્યમાંજ જેની વૃત્તિ છે તે નિત્યદ્રવ્યવૃત્તિ એમ એ પદ અાવધારણ સમજવુ અંત્ય એ પદને આ રીતે સમજાવેછે નિત્ય દ્રવ્ય જે છે તે ઉત્પત્તિ અને વિનાશને અંતે રહેલા હોવાથી અંત્ય કહેવાય એટલે તેમનામાં થયેલા અત્યંતવ્યાવૃત્તિના કારણછે, અને દ્રવ્યાદિથી વિલક્ષણ હોવાને લીધે, પદાર્થ છે હવે સમવાયને નિરૂપેછે —

આધારાધેયભૂત એવા અયુતસિદ્ધ ભાવોનો જે સબંધ, અત્ર પ્રત્યયનો હેતુ, તે સમવાય—૬૫

કેટલાક ધાતુપાઠમા યુ ધાતુનો અર્થ અમિશ્રણાર્થ કહેલોછે, ને વૈશેષિક સૂત્રમાંજ અયુતસિદ્ધ શબ્દ વાપર્યો છે તેમા તે ધાતુનો તેજ અર્થ લાધેનોછે, એટલે કે અયુતસિદ્ધ એટલે અપૃથક્સિદ્ધ વ્યવહારમા પણ યુત એ શબ્દભેદાભિધાનાર્થે વપરાતો જણાયછે, જેમકે

આ બે ભાઈ યુત થયાછે ઇત્યાદિ. ત્યારે અત્ર અર્થ એવો થયોકે વૈશેષિક દર્શનમાં જે અયુતસિદ્ધ એટલે અપૃથક્સિદ્ધ; એટલે તંતુમાં પટની પેઠે પૃથગાશ્રયને અનાશ્રિત એવા, તથા આધારાધેય પણ તેજ હોઇ શકે માટે તેવા, એવા ભાવ એટલે પદાર્થનો જે સંબંધ, અને જે અત્રપ્રત્યય એટલે અત્ર તંતુમાં પટ છે એવા પ્રત્યયના હેતુ રૂપ, અસાધારણ કારણ, તેજ સમવાય. આ તંતુમાં પટ છે, આ પટમાં ગુણ કર્મ છે, આ ગુણ કર્મમાં સત્તાછે, આ દ્રવ્યમાં દ્રવ્યત્વ છે, આ ગુણમાં ગુણત્વ છે, આ કર્મમાં કર્મત્વ છે, આ દ્રવ્યમાં અંત્ય વિશેષ છે, ઇત્યાદિ વિશેષપ્રત્યય જેનાથી થાયછે, તે પાંચે પદાર્થ કરતાં જુદો, છઠો પદાર્થ સમવાય જાણવો, એવો અર્થ છે. તે એક, વિભુ, અને નિત્ય છે.

આ પ્રમાણે છ પદાર્થોના સ્વરૂપનું નિરૂપણ કર્યું; હવે સામાન્યતઃ પ્રમાણલક્ષણ કહેવાય છે. અર્થોપલબ્ધિહેતુ તે પ્રમાણ. એનો અર્થ આ પ્રમાણે. અવ્યભિચારાદિવિશેષણવિશિષ્ટ એવી અર્થોપલબ્ધિને પેદા કરનાર સામગ્રી કે તેનો એક ભાગ, બોધરૂપ કે અબોધરૂપ જ્ઞાન પ્રદીપાદિ, જે સાધકતમ હોય તે પ્રમાણ; અથવા એના કાર્યરૂપ, યથોક્ત વિશેષણવિશિષ્ટ અર્થોપલબ્ધિ તે પ્રમાણનું સામાન્યલક્ષણ છે તે ઉપલબ્ધિથકી પોતાના કારણને પ્રમાણાભાસથી જુદું કરાયછે, માટે ઇંદ્રિયજત્વ, લિંગજત્વ, ઇત્યાદિ વિશેષણવિશિષ્ટ એવી તે, તેજ પ્રમાણનું વિશેષલક્ષણ પણ જાણવી. હવે પ્રમાણસંખ્યા કહેછે:—

**આમને પ્રમાણ બે છે: પ્રત્યક્ષ તથા લૈંગિક; આ વૈશેષિકમતનો સંક્ષેપ થઇ રહ્યો—૬૬**

આમને એટલે વૈશેષિક મતવાળાને, પ્રમાણ બેજ છે. પ્રત્યક્ષ અને લિંગથકી થયેલું લૈંગિક. પ્રત્યક્ષ બે પ્રકારનું છે: ઐંદ્રિય અને યોગજ. ઐંદ્રિય તે ઘ્રાણરસનચક્ષુસ્ત્વક્શ્રોત્ર. મનઃસન્નિકર્ષજન્ય,

જે આપણ વગેરેને છે તે તે પણ બે પ્રકારનુ છે નિર્વિકલ્પક, સવિકલ્પક વસ્તુસ્વરૂપાલોચનમાત્ર તે નિર્વિકલ્પક તેનાથી સામાન્યમાત્ર ગ્રહાય છે એમ નહિ, ભેદ પણ તેમા ભાસે છે તેમ છેક સ્વલક્ષણમાત્ર પણ તે નથી કેમકે તેમાં સામાન્યનો પ્રતિભાસ છે અને વ્યકત્યન્તરદર્શન થતાં પ્રતિસંધાન બને છે ત્યારે એ પ્રત્યક્ષ સામાન્યવિશેષ ઉભયને ગ્રહે છે, પરંતુ આ સામાન્ય અને આ વિશેષ એમ સ્પષ્ટ વિવેક કરી ગ્રહતુ નથી, કેમકે સામાન્ય અને વિશેષના અનુવૃત્તિ અને વ્યાવૃત્તિ ધર્મનુ ગ્રહણ તેમાં હોતુ નથી સવિકલ્પક પ્રત્યક્ષ તે તો સામાન્યવિશેષરૂપતાને સ્પષ્ટ કરી ગ્રહે છે, કેમકે વસ્ત્વન્તરની સાથેજ અનુવૃત્તિ વ્યાવૃત્તિધર્મની પ્રતિપત્તિ પામતા આત્માને ઇંદ્રિયદ્વારા તથાભૂતપ્રતીતિની ઉપપત્તિ થાય છે યોગજપ્રત્યક્ષ પણ બે પ્રકારનુ છે યુક્તનુ પ્રત્યક્ષ, વિયુક્તનુ પ્રત્યક્ષ યુક્તનુ તે સમાધિ થકી એકાગ્ય પામેલાનુ પ્રત્યક્ષ, જેમા યોગજધર્મના બલ થકી, અંત કરણ ની બહાર જઇ અતીંદ્રિય અર્થ સાથે પણ એકતા પામે છે, ને તેમ તેનુ જ્ઞાન ગ્રહે છે અસમાધિદશામા પણ, અત્યંત યોગાભ્યાસના પરિપાકને લીધે જે અતીંદ્રિયાર્થદર્શન થવુ તે વિયુક્તનુ પ્રત્યક્ષ કહેવાય, તે દેશકાલસ્વભાવાદિથી વિપ્રકૃષ્ટ એવા પણ પદાર્થને ગ્રહે છે એવુ તો કોઇ ઉત્કૃષ્ટ યોગીનેજ બને, યોગીમાત્રને તેનો સંભવ નથી વિસ્તાર માટે ન્યાયકંદલીમા જોઇ લેવુ લૈંગિકનુ સ્વરૂપ આ પ્રમાણે લિંગ દર્શન થકી જે અવ્યભિચારિત્વાદિ વિશેષણયુક્ત જ્ઞાન તે, પરાપર્શ જ્ઞાનોપલક્ષિતકારકસમૂહથી જે થાય તે જ્ઞાન લૈંગિક, અર્થાત્ અનુમાન તે આ પ્રકારે થાયછે આ આનુ કાર્ય છે, કારણ છે, સંયોગી છે, સમવાયી છે, વિરોધી છે, ઇત્યાદિ જ્ઞાન તે લૈંગિક કાર્યકારણપૂર્વકત્વથી જેનો ઉપલંભ તે કારણનુ ગમક થાય, જેમકે આ નદીપૂર વૃષ્ટિકાર્ય છે, વિશિષ્ટ નદીપૂર છે માટે, પૂર્વોપલબ્ધ વિશિષ્ટ નદીપૂરની પેઠે કારણ પણ કાર્યજનકરૂપે પૂર્વથીજ ઉપલબ્ધ હોય તો કાર્યનુ લિંગ થાય, જેમકે વિશિષ્ટમેઘોન્નતિ વર્ષા એ કાર્યની ગમક છે સંયોગીનુ ઉદાહરણ ધૂમ જે અગ્નિસંયોગી છે

તે જાણવું. સમવાયીનું ઉદાહરણ એ કે ઉષ્ણસ્પર્શ ઉપરથી જલમાં રહેલા તેજસ્નું અનુમાન થાય. વિરોધી આ પ્રમાણે. વિસ્ફુર્જનવિશિષ્ટ સર્પ તે નકુલાદિનો ગમક છે, અથવા અગ્નિ શીતાભાવનો ગમક છે. આ આનું કાર્ય છે, કારણ છે, ઇત્યાદિ સૂત્રમાં કાર્યાદિનું ઉપાદાન લિંગનિર્દેશનાર્થે કર્યુંછે, પણ આટલાંજ લિંગ છે એમ બતાવવા રૂપ અવધારણાર્થે નથી કર્યું, કેમકે તે સ્થલે બતાવ્યા કરતાં બીજાં પણ લિંગ છે, જેમકે ચદ્રોદય સમુદ્રવૃદ્ધિનું અને કુમુદવિકાસનું લિંગ છે, છતાં ત્યાં કાર્યકારણભાવ ઘટતો નથી, કેમકે સમુદ્રવૃદ્ધિથી જે જલનુ ચારે દિશાએ ફેલાવું અને કુમુદવિકાસથી પાંખડીનું ખીલવું તે તો પોતપોતાના ખાસ કારણોથી બનેછે, શરદૃઋતુમાં જલની નિર્મલતા તે અગસ્ત્યોદયનું લિંગછે; ઇત્યાદિ. એ બધાનો સંગ્રહ ઇત્યાદિ એ પદથી થયો જાણવો. આ સાધ્યનું આ સંબંધી છે એમ અર્થ સમજી લેવો આમ થતાં " આનું કાર્ય " ઇત્યાદિ જે સૂત્ર છે તેને અવ્યાપ્તિ દોષ આવ્યો નહિ. આ કરતાં વધારે જાણવું હોય તેણે ન્યાયકંદલી જોવી શાબ્દાદિનો તો અનુમાનમાંજ અંતર્ભાવ છે એટલે કંદલીકારના મત પ્રમાણે બેજ પ્રમાણ છે વ્યોમશિવ તો પ્રત્યક્ષ, અનુમાન, શાબ્દ, ત્રણ પ્રમાણ કહેછે. હવે ઉપસંહાર કરવા કહેછે, વૈશેષિક મતનો ઇત્યાદિ. આ એટલે આટલે સુધી કહ્યા તે વૈશેષિક મતનો સાર થયો.

હવે અત્ર પણ અનુક્ત એવું કેટલુંક કહીએ છીએ. વ્યોમાદિ નિત્ય છે, પ્રદીપાદિ કાંઇક કાલ રહેવાવાળાં છે, બુધ્ધિ સુખાદિ તે ક્ષણિક છે. ચૈતન્ય આદિ, રૂપઆદિ, તે આત્માદિ અને ઘટાદિના ધર્મ છે; અને ધર્મીથી અત્યંત વ્યતિરિક્ત છતાં, સમવાયસંબંધે સંબધ્ધ છે. સમવાય નિત્ય, સર્વગત, એક છે. આત્મા સર્વગત છે, બુધ્ધિ સુખ દુઃખ ઇચ્છા દ્વેષ પ્રયત્ન ધર્મ અધર્મ અને ભાવનાખ્ય સંસ્કાર એટલા નવે આત્મવિશેષગુણનો ઉચ્છેદ તે મોક્ષ. સામાન્ય વિશેષ પરસ્પર વિભક્ત છે અને દ્રવ્યપર્યાય પણ તેમજ છે. દ્રવ્ય ગુણાદિ છએ પદાર્થમાં વસ્તુત્વનિબંધન તે સ્વરૂપ સત્ત્વ છે. દ્રવ્ય ગુણ કર્મમાં સત્તાસંબધ છે, ને સમવાય વિશેષ સામાન્ય એટલામાં નથી.

એ મતના ગ્રથોમા કણાદ કરેલી ષટ્પદાર્થીછે, તેનુ ભાષ્ય પ્રશસ્તકરે કરેલુ છે ને તેની ટીકા શ્રીધરાચાર્યે કરેલી કદલી નામેછે કિરણાવલી ઉદયનાચાર્યે કરેલીછે વ્યોમમતિ વ્યોમશિવાચાર્યે કરેલાછે, શ્રીવત્સાચાર્યનો લીલાવતીતર્કછે, તથા આત્રેયતત્ર છે, ઇત્યાદિ વૈશેષિક ગ્રથો છે

હવે જૈમિનીય એવુ જે બીજુ નામછે તે મીમાંસક મત કહેવાય છે જૈમિની સાખ્યની પેઠે, એકદડીકે ત્રિદડી, તથા મૃગચર્મધારી, ધાતુરક્ત વસનવાળા, કમડલુધારી, માથે મુડેલા, એવા સન્યાસી પ્રભૃતિ દ્વિજ હોયછે તેમનો ગુરુ વેદ એજ બીજો કોઇ વકતા ગુરુ નહિ, માટેજ સ્વયતમે સન્યસ્ત સન્યસ્ત એમ બોલેછે યજ્ઞોપવીતને ધોઇને તેનુ ત્રણવાર જલપાન કરેછે તેમાના એક પ્રકારનાતો યાજ્ઞિકાદિ તે છે, જે પૂર્વ મીમાસાવાદી કહેવાયછે, બીજા ઉત્તર મીમાસાવાદી કહેવાયછે પૂર્વ મીમાસાવાદી કુકર્મ વર્જેછે, યજનાદિ ષટ્ કર્મ કરેછે, બ્રહ્મસૂત્ર ધરેછે, ગૃહસ્થાશ્રમમા વસેછે, અને શૂદ્રાન્નાદિ વર્જેછે તેમના પણ બે પ્રકારછે ભાટ્ટ અને પ્રાભાકર, જેમાના ભાટ્ટ ષટ્પ્રમાણ માનેછે, ને પ્રાભાકર પાચ માનેછે જે ઉત્તરમીમાસાવાદી છે તે વેદાતી કહેવાય છે ને બ્રહ્માદ્વૈતનેજ માનેછે, આબધુ બ્રહ્મ છે એમ કહેછે, અને યથાતથા પ્રમાણ બતાવેછે,સર્વ શરીરમા એકજ આત્માછે એમ લવેછે, કેમકે એવુ વચનછે કે ભૂતાત્મા એક સતો ભૂતે ભૂતે વ્યવસ્થિત છે, ને એમ, જલચદ્રની પેઠે, એકધા બહુધા, ઇત્યાદિ પ્રકારે ભાસેછે " આબધુ પુરુષજ છે—ભૂત ભાવિ સર્વ "એ શ્રુતિને આધારે આત્માને વિષે લય તેજ મુક્તિ એમ માનેછે એ વિના બીજી કશી મુક્તિ મનતા નથી તે દ્વિજજ હોયછે, ભગવત્ એ નામધારી હોયછે, તે ચાર પ્રકારનાછે કુટીચર, બહૂદક, હસ, પરમહસ, ત્રિદડી, અશિખ બ્રહ્મસૂત્રી, ગૃહત્યાગી, યજમાનપરિગ્રહી, પુત્રગૃહે એક વાર જમનાર, કુટીમા વસનાર, તે કુટીચર કહેવાયછે કુટીચર તુલ્ય વેશવાળો, વિપ્ર ઘેરે આવી મળેલી ભિક્ષા કરનારો, વિષ્ણુજાપપરાયણ, નદી નીરમાં

નાહનારો તે બહૂદક કહેવાયછે બ્રહ્મસૂત્ર અને શિખા વિનાનો, કાષાયાંબર અને દંડને ધરનારો, ગામમાં એક રાત્રી અને નગરમાં ત્રિરાત્રી વસનારો, ધૂમરહિત અને અગ્નિરહિત એવાં વિપ્ર ગૃહમાં ભિક્ષા કરનારો, તપથી ક્ષીણ શરીરવાળો, અને સર્વત્ર ફરતો. તે હંસ કહેવાય. હંસનેજ જ્ઞાન થઇ જાય અને જ્યારે તે ચાતુવર્ણ્યભોજી થાય, અને સ્વેચ્છાએ દંડ ધરે કે નધરે, તથા ઇશાન દિશાએ સંચરે, શક્તિહીન છતાં પણ અશન ન કરે, વેદાંતનુંજ અધ્યયન કરે ત્યારે તે પરમહંસ કહેવાય. આચારમાં ઉત્તરોત્તર અધિકતા જાણવી. આ ચારે કેવલ બ્રહ્માદ્વૈતવાદસાધનૈકવ્યસની હોઇ, શબ્દાર્થના નિરાસાર્થે, અનેક યુક્તિ ઉપજાવે છે, ને અનિર્વાચ્યતત્ત્વને જાણવા પ્રયત્ન કરેછે. તે બધું ખંડન તર્કથકી ઇચ્છા હોય તેણે જાણી લેવું; અત્ર તે મત કહેવામાં આવતો નથી અહીતો શાસ્ત્રકાર સામાન્યતઃ પૂર્વમીમાંસા મતનાજ વ્યાખ્યા કરવા ઇચ્છેછે, તે કહેછે:—

**જૈમિનીયો વળી કહેછે કે સર્વજ્ઞાદિ વિશેષણવાળો એવો કોઇ દેવ નથી, કે જેનું વચન પ્રમાણ ગણાય—૬૭**

જૈમિનીયો કહે છે કે જેનાં સર્વજ્ઞાદિ વિશેષણ છે એવો સર્વદર્શી, વીતરાગ, સ્રષ્ટયાદિ કર્તા, ઇત્યાદિ વિશેષણયુક્ત, કોઇ એટલે પૂર્વોક્ત દર્શનોને સંમત જે જે દેવાદિ તેમાનો કોઇ દેવ છે નહિ. તેમ નથી ત્યારે તત્પ્રણીત વચન, જે પ્રમાણ થઇ શકે, તે તો હોયજ ક્યાંથી ? પ્રથમે દેવ એવો વક્તાજ નથી તો વચન ક્યાં રહ્યું ? જુઓ પુરુષ સર્વજ્ઞ હોઇ શકે નહિ, કેમકે માનુષત્વવાળો છે, માટે રથ્યાપુરુષનીપેઠે. સુરાસુર જેના કિંકર થઇ સેવા કરેછે, ત્રૈલોક્ય સામ્રાજ્યનાં સૂચક એવાં છત્ર ચામરાદિ વિભૂતિ જેને છે, એ આદિ વિશેષોક્તિ અન્યથા ઉપપન્ન નહિ થાય માટે કોઇ સર્વજ્ઞ હોવો જોઇએ એમ કહોતો કેહેવાનું કે તેવો આડંબર તો ઘણાક માયાવી કીર્તિપૂજાદિ લોભને લીધે સંસારમાં પણ પ્રતિક્ષણ રચતા જણાયછે, ને એવું ઇંદ્રજાલ પણ વિસ્તારે છે કહેલું પણ છે, તમારા ( જૈનના ) સમંતભદ્રે પણ કે દેવાગમન આકાશગમન, ચામરાદિવિભૂતિ, તે તો માયાવીનાં પણ પ્રત્યક્ષ છે,

એટલે તેટલાથીજ તમે ઇશ્વર છો એમ અમે કહી શકતા નથી. અનાદિ એવા સુવર્ણમલનું પણ ક્ષારાદિ સહિત કુલડીમા તપાવતા વિશોધન થાય છે, તેજ પ્રકારે આત્માને પણ નિરંતર જ્ઞાનાદ્યભ્યાસે કરીને, મલ માત્ર નીકળી જતા, સર્વજ્ઞત્વ પ્રાપ્ત થવુ અશક્ય નથી, એમ જે કહેવા માં આવેછે તે પણ યોગ્ય નથી. અભ્યાસથી તો શુદ્ધિનુ તારતમ્ય થાય, પણ પરમ પ્રકર્ષ થાય નહિ, પુરુષને કૂદવાની જે શક્તિ છે તે અભ્યાસે કરીને પણ તારતમ્યવાળી જણાય છે. કહ્યુ પણ છે કે જેને દશ હાથ ઉચે કૂદવાની શક્તિ છે તે હજારગણા અભ્યાસે પણ શત યોજન કૂદવા સમર્થ થનાર નથી. ત્યારે પ્રતિવાદી એમ કહેશે કે ઠીક છે, મનુષ્યને સર્વજ્ઞત્વની પ્રાપ્તિ ભલે ન થાય, પણ બ્રહ્મા વિષ્ણુ મહેશ્વરાદિને તો તે હો, કેમકે તે તો દેવતા છે, બ્રહ્મવિષ્ણુમહેશ્વર ભલે સર્વજ્ઞ હો, પણ મનુષ્યને સર્વજ્ઞત્વ કેમ બને ? ઇત્યાદિ, તે પણ યોગ્ય નથી કેમકે રાગદ્વેષને લીધે થઇ આવતા નિગ્રહાનુગ્રહ તે થકી ગ્રસ્ત, અને કામાગ્રેત નથી વિહસ્ત, એવા તેમને પણ સર્વજ્ઞતા ઘટે નહિ. તેનુ સાધક પણ પ્રત્યક્ષ તો હોઈ નશકે, કેમકે તે તો સંબધ્ધ, વર્તમાન, એમાનેજ ચક્ષુરાદિથી ગૃહે એવુ વચન છે. અનુમાન પણ નથી કેમકે પ્રત્યક્ષ દ્દષ્ટ અર્થથીજ તેની પ્રવૃત્તિ સભવે છે. આગમ પણ નહિ કેમકે સર્વજ્ઞ પોતેજ અસિદ્ધ હોવાથી તેના વચન રૂપ જે આગમ તે પણ વિવાદાસ્પદ છે. ઉપમાન પણ ન બને કેમકે તેના જેવો અન્ય સર્વજ્ઞ છે નહિ. અર્થાપત્તિ પણ વ્યર્થ છે કેમકે સર્વજ્ઞ માન્યા વિના અનુપપન્ન એવો કોઇ પદાર્થ નથી. એમ પાચે પ્રમાણની પ્રવૃત્તિ ન હોવાથી અભાવપ્રમાણમાત્રનો વિષય સર્વજ્ઞ થયો. પ્રયોગ પણ છે. સર્વજ્ઞ છે નહિ, પ્રત્યક્ષાદિ પ્રમાણગોચરાતિક્રાત છે, માટે શશશૃંગવત્. ત્યારે તો જ્યારે દેવ નથી, તેના વચન રૂપ પ્રમાણ નથી, તો અતીંદ્રિયાર્થનુ જ્ઞાન શી રીતે બનેછે ? એવી શકા હૃદયમા રાખીને કહેછે —

માટે અતીન્દ્રિયાર્થના સાક્ષાત્ દ્રષ્ટાને અભાવે, નિત્ય એવા વેદવાક્યથકી યથાર્થત્વ નિશ્ચય બનેછે — ૬૮

માટે અર્થાત્ એટલા કારણથી. અતીંદ્રિયાર્થ એટલે ઇંદ્રિયવિષય

નહિ એવા પદાર્થ જેવા કે આત્મા ધર્મ અધર્મ કાલ સ્વર્ગ નરક પરમાણુ ઇત્યાદિ તેનો સાક્ષાત સ્પષ્ટ પ્રત્યક્ષથી જોનાર કોઇ છે નહિ, તેનો અભાવ છે, માટે નિત્ય એટલે અપ્રચ્યુત, અનુત્પન્ન, સ્થિર, એકસ્વભાવ, એવાં વેદવાક્યથી યથાર્થત્વનો નિશ્ચય કરવો. અર્થનો અતિક્રમ ન કરે તે યથાર્થ, ને તેનો ભાવ તે યથાર્થત્વ, અર્થાત યથાવસ્થિત પદાર્થત્વ, તેનો વિશેષનિશ્ચય, નિત્ય અને અપૌરુષેય એવાં વેદવાક્યથી કરવો, કોઇ સર્વજ્ઞપ્રણીત આગમાદિથી નહિ, કેમકે સર્વજ્ઞ એવું જ કાંઇ છે નહિ. એ વાત કહે છે કે અતીન્દ્રિયાર્થનો સાક્ષાત્ દ્રષ્ટા કોઇ છે નહિ. માટે નિત્ય એવાં વચનથકીજ જે જુએ છે તે જુએ છે. અપૌરુષેય એવા વેદથી અર્થપરિજ્ઞાન શી રીતે થાય? એવી શંકા કરો તો ઉત્તર કે અવ્યવચ્છિન્ન એવા અનાદિ સંપ્રદાયથી તેમ બનવુ સહજ છે. એજ દઢ કરે છેઃ—

**માટે પ્રથમે પ્રયત્નથી વેદપાઠ કરવો, ને પછી ધર્મ સાધનાર એવી ધર્મજિજ્ઞાસા કરવી—૬૯**

માટે એટલે સર્વજ્ઞાદિ અભાવ છે માટે, પ્રથમથી એ કામ કરવું કે વેદ એટલે ઋગ્યજુઃસામાથર્વ વેદનો પાઠ, પ્રયત્ન કરીને કરવો. પછી એમ કરવું કે પછી ધર્મજિજ્ઞાસા કરવી. તે કેવી છે કે ધર્મસાધન અર્થાત્ ધર્મના ઉપાય રૂપ છે. આમ છે ત્યારે તેના નિમિત્તની પરીક્ષા કરવી. નિમિત્ત તે નોદના. નિમિત્ત બે પ્રકારનાઃ વિધિજનક અને વિધિગ્રાહક. એજ વાત વિશેષ રૂપે કહે છેઃ—

**નોદનાલક્ષણ તે ધર્મ, નોદના તે ક્રિયા પ્રતિ પ્રવર્તક વચન, જેમકે સ્વર્ગકામે અગ્નિને યજવો—૭૦**

નોદાયછે, પ્રેરાયછે, શ્રેયઃસાધક દ્રવ્યાદિ પ્રતિ, જીવો જેનાથી તે નોદના, અર્થાત વેદવચન કૃત પ્રેરણા. ધર્મ નોદનાથી લક્ષાયછે, જણાયછે, માટે નોદનાલક્ષણ કહેવાયછે ધર્મ અતીન્દ્રિય છે એટલે નોદનાથીજ જણાયછે, બીજા પ્રમાણથી નહિ, કેમકે પ્રત્યક્ષાદિ તો વિદ્યમાનનેજ ગ્રહનારાં છે, ને ધર્મ વળી કર્તવ્યતારૂપેછે, ને તે કર્તવ્યતા છે તે

ત્રિકાનશૂન્યાર્થ રૂપ છે, મીમાંસકોનો અભ્યુપગમ પણ એજ છે કે ત્રિ૫ લશૂન્ય કાર્યરૂપાર્થવિષયવિજ્ઞાનને ઉત્પન્ન કરનાર તે નોદના હવે નોદનાની વ્યાખ્યા કરે છે નોદના તે ક્રિયામતિ ઇત્યાદિ ક્રિયા એટલે હવન, સર્વભૂતાહિંસા, દાન, ઇત્યાદિ ક્રિયા પ્રતિ પ્રવર્તક એટલે પ્રેરકવચન, વેદવચન, તે નોદના હવનાદિ ક્રિયા બાબતમા જે પ્રેરકવેદ-વાક્ય તેજ નોદના એમ તાત્પર્ય છે એવી નોદનારૂપ વેદવાક્ય બતાવેછે સ્વર્ગ કામે અગ્નિને યજવો સ્વર્ગનો કામ છે જેને તે સ્વર્ગ-કામ, સ્વર્ગની ઇચ્છા રાખનાર પુરુષ તેણે અગ્નિને યજવો, તર્પવો અને શ્લોકબંધાનુસારે આ વેદવાક્ય આવી રીતે કહ્યુ પણ તે યથાર્થ વાક્ય તો આ પ્રમાણે છે, અગ્નિહોત્ર હોમવો સ્વર્ગ કામે પ્રવર્તક વચન એ શબ્દો ઉપલક્ષણ રૂપ હોવાથી નિવર્તક વચન પણ નોદનામાજ જાણવુ, જેમકે ભૂતમાત્રમાથી કોઇની પણ ઇચ્છા ન કરવી, હિંસા થવુ નહિ, ઇત્યાદિ આવી નોદનાને અનુસરી નોદનામા કહ્યા પ્રમાણે હવનાદિ દરેક કે હિંસાદિથી નિવૃત્ત થાય ત્યારે, તે તે દ્રવ્યાદિને અભીષ્ટ એવી સ્વર્ગપ્રાપ્તિ માટે યોગ્યતા થાય, તેજ ધર્મ, અર્થાત્ વેદવચનથી પ્રેરિત છતા જે પ્રવર્તે નહિ, નિવર્તે નહિ, કે વિપરીત પ્રવર્તે, તેને તો દ્રવ્યાદિ સબંધી, અનિષ્ટ ફલરૂપ એમ નરકપ્રાપ્તિ જે પાપ કહેવાય તેનીજ યોગ્યતા થાય, એમ પણ અવશ્ય સમજવુ મીમાંસકો કહે છે પણ એજ કે ઇષ્ટ કે અનિષ્ટ એવાં સાધન માટેની યોગ્યતા તેજ જેનુ લક્ષણ છે તે ધર્મ અને અધર્મ જાણવા શાબરભાષ્યમાં કહ્યુ છે જે શ્રેય-સ્કર તેજ ધર્મ કહેવાય એમ કહેવાથી દ્રવ્યાદિની દૃષ્ટાર્થસાધન-યોગ્યતા તેને ધર્મ એમ ફલિત થયુ ભટ્ટ પણ એજ કહેછે પુરુષ પ્રીતિ તે શ્રેય, તેને નોદનાપ્રમાણ એવા દ્રવ્યગુણ કર્મપણે સાધ્ય છે માટે તેમાજ ધર્મતા જાણવી એ ઇંદ્રિય વિષયછે તથાપિ તેરૂપે તેમની ધર્મતા નથી, કેમકે એમની શ્રેયસાધકતા વેદથી પ્રતીત થાયછે, અને શ્રેયસાધકતા રૂપે તેમનુ ધર્મત્વ છે, એટલે ધર્મ ઇંદ્રિયગોચર નથી

હવે પ્રમાણનું વિશેષ લક્ષણ કહેવું જોઇએ, ને તે સામાન્ય લક્ષણ વિના બને નહિ, માટે પ્રથમે પ્રમાણનું સામાન્ય લક્ષણ કહેવામાં આવેછે. અનધિગતાર્થાધિગંતા તે પ્રમાણ. અનધિગત એટલે અગૃહીત એવો અર્થ એટલે બાહ્યસ્તંભાદિ, તેનું અધિગંતા, એટલે અધિકતા થકી સંશયાદિવ્યુદાસે કરીને પરિચ્છેદક, તે અનધિગતાર્થાધિગંતા; અર્થાત્ પ્રથમે અજ્ઞાત એવા અર્થનું પરિચ્છેદક. આવાં સમર્થ વિશેષણોથી ( જ્ઞાન ) એ વિશેષ્ય સહજે ફુરેછે માટે તેવું પરિચ્છેદક જ્ઞાન તે પ્રમાણ એમ અર્થ થઇ રહ્યો. અનધિગત એ પદ એટલા માટે મૂક્યું છે કે ગૃહીતગ્રાહી એવું ધારાવાહીજ્ઞાન પ્રમાણમાં આવે નહિ, અર્થ એ શબ્દ એટલા માટે મૂક્યો છે કે, સંવેદન સ્વસંવિદિત નથી થતું કેમકે પોતામાં ક્રિયાવિરોધ આવે, એટલે કે તે નિત્ય અને પરોક્ષ છે, એમ સૂચવાય. તે જે પરોક્ષજ્ઞાન તે ભાટ્ટમતે અર્થપ્રાકટ્યફલાનુમેય છે; પ્રાભાકરમતે સંવેદનાખ્ય ફલાનુમેય છે હવે પ્રમાણનાં વિશેષ લક્ષણ કહેવાની ઇચ્છાથી પ્રથમે તેમનાં નામ તથા તેમની સંખ્યા બતાવેછે:—

**પ્રત્યક્ષ. અનુમાન, શબ્દ, ઉપમા, અર્થાપત્તિ, અભાવ, એ છ પ્રમાણ જૈમિની ( માનેછે. )—૭૧**

પ્રત્યક્ષ, અનુમાન, શબ્દ, ઉપમાન, અર્થાપત્તિ, અભાવ એ છ પ્રમાણ જૈમિનિ માનેછે. અભાવ વિનાનાં પાંચજ પ્રમાણ છે. એ પ્રાભાકર મત છે, કેમકે તેના મત પ્રમાણે અભાવ પ્રત્યક્ષગ્રાહ્ય છે. ભાટ્ટમતે છએ પ્રમાણ છે. હવે પ્રત્યક્ષનું લક્ષણ કહેછે:—

**તેમાં પ્રત્યક્ષ તે ઈંદ્રિયોને સત્નો સંપ્રયોગ સતે આત્માને બુદ્ધિ જન્મ તે; લૈંગિક તે અનુમાન—૭૨**

તેમાં એ નિર્દ્ધારણાર્થ છે. અત્ર ઘટના આવા ક્રમે સમજવી. ઇંદ્રિયોને સત્નો સંપ્રયોગ સતે આત્માનેજ જે બુદ્ધિજન્મ તે પ્રત્યક્ષ. સત્ એટલે વિદ્યમાન એવી વસ્તુ તે સંબંધી પ્રયોગ સતે, આત્માને

એટલે જીવને જે બુદ્ધિજન્મ અર્થાત્ બુદ્ધિની ઉત્પત્તિ તે પ્રત્યક્ષ સત્‌ને સંપ્રયોગ એ સ્થલે સત્ એવું એકવચન છતાં બહુવચનનો જાત્યપેક્ષાથી અર્થ સમજવો, કેમકે બહુની સાથે પણ ઇંદ્રિયને સંબંધ બનેછે આ બાબતનું જૈમિનિ સૂત્ર આ પ્રમાણે છે ઇંદ્રિયોને સત્સંપ્રયોગસતે પુરુષને બુદ્ધિજન્મ તે પ્રત્યક્ષ વ્યાખ્યા સત્ એટલે વિદ્યમાન વસ્તુ તેનાથી ઇંદ્રિયોનો સંપ્રયોગ, સંબંધ, સતે પુરુષને જે જ્ઞાનોત્પાદ, તે પ્રત્યક્ષ ભાવ એનો છે કે જે વિષયનું વિજ્ઞાન હોય તેજ વિષય સાથે ઇંદ્રિયનો સંબંધ થતાં પ્રત્યક્ષ થાય, જે પ્રત્યક્ષાભાસ તે તો અન્યસંબંધજન્ય જાણવો જેમકે મરુમરીચિકાદિસંયોગજન્યજલાદિ જ્ઞાન અથવા સત્સંપ્રયોગજત્વ તે વિદ્યમાનોપલંભનત્વ જાણવું, વિદ્યમાન હોય તે અર્થ પ્રતિ નૈયાયિકાદિ સંનતમ યોગ નહિ પણ ઇંદ્રિયના વ્યાપાર કે યોગ્યતા થાય ત્યારે, જે જ્ઞાન ઇત્યાદિ પૂર્વવત્ હવે અનુમાન કહે છે લૈંગિક અર્થાત્ લિંગજાત તે અનુમાન આ પ્રમાણે અનુમાન લક્ષણનો અંશમાત્ર કહ્યો, પણ સંપૂર્ણ લક્ષણ આવું છે સંબંધનું જ્ઞાન છે જેને એવાને એકદેશ જોતા અસન્નિકૃષ્ટ એવા બીજા અર્થનું જ્ઞાન તે અનુમાન એમ શબરભાષ્યમાં કહેલું છે વાપ્યા સાધ્યસાધનાવિનાભાવરૂપ સંબંધ જાણ્યો છે જેણે તેને એકદેશ એટલે સાધનને જોતા અસન્નિકૃષ્ટ એટલે સાધન અપરોક્ષ એવા અર્થ સાધ્યનું જ્ઞાન તે અનુમાન શાબ્દપ્રમાણ કહે છે —

શાશ્વત વેદોત્થ તે શાબ્દ, પ્રસિદ્ધાર્થ એનાને સાધર્મ્યથકી અપ્રસિદ્ધનું સાધન તે ઉપમાન—૭૩

શાશ્વત એટલે અપૌરુષેય હોવાથી નિત્ય એવો વેદ તેમાથી ઉત્થ એટલે થયેલું, અર્થાત્ વેદના શબ્દથી જનિત જે જ્ઞાન તે શાબ્દપ્રમાણ એનું લક્ષણ આવું છે શબ્દજ્ઞાનથી અસન્નિકૃષ્ટાર્થ જ્ઞાન તે શાબ્દ આ શબ્દ આ અર્થનો વાચક છે એવું જે જ્ઞાન તે શબ્દજ્ઞાન, માટે સાંભળેલા શબ્દના જ્ઞાનથી તુરત સન્નિકૃષ્ટ એટલે

પ્રત્યક્ષ એવા ઘટાદ્યર્થનું જ્ઞાન તે પણ શાબ્દપ્રમાણ; અર્થાત્ શબ્દથકી, અપ્રત્યક્ષ વસ્તુનું જે જ્ઞાન તે શાબ્દપ્રમાણ. આ મતમાં શબ્દનું સ્વરૂપ આવું મનાય છે. વર્ણ નિત્ય તથા આકાશની પેઠે વિભુ છે, અને તાલ્વાદિ સ્થાનથી તેની અભિવ્યક્તિ થાય છે, ઉત્પત્તિ થતી નથી. વિશિષ્ટાનુપૂર્વક જે વર્ણ તે નિત્યશબ્દ; અને શબ્દાર્થનો સંબંધ વાચ્યવાચક. હવે ઉપમાન કહે છે. પ્રસિદ્ધ છે અર્થ, ગવાદિ જેને તે પ્રસિદ્ધાર્થ, તેવા પુરુષને, ગવય દર્શન થતાં સાધર્મ્યથી, અર્થાત્ ગવયગત સાધર્મ્યથી, પરોક્ષ એવા ગોની સાથે, પૂર્વે અજ્ઞાત એ સાધર્મ્યનું જ્ઞાન થાય, તેનું સાધન તે ઉપમાન. એવું સૂત્ર આવું છે. ઉપમાન પણ સાદશ્યથકી અસન્નિકૃષ્ટઅર્થનું જ્ઞાન પેદા કરે છે; જેમ ગવયદર્શન ગોસ્મરણનું; ગવયસાદૃશ્યથી અસન્નિકૃષ્ટ એવા ગોસાદૃશ્યનું. તાત્પર્ય એવું છે કે જે જ્ઞાતાએ ગો જાણ્યો છે ને ગવય કે ગો જેવો ગવય એ સાદશ્યવાકય જાણ્યું નથી. તેવો પુરુષ અરણ્યમાં ફરતાં, પ્રથમ વારજ ગવય દેખે છે તેજ સમયે તેને પરોક્ષ એવા ગોસાદશ્યનું જ્ઞાન થાય છે, કે ગો આના જેવોજ છે, તે ઉપમાન. જેનો વિષય સાદૃશ્યવિશિષ્ટપરોક્ષ ગો તે છે, અથવા ગોવિશિષ્ટ સાદૃશ્ય તે છે. આ અનધિગતાર્થાધિગંતા થયું એટલે તેનું પ્રામાણ્ય ઉપપન્ન થયું, કેમકે ગવયવિષયક જે પ્રત્યક્ષ તેનો વિષય તો ગવયજ છે, અસન્નિહિત એવા ગોનું સાદૃશ્ય નથી. પૂર્વે ગોનું પ્રત્યક્ષ હતું, અને તે વખતે ગવય અત્યંત અપ્રત્યક્ષ હતો, ત્યારે ગવય અપેક્ષાથી ગોને વિષે સાદશ્ય જ્ઞાન શી રીતે? તે એ રીતે કે ગો ગવય સદશ છે એ વાત પૂર્વે અપ્રતિપન્ન હતી, તે હાલ પ્રતિપન્ન થઇ, માટે અનધિગતાર્થાધિગંતૃત્વ સિદ્ધ થયું. હવે અર્થાપત્તિનું લક્ષણ કહેછે:

**દૃષ્ટ અર્થની અનુપપત્તિને લીધે કોઈ અર્થની કલ્પના જેના બલથી થઈ શકેછે તે અર્થાપત્તિ—૭૪**

પ્રત્યક્ષાદિ પ્રમાણોથી દૃષ્ટ એટલે પ્રસિદ્ધ એવા અર્થની અનુપપત્તિ એટલે અસિદ્ધિ થાય, તે અર્થના સંભવને ઉપપન્ન કરવા સારૂ બીજું પ્રમાણ માનવા વિના ચાલેજ નહિ. એ બીજું પ્રમાણ તે અર્થાપત્તિ.

"દષ્ટાર્થ" ને બદલે મૂલમાં " દષ્ટાદિ " એવો પણ પાઠ કહીં કહીં છે એનો અર્થ એવો કે દષ્ટાદિ એટલે પ્રત્યક્ષાદિ પાચ પ્રમાણથી જેની ઉપપત્તિ બનતી નથી, તેની ઉપપત્તિ ઘટાવવા, જે કલ્પવુ પડે તે અર્થાપત્તિ સૂત્ર પણ આવુ છે દષ્ટ કે શ્રુત એવો અર્થ તેના વિના ઉપપન્ન નહિ થાય એમ માની જે અદષ્ટાર્થકલ્પના કરવામા આવે તે અર્થાપત્તિ બીજા પ્રમાણથી દૃષ્ટ અને શબ્દથી શ્રુત એવો અર્થ આ પ્રકારે ઉભયથા વૈલક્ષણ્ય બતાવવા બે વિભાગ કરીને પદાર્થવિભાગ બતાવ્યો છે બીજુ બધુ તો પૂર્વવત્ ઘટાવી લઇ સૂત્રાર્થ સમજી લેવો આટલુ કહેવાની જરૂર છે કે પ્રત્યક્ષાદિ પ્રમાણથી જે પદાર્થની ઉપપત્તિ બનતી નથી તે અર્થની કલ્પના તે અર્થાપત્તિ, પ્રત્યક્ષપૂર્વિકાર્થાપત્તિ અગ્નિનો ઉષ્ણસ્પર્શ પ્રત્યક્ષથી જાણી, દાહકશક્તિયોગ અર્થાપત્તિથી માનીએ છીએ, કેમકે શક્તિ છે તે પ્રત્યક્ષગ્રાહ્ય નથી, કે અનુમાનાદિગમ્ય નથી, કેમકે પ્રત્યક્ષ એવો શક્તિ સાથે કોઇ પણ અર્થનો સબધ છે નહિ અનુમાનપૂર્વિકાર્થાપત્તિ આદિત્ય દેશાન્તરમા જાય છે, તે ઉપરથી દેવદત્તના દેશાન્તર જવાની પેઠે ગતિનુ અનુમાન કરી, ગમનશક્તિયોગ અર્થાપત્તિથી માનીએ છીએ ઉપમાનપૂર્વિકાર્થાપત્તિ ગવય જેવો ગૌ છે એમ કહેતા વાહદોહાદિ શક્તિ યોગ કલ્પાય છે તે અર્થાપત્તિથી, કેમકે નહિ તો ગોત્વનોજ યોગ ન બને શબ્દપૂર્વિકાર્થાપત્તિ જે ને શ્રુતાર્થાપત્તિ પણ કહેછે શબ્દથકી અર્થની પ્રતીતિ થતા અર્થ સાથે શબ્દનો સબધ સિદ્ધ થાય છે તે અર્થાપત્તિથી અર્થાપત્તિપૂર્વિકાર્થાપત્તિઃ ઉક્તપ્રકારે શબ્દનો અર્થ સાથે સબધ સિદ્ધ થતા, શબ્દની નિત્યત્વ સિદ્ધિ તે અર્થાપત્તિથી, કેમકે પૌરુષેય માનતા તો શબ્દનો સબધ અનુપપન્ન થાય અભાવ પૂર્વિકાર્થાપત્તિ જીવતો દેવદત્ત ઘરમા નથી એટલે બહાર છે એમ અર્થાત્ સિધ્ધ છે. ચાર અર્થાપત્તિથી શક્તિ સધાય છે, પાચમીથી, નિત્યતા, અને છઠ્ઠીથી દેવદત્ત ગૃહ બહાર છે, એટલુ સધાય છે એમ અર્થાપત્તિ ૭ પ્રકારની છે કેટલાક શ્રુતાર્થાપત્તિને બીજી રીતે પણ સમજે છે જાડો દેવદત્ત દિવસે જમતો નથી એ વાક્ય સાંભ

છતાંજ રાત્રીએ ભોજન કરતો હશે એવી પ્રતીતિ થાય છે. આનુ નામ શ્રુતાર્થાપત્તિ માને છે. આ છએ પ્રકારની અર્થાપત્તિ તે પ્રત્યક્ષ નથી કેમકે અતીંદ્રિય એવા જે શકિત આદિ પદાર્થ તેને પણ ગ્રહે છે; તેમ તે અનુમાન પણ નથી કેમકે તે તો પ્રત્યક્ષપૂર્વક થઇ શકે છે. અર્થાપત્તિ પ્રમાણાંતરજ છે. હવે અભાવ પ્રમાણનું સ્વરૂપ નિરૂપે છેઃ—

**જે વસ્તુરૂપમાં વસ્તુસત્તાવબોધાર્થે પાંચે પ્રમાણની પ્રવૃત્તિ નથી ત્યાં અભાવ પ્રમાણતા માનવી—૭૫**

સદસદાત્મક વસ્તુમાં પ્રત્યક્ષાદિ પાંચે પ્રમાણ સદંશને ગ્રહેછે, પણ અસદંશને ગ્રહતાં નથી; અને પ્રમાણાભાવ રૂપ અભાવ તે અસદંશને ગ્રહેછે, સદંશને ગ્રહતો નથી. અભાવ પણ પ્રમાણાભાવલક્ષણ છે. કેમકે " નથી "એવી અસત્ત્વિકૃષ્ટાર્થ પ્રતીતિ માટે પ્રમાણ છે એવું વચન છે. કેટલાક અભાવપ્રમાણ ને ત્રિપ્રકારનું કહેછેઃ પ્રમાણપંચકાભાવ લક્ષણ અભાવ, પ્રતિષિધ્યમાનથી તદન્યજ્ઞાન, વિષયગ્રહણરૂપથી અનભિનિવૃત્તસ્વભાવઆત્મા. માટે પ્રસ્તુત શ્લોકનો અર્થ એવો કે પાંચે પ્રમાણ એટલે પ્રત્યક્ષાદિ પાંચે પ્રમાણ જે વસ્તુમાં અર્થાત્ ભૂતલાદિ આધારને વિષે ઘટાદિ આધેય વસ્તુની સત્તાને ગ્રહવા, સમર્થ ન થાય, ત્યાં એટલે આધેયવર્જિત આધારના ગ્રહણમાં અભાવપ્રમાણતા, અભાવનું પ્રામાણ્ય જાણવું. આમ કહેવાથી તે જ્ઞાન નિષિધ્યમાનથી અન્ય છે એમ પણ સૂચવ્યું. પાંચે પ્રમાણ ઇત્યાદિનો અત્રપણ સંબંધ યોજતાં, વસ્તુરૂપ એટલે ઘટાદિ વસ્તુરૂપના સદંશનું જ્ઞાન પાંચે પ્રમાણથી થાય નહિ, તે વસ્તુના સદંશને ગ્રહનાર અભાવ પ્રમાણ છે. આથી કરીને પ્રમાણપંચકાભાવ રૂપ અભાવ કહ્યો. તેમજ વસ્તુસત્તાવબોધાર્થે, અર્થાત્ ઘટાદિ વસ્તુસત્તાના અવબોધ માટે પાંચે પ્રમાણ કામ ન આવે, તો ત્યાં સત્તાનો જે અનવબોધ તે અભાવ પ્રમાણથીજ થાય. આમ કહ્યાથી વિષયગ્રહણ રૂપે અપરિણત આત્મા કહ્યો. આ રીતે અત્ર અભાવપ્રમાણ ત્રિપ્રકારે કહ્યું. કહ્યું પણ છેઃ પ્રત્યક્ષાદિની અનુત્પત્તિ તે પ્રમાણાભાવ; અથવા તે અનુત્પત્તિ

આત્માના અપરિણામરૂપે તે પણ અભાવ, અને અન્ય વસ્તુનુ અવિજ્ઞાન તે પણ અભાવ સમતિટીકામા અભાવપ્રમાણ જેમ ત્રિપ્રકારનુ બતાવ્યુ છે તેમ અત્ર પણ બતાવ્યુ રત્નાકરાવતારિકામાં તો "પ્રત્યક્ષાદિની અનુત્પત્તિ" એ વચનને વળગીને, અભાવ બેજ પ્રકારનો છે એમ વર્ણન કર્યું છે તે યોગ્ય નથી અભાવનુ તત્વ છે તે બહુશ્રુતોને માલુમજ છે જેમના મતથી અભાવ પ્રમાણ એકજ પ્રકારનુ છે તેમના મત પ્રમાણે હવે ઉક્ત શ્લોકની વ્યાખ્યા કરીએ પાચે પ્રમાણ અર્થાત્ પ્રત્યક્ષાદિ જે વસ્તુરૂપમા પ્રવર્તે નહિ, એટલે વસ્તુ વ્યાપીરહે નહિ, તે વસ્તુરૂપ પણ દ્વેધા છે સત્, અસત્, માટે બેમાથી એક વસ્તુ રૂપ વ્યક્ત કરવા કહેછે, વસ્તુસત્તા ઇત્યાદિ વસ્તુ એટલે ઘટાદિ તેની, સત્તા, સદ્રૂપતા, સદશ, તેના અવબોધાર્થ, ઇત્યાદિ સદશ જે છે તે તો પ્રત્યક્ષાદિ પચકનો વિષય છે તેજ જો તેનાથી ન ગ્રહાય, તો તે વસ્તુરૂપમા જે શેષ અસદશ તેના ગ્રહણ માટે અભાવની પ્રમાણતા છે કહીંક એવો પણ પાઠ છે કે "વસ્ત્વસત્તાવબોધાર્થં" ઇત્યાદિ, ત્યા આ પ્રમાણે અર્થ કરવો જે વસ્તુરૂપમા પ્રમાણપચકનો વ્યાપાર બને ત્યા વસ્તુની જે સત્તા, સદશ, તેના અવબોધાર્થ અભાવની પ્રમાણતા છે આ રીતિના ત્રિપ્રકાર કે એકપ્રકાર એવા અભાવપ્રમાણથી પ્રદેશાદિમાં ઘટાભાવની પ્રતીતિ થયછે પ્રત્યક્ષથીજ અભાવ સમજાય તેમ નથી, અભાવની જે વિષયતા તે સાથે તેને વિરોધ છે, કેમકે પ્રત્યક્ષને જરૂરી જે ઇન્દ્રિયસન્નિકર્ષ તે ભાવવસ્તુ સાથેજ બની શકેછે ઘટની અનુપલબ્ધિથી પ્રદેશધર્મીને વિષે ઘટાભાવ સાધી શકાશે, અર્થાત્ અભાવના અનુમાનમા અતર્ભાવ સભવશે તો તે વાત પણ યોગ્ય નથી કેમકે સાધ્ય અને સાધન વચ્ચે કોઇ પણ સબધનો સભવ નથી, માટે અભાવ પણ પ્રમાણાતરછે એ અભાવ પણ પ્રાગભાવાદિ ભેદયુક્ત અને વસ્તુરૂપ જાણવો, નહિ તો લોકપ્રતીત એવો કારણાદિ વ્યવહાર વિલુપ્ત થાય મ્હણુ છે જો પ્રાગભાવાદિ ભેદરૂપે અભાવનો ભેદ ન હોય તો, કારણાદિ વિભાગવાળો વ્યવહાર બને નહિ એ અનુવૃત્તિ—વ્યાવૃત્તિ-બુદ્ધિથી ગ્રાહ્ય છે માટે તે પણ ગવા

દિની પેઠે, વસ્તુ છે, અને પ્રમેય છે માટે ગ્રહી શકાયછે. તેમજ એ અવસ્તુ હોય તો તેના ભેદ પણ બને નહિ, માટે પણ તે વસ્તુરૂપ છે; કાર્યાદિનો અભાવ તે કારણાદિનો ભાવ એમ અનુભવ પણ છે, તેનું પ્રામાણ્ય માનવાથીજ વસ્તુનો સંકર થતાં અટકે છે. પ્રાગભાવ તે ક્ષીરમાં દધિનો; દહીમાં દૂધ નથી એ પ્રધ્વંસાભાવ થયો; અને બળદમાં અશ્વનો ને અશ્વમાં બળદનો અભાવ તે અન્યોન્યાભાવ કહેવાય. માથાના અવયવ નીચે હોય અને બુદ્ધિ કાઠિન્યરહિત હોય તે, તથા શશશૃંગાદિ, એ બધો અત્યંતાભાવ કહેવાય. જો આવા પ્રકારે અભાવને પ્રામાણ્યરૂપે સ્થાપનાર કોઇ પ્રમાણ ન હોત તો પ્રતિનિયત વસ્તુવ્યવસ્થા બગડીજ જાત, અને દૂધમાં દહી થાત, દહીમાં દૂધ થાત, ઘટમાં પટ થાત, શશૃંગ થાત, અને પૃથ્વી આદિને ચૈતન્ય તથા આત્માદિને મૂર્તત્વ થાત; જલમાં ગંધ, અગ્નિમાં રસ, વાયુમાં રૂપ, આકાશમાં સ્પર્શ, એમ પણ થાત. ત્યારે શંકા કે વસ્તુ નિરંશ સદ્રૂપ છે, એટલે વસ્તુ સર્વ પ્રકારે પ્રત્યક્ષથી ગ્રહાશેજ, તો એવો કીયો બીજો અસદંશ છે કે જેને ગ્રહવા માટે અભાવ પ્રમાણ કલ્પવું પડેછે? આ શંકા ખોટી છે. સ્વપરરૂપે કરીને વસ્તુમાત્ર સદસદાત્મક છે, અને એમ માન્યા વિના વસ્તુનું વસ્તુત્વજ અશક્ય છે. સદંશથી અસદંશ અભિન્ન છે એટલે તેનું ગ્રહણ થતાં તેનું પણ થશે એમ પણ ન માનવું, કેમકે સદસદંશના ધર્મીનો અભેદ છે, છતાં તેમનો પરસ્પરતો ભેદ છે. માટે પ્રત્યક્ષાદિથી અગૃહીત એવા પ્રમેયનુ ગ્રાહક પ્રમાણ તે અભાવપ્રમાણ એમ સિદ્ધ થયું.

હવે અનુક્ત એવું પણ કેટલુંક બતાવીએ. અનધિગતાર્થાધિગંતા તે પ્રમાણ એમ કહ્યું તેમાં પૂર્વ પૂર્વ તે પ્રમાણ અને ઉત્તર ઉત્તર તે ફલ. પ્રમાણગોચર વસ્તુ સામાન્યવિશેષાત્મક; નિત્ય પરોક્ષજ્ઞાન તે ભાટ્ટ અને પ્રાભાકરના મત પ્રમાણે અનુક્રમે પ્રાકટ્યાખ્ય, કે સંવેદનાખ્ય, ફલાનુમેય. વેદ અપૌરુષેય અને વેદોક્ત અહિંસા તે ધર્મ. શબ્દનિત્ય. સર્વજ્ઞ છે નહિ. અવિદ્યા એવા અન્ય નામની માયાને લીધે પ્રતિભાસમાન આખો પ્રપંચ મિથ્યા. પરબ્રહ્મ તેજ પરમાર્થ સત્. ઉપસંહાર કરેછે:—

**જૈમિનીય મતનો પણ સક્ષેપ આ કહ્યો. એમ આસ્તિકવાદોનો સક્ષેપ પૂર્ણ થયો—૭૬**

"પણ" શબ્દથી કરીને એમ સૂચવ્યુ કે જૈમિની મતનોજ નહિ, પણ બીજા મતોનો પણ સક્ષેપ કહ્યો કહેવાનુ ઘણુ હોવા છતા ટુકામા સાર જેટલો સક્ષેપ કહ્યો કેમકે બધુ તો અત્રે કહી શકાવુ કઠિન થાય પણથી આક્ષિપ્ત જે બીજા મત તે સર્વને ઉદ્દેશીને હવે કહેછે એમ એટલે આપ્રકારે જીવ, પરલોક, પુણ્ય, પાપ, એટલાનુ અસ્તિત્વ માનનારા એવા આસ્તિકોના મત, બૌદ્ધ, નૈયાયિક, સાખ્ય, જૈન, વૈશેષિક, જૈમિનીય, તેમનો સક્ષેપ સમાપ્ત થયો એ બાબતમા પણ થોડો મતાન્તર છે તે કહેછે —

**કેટલાક નૈયાયિક અને વૈશેષિક મત એકજ માનેછે, તેમના મત પ્રમાણે પાચ આસ્તિક મત થાય—૭૭**

કેટલાક આચાર્ય નૈયાયિક અને વૈશેષિકનો ભેદ માનતા નથી, અર્થાત્ દેવતા એકજ હોવાથી, તત્વોનો નિત્ય અતર્ભાવ હોવાથી, બહુ જુજ ભેદ રહેછે, એટલે ઉભયે એકજ છે એમ માને છે તેમના મત પ્રમાણે જોતા આસ્તિક મત પાંચજ થાય

ઇતિશ્રીપચમોઽધિકાર સમાપ્ત

હવે દર્શનોની સખ્યા૭ છે એમ જગત્ પ્રસિધ્ધ છે તે કેવી રીતે પૂર્ણ કરવી ? માટે કહેછે —

**પડ્દર્શનની સખ્યા પૂર્ણ કરી શકાયછે, કેમકે તેમના મતમા લોકાયિતનો મત છઠ્ઠો ગણાય છે, માટે હવે તેનુ વિવેચન કરીએ—૭૮**

જે આચાર્યો ન્યાય વૈશેષિકને એક કહેછે તેમના મતથી છઠ્ઠુ મત લોકાયિત એટલે નાસ્તિકનુ છે, એટલે તે મત ઉમેરતાં છ દર્શન એ સખ્યા બધ બેસેછે માટે ચાર્વાક મતનુ સ્વરૂપ કહીએ

નાસ્તિક સ્વરૂપ કહીએ. કાપાલિક, ભસ્મોદ્ધૂલનપરાયણ, યોગી, બ્રાહ્મણથી અંત્યજ સુધી ગમે તે, એવા નાસ્તિકો હોયછે. તે જીવ, પુણ્ય, પાપ, આદિ માનતા નથી, અને ચતુર્ભૂતાત્મક જગત્ છે એમ કહેછે. કેટલાક ચાર્વાક આકાશ એવું પાંચમું તત્વ પણ માનેછે. તેમના મત પ્રમાણે ભૂતથકી, મદશક્તિની પેઠે, ચૈતન્ય પેદા થાયછે. જીવ છે તે જલબુદ્બુદ જેવો છે; અર્થાત્ ચૈતન્યવિશિષ્ટ કાયા તેજ પુરુષ છે. તે મતવાળા મદ્યમાંસ ખાય છે, માતા આદિ અગમ્ય પ્રતિ પણ ગમન કરેછે, વર્ષમાં એક દિવસે સર્વે ભેગા થઇ નજરમાં આવે તે સ્ત્રી સાથે વ્યવહાર કરેછે, ધર્મને કામથકી ભિન્ન માનતા નથી. તેમનાં ચાર્વાક, લોકાયિત, ઇત્યાદિ નામ પ્રસિદ્ધ છે. ચર્વ ધાતુનો અર્થ ખાવું એવો થાય છે, તે ઉપર ચર્વણ કરે છે, ચાવે છે, ભક્ષે છે, અને તત્વતઃ-પુણ્ય પાપ ઇત્યાદિ પરોક્ષવસ્તુમાત્રને માનતા નથી. તે ચાર્વાક; मयाकश्यामाके ઇત્યાદિ સૂત્રથી આ શબ્દનું નિપાતન છે. લોક છે તે નર્વિચાર છે; તેવા સામાન્ય લોકની પેઠે જે આચરે તે લોકાયિત, અથવા કેટલાક કહે છે તેમ લોકાયતિક, કહેવાય. એ મતના પ્રણેતા બૃહસ્પતિ મનાય છે એટલે તે મતવાળા બાર્હસ્પત્યપણ કહેવાય છે. હવે તેમની વાખ્યા કરે છેઃ—

**લોકાયિતો એમ કહેછે કે જીવ નથી, નિર્વૃતિ નથી, ધર્મ નથી, અધર્મ નથી, પુણ્ય પાપનું ફલ નથી—૭૯**

લોકાયિતો, નાસ્તિકો, આ પ્રમાણે, કહેછે. ચેતનાલક્ષણ, પરલોકયાયી, એવો જીવ નથી, કેમકે પંચમહાભૂતથી થયેલા ચૈતન્યનો ભૂતનાશની સાથે અત્રજ નાશ છે, એટલે પરલોકમાં જવાપણુંજ છે નહિ. જીવને બદલે મૂલમાં કહીંક દેવ એવો પણ પાઠ છે તો તે પક્ષે દેવ એટલે સર્વજ્ઞાદિ તે નથી એમ સમજવું. નિર્વૃતિ એટલે મોક્ષ તે પણ નથી; ધર્માધર્મ નથી; પુણ્ય પાપ પણ સર્વથા નથી; પુણ્ય પાપનું સ્વર્ગનરકાદિ ફલ પણ નથીજ નથી, કેમકે ધર્માધર્મ છે નહિ,

એટલે પુણ્યપાપનુ ફલ શુ હોઇ શકે ? તે લોક સ્વતન્ત્ર રીતે પોતાના શાસ્ત્રમા જેવુ કહેવુ તેવુ બતાવે છે —

ઇંદ્રિયગોચર છે તેટલુજ જગત્ છે ભદ્રે ! અબહુશ્રુતો બતાવે છે તે વૃકપદ જો—૮૦

આ પ્રત્યક્ષ જે જગત્ અર્થાત્ મનુષ્યલોક તેજ સર્વ છે અર્થાત્ તેજ ઇંદ્રિયગોચર છે, ને તેજ સર્વ, તે વિના બીજુ જગત્ કે બીજા લોક છે નહિ ! ઇંદ્રિયો તે સ્પર્શ, રસન, ઘ્રાણ, ચક્ષુ, શ્રોત્ર, એ પાચ, તેના ગોચર એટલે વિષય તેજ છે, બીજુ કશુ છે નહિ, જગત્ એટલે લોક તેમ લોકસ્થ પદાર્થમાત્ર સવ સમજવુ ને ઇંદ્રિયગોચર નહિ એવુ કશુ છે નહિ અર્થાત્ પરવાદીઓ જીવ, પુણ્ય પાપ, તેનુ ફલ સ્વર્ગ નરકાદિ, ઇત્યાદિ જે કહે છે તે કશુ નહિ, કેમકે પ્રત્યક્ષ નથી, અને જો અપ્રત્યક્ષ પણ હોઇ શકે એમ માનો તો શશશૃગ વંધ્યાપુત્રાદિ પણ માનો મૃદુકઠોરાદિવસ્તુ, તિક્તકટુકષાયાદિદ્રવ્ય, સુગધીદુર્ગંધીભાવ, ભૂભૂધર ભુવન વૃક્ષસ્તભ કુભકમલ આદિ, તથા નર પશુ શ્વાપદાદિ, સ્થાવર જગમ પદાર્થસમૂહ, વિવિધ વેણુ વીણાદિ ધ્વનિ, એટલા વિના બીજુ કાઇ પણ અનુભવમા આવતુ નથી, એટલે ભૂતોદ્ભૂત ચૈતન્યથી જુદો ચૈતન્યહેતુ રૂપે કલ્પાયલો, એવો પરલોકયાયી જીવ પદાર્થ પ્રત્યક્ષ અનુભવાતો નથી, અર્થાત્ તે જીવના સુખદુખના કારણ ધર્માધર્મ, અને તેના પ્રકૃષ્ટફલ ભોગની ભૂમિ સ્વર્ગનરક, અને પુણ્ય પાપના ક્ષયથી થતા મોક્ષનુ સુખ, જે વિવિધરીતે વર્ણવવામા આવે છે તે બધા આકાશરચનામાત્ર હોઇ, કોને હાસ્યાસ્પદ નથી થતા ? આવુ છે ત્યારે " અસ્પૃષ્ટ અનાસ્વાદિત અનાઘ્રાત અદૃષ્ટ અશ્રુત " એવા જીવાદિકનો આદર કરી જે લોક સ્વર્ગાપવર્ગાદિ સુખલિપ્સાથી છેતરાઇ, શિરોવદનાદિ મુડન કરાવી દુશ્ચર તપશ્ચર્યાદિથી દુ સહતાપક્લેશાદિ વેઠી, જન્મારો બગાડે છે, તે બધા મહામોહમા ભમે છે એ સ્પષ્ટજ છે કહ્યુ છે તપશ્ચર્યા, વિવિધયાતના, સયમ, ભોગવચના, અગ્નિહોત્ર, ઇત્યાદિ જે જે કર્મ છે તે બાલક્રીડામાત્રજ છે જીવાય ત્યા સુધી સુખમા જીવવુ, ને

વિષયસુખ લેવું, દેહ ભસ્મ થઇ જશે તે પછી પાછો આવનારો નથી, ઇત્યાદિ. આ પ્રમાણે એટલું સિધ્ધ થયું કે ઇંદ્રિયગોચર હોય તેજ તાત્ત્વિક બીજું બધું જુઠું, કલ્પનામાત્ર. હવે જે લોક પરોક્ષ વિષયની બાબતમાં અનુમાનાગમાદિ પ્રમાણ માને છે, ને તેને આધારે જીવનાં પુણ્ય પાપાદિની વ્યવસ્થા કરે છે, તેમને સમજાવવા માટે દૃષ્ટાંત કહેછે. "ભદ્રે ! વૃકપદ જો" ઇત્યાદિ. એવી વાત છે કે કોઇ પુરુષનું અંતઃકરણ નાસ્તિક મત ઉપર ચોટ્યું હતું, તેથી તેણે આસ્તિક મતને અનુસરનારી પોતાની ભાર્યાને, પોતાના શાસ્ત્રની યુક્તિથી આસ્તિક મત છોડાવવા યત્ન કરવા માંડ્યો, પણ તેનું કાંઇ ફલ થયું નહિ, ત્યારે એક ઉપાય તેણે કલ્પી કાઢ્યો, અને તેનાથી તેને બોધ થશેજ એમ ધારી, પાછલી રાતે તેને લઇ નગર બહાર ગયો. ત્યાં કહેવા લાગ્યો કે પ્રિયે ! નગરના જે લોક પરોક્ષાદિ વિષયમાં અનુમાનાદિનું પ્રામાણ્ય બતાવે છે ને તેમ કરવાથી બહુશ્રુત કહેવાય છે, તેમની વિચારશક્તિ કેટલામાં છે તે તપાસી જો. એમ કહી નગરના દરવાજાથી તે માણસ ચૌટામાં આવ્યો, ને આવતાં તેણે, ધીમા પવનથી જેની રેતી માત્ર સમાન થઇ ગઇ છે એવા રાજમાર્ગમાં, અંગુઠો તર્જની અને મધ્યમા આંગુલી ભેગી કરી તેના વડે, પોતાની બે બાજુએ વૃક એટલે વરૂનાં પગલાં પાડ્યાં. એમ વહાણું વાયું એટલે પેલાં પગલાં લોકે દીઠાં, ને એકથી બીજે ને બીજેથી ત્રીજે કાને વાત થઇ હજારો લોક ભેગા થઇ ગયા. લોકને પેલા બહુશ્રુતોએ કહેવા માંડ્યું કે અત્ર કોઇ વૃકપદ અન્યથાનુપપન્ન છે માટે નિશ્ચય રાત્રીએ વનવાસી કોઇ વૃક અત્ર આવેલો. આવી વાત ચાલતી સાંભળીને પેલા પુરુષે પોતાની ભાર્યાને કહ્યુ, હે ભદ્રે ! પ્રિયે ! વૃકપદ એટલે જાત્યપેક્ષાથી એકવચન લેતાં, બહુ પગલાં, જો, અર્થાત્ જે વાસ્તવિક રીતે વૃકપદ નથી, છતાં જેને બહુશ્રુત કહેવાતા લોક વૃકપદ માની પોતે વાસ્તવિક રીતે બહુશ્રુત છે એ સિધ્ધ કરી આપેછે, તે વૃકપદ તું જો, અને સમજ કે લોક પરોક્ષાદિ બાબતમાં જે પ્રમાણ માનેછે તેમાં કેટલું સત્ય છે. એવા કહેવાતા બહુશ્રુત પણ તત્ત્વતઃ અબહુશ્રુત અને મુગ્ધલોકને અંધારામાં દોરી જનારા,

તેના વચન જેને તત્વની ખબર છે તેમને કેમ ગ્રાહ્ય થઇ શકે ? એજ પ્રમાણે ઘણાક વાદીઓ ધૂર્ત છે, અને સર્વને છેતરવાનો પ્રયત્ન કર્યા કરેછે, અને જે તે રીતે અનુમાનાદિનો આડબર ગોઠવી, જીવાધ-સ્તિત્વ વૃકપદની પેઠે બતાવેછે, અને મુગ્ધ જનોને, સ્વર્ગાદિ સુખ પ્રલોભનાથકી, ભક્ષ્યાભક્ષ્ય, ગમ્યાગમ્ય, હેયોપાદેય, ઇત્યાદિ સકટ-જાલમા વૃથા પાડેછે, અને બહુ મૂર્ખ ધાર્મિકોને મોહ પેદા કરેછે, તેમની વાત સત્ પુરુષોએ પ્રમાણ નજ કરી શકાય આવા ઉપદેશથી પેલી સ્ત્રીએ પોતાના પતિની સર્વ વાત માન્ય કરી પછી પતિએ જે ઉપદેશ કર્યો તે કહેછે —

**હે ચારુલોચને ! પી, ખા, જે ગયુ તે વરગાત્રિ ! તારૂ નથી, હે ભીરુ ! ગયુ તે પાછુ આવતુ નથી, ને આ કલેવરતો સમુદય માત્ર છે—૮૧**

હે ચારુલોચને ! સુદર લોચનવાળી ! પી પેયાપેય વ્યવસ્થાને ન ગણકારતા મદિરાદિ પાનકર, અને ખા પણ ખરી, અર્થાત્ ભક્ષ્યાભક્ષ્યની તકરાર દૂર કરી માસાદિક જેરુચે તે ખા પી ને ખા એજ કહ્યા પણ તે ઉપલક્ષણ રૂપ જાણવા, અને ગમ્યાગમ્ય વિભાગ તજી ખુબ ઉપભોગ કરી યૌવનને સફલ કર એમ પણ સમજી લેવુ જે યૌવનાદિ જતુ રહેશે તે હે યૌવને ! ફરીથી તારૂ થનારૂ નથી ચારુલોચને કહ્યા છતા વરગાત્રિ કહી તેથી પુનરુક્તિ ન સમજવી કેમકે અનુરાગાતિરેકથી સમાનાર્થવાળાં વચન વાર વાર કહેવામા આવેલા છે કહેલુ છે કે અનુવાદ, આદર, વીપ્સા, ભૃશાર્થ, વિનિયોગ, હેતુ, અસૂયા, ઇષત્સભ્રમવિભ્રમ, વિસ્મય, ગણના, સ્મરણ, એટલામા જે પુનરુક્તિ હોય તે પુનરુક્તિદોષ ન કહેવાય સ્વેચ્છાચારથી પાનખાન કરતાં તો પરલોકમા કષ્ટ પ્રાપ્ત થાતુ, એવી પરમતવાળાંની શકાને પરાસ્ત કરેછે હે ભીરુ ! પરોક્ત માન એવા નરકાદિ દુખથી ભય પામનારી ! ગયુ અર્થાત્ આ ભવથી ગયુ જે સુખ યૌવનાદિ તે પાછુ આવતુ નથી, અર્થાત્ પરલોકમા મળતુ નથી પરલોકસુખની લિપ્સાથી તપશ્ચરણાદિ કષ્ટ ક્રિયા આદરી અત્રત્યસુલભ જે સુખ તેની ઉપેક્ષા કરવી એ વાત કેવલ

વ્યર્થ છે. શુભાશુભકર્મપરતંત્ર એવો, તથા આ કાયાનો અધિષ્ઠાતા એવો, જે જીવ તેને પરલોકમાં આવશ્ય, પોતાનાં કર્મથી થતું ફલ ભોગવવું પડશે એવી શંકાને ઉદ્દેશીને કહેછે કે આશરીર તો સમુદયમાત્ર છે. સમુદય એટલે ભૂતચતુષ્ટયસંયોગ તે માત્રજ આ શરીર છે, અને એ ભૂતચતુષ્ટય કરતાં અન્ય એવું બીજું કાંઇ, ભવાંતરયાયી તથા શુભાશુભકર્મનું ભોક્તા એવું કાયસ્થ જીવાદિ કશું નથી. જે ભૂતચતુષ્ટયસંયોગ તે વિદ્યુદ્દ્યોતની પેઠે ક્ષણમાત્રમાં જણાયછે ને નાશ પામેછે, એટલે પરલોકાદિ ગપાટાથી ન છેતરાતાં યથેચ્છ ખા પી ને વિહાર કર. હવે પ્રમેય અને પ્રમાણની વ્યવસ્થા બતાવેછે:—

**પૃથ્વી, જલ, તેજસ, વાયુ, એ ચાર ભૂત છે, એમનો આધાર ભૂમિ છે; પ્રમાણ પ્રત્યક્ષજ છે—૮૨**

પૃથ્વી ભૂમી, જલ અપ્, તેજસ્ અગ્નિ, વાયુ પવન, એ ભૂતચતુષ્ટય. એ ભૂતનો આધાર, અધિકરણ ભૂમિ પૃથ્વી. "એ ચૈતન્યભૂમિ છે" એવો પાણ કહીક પાઠ છે, તો તેનો અર્થ એમ જાણવો કે એ ચારેનો વિશિષ્ટ યોગ તે ચૈતન્યભૂમિ, ચૈતન્યનું ઉત્પત્તિસ્થાન, કેમકે એ ચારના સંયોગથી ચૈતન્ય થાયછે. "એમની પ્રમાણ ભૂમિ" એવો પણ કહીંક પાઠ છે, તેનો અર્થ એવો કે એમની એટલે ચાર્વાકોની પ્રમાણભૂમિ ભૂતચતુષ્ટય તેજ છે, અર્થાત્ તેટલાંજ પ્રમાણવિષય છે, એટલે કે એટલાંજ ખરેખરાં તત્વ છે, બીજાં નહિ. પ્રમાણ પણ, એ મતમાં, પ્રત્યક્ષ એકજ છે, બીજું કોઇ અનુમાનાદિ નહિ. ચાર્વાકો લોકયાત્રાસિદ્ધ્યર્થે ધૂમાદ્યનુમાન કહીં કહી માનેછે, પણ સ્વર્ગાદૃષ્ટાદિ પ્રસાધક એવું અલૌકિક અનુમાન સ્વીકારતા નથી. દેહમાં જે ચૈતન્યોત્પત્તિ તે ભૂતચતુષ્ટયપ્રભવા છે એમ શી રીતે પ્રતીતિ થાય એ શંકાનું સમાધાન કહેછે:

**પૃથ્વ્યાદિની ઉપસંહતિથી, જે પરિણતિ તેણે કરીને, સુરાંગથી મદ શક્તિની પેઠે, દેહમાં ચૈતન્ય પેદા થાયછે—૮૩**

પૃથ્વ્યાદિ એટલે પૃથ્વી અપ્ તેજ વાયુ એ ચાર ભૂત તેની

ઉપમ હતિ એટલે તેના સમવાય અર્થાત્ સયોગ, તેનાથી જે પરિણતિ એટલે દેહોત્પત્તિ, તે પરિણતિએ કરીને, તે પરિણામરૂપ દેહમાત્ર ચૈતન્ય પેદા થાયછે તેનું દષ્ટાત કે સુરાનાં અગ ગુડાદિ તેનાથી જેમ મદશક્તિ ઉપજી આવેછે, તેમ સહતિમાત્રથી ચૈતન્ય પણ થઇ આવેછે ભાવ એવો છે કે ભૂતચતુષ્ટયસબધે કરીને દેહપરિણતિ અને તેથકી ચૈતન્ય પરિણતિ એ શબ્દમા ઘત્રનો અભાવ છે તથાપિ મૂલ સસ્કૃતમાં જે ઉપસર્ગનુ દીર્ઘત્વ છે તે બાહુલકથી સિદ્ધ કરવુ પાઠાંતર પણ છે પૃથ્વાદિ ભૂત સહતિ થતા દેહાદિ સભવ થાયછે, અને સુરાગથી જેમ મદ શક્તિ, તેમ તેમાં આત્મતા થઇ આવેછે એનો અર્થ સ્પષ્ટજ છે, વાચસ્પતિએ પણ કહ્યુ છે કે પૃથ્વી તેજસ્ વાયુ એટલા તત્વ છે, તેના સમુદાય થતા શરીર વિષય ઇંદ્રિય સજ્ઞા, અને તે થકી ચૈતન્ય આમ સિધ્ધ થયા પછી જે કહેવામા છે તે કહેછે

માટે દષ્ટનો ત્યાગ કરીને લોકની અદષ્ટ પ્રતિ પ્રવૃત્તિ તે કેવલ મૂઢતાજ છે એમ ચાર્વાકો કહેછે—૮૪

માટે એટલે ભૂતથકીજ ચૈતન્યોત્પત્તિ છે માટે, દષ્ટનો ત્યાગ કરીને, એટલે પ્રત્યક્ષાનુભૂત જે ઇહલૌકિક વિષયજન્ય સુખ તેના ત્યાગ કરીને, અદષ્ટ એવાં પરલોક સુખાદિ જે તપશ્ચરણાદિ કષ્ટ ક્રિયાસાધ્ય મનાયછે, તે પ્રતિ જે લોકપ્રવૃત્તિ તે લોકની અત્યત મૂઢતાનુજ લક્ષણ છે એવુ ચાર્વાકો માનેછે ધૂતારાના યુક્તિવાળાં વચનોથી ઠગાઇ, અને ત્રાસથી, માણસો, હાથમાં આવેલુ એવુ પ્રત્યક્ષ ઇહલૌકિક સુખ તજી, સ્વર્ગાપવર્ગાદિ સુખલિપ્સાથી, તપ જપ ધ્યાન રોમાદિના ફાંફા મારેછે, તે બંધાનુ કારણ અજ્ઞાનતામાત્રજ છે એમ તેમના મતનો ઉપદેશ છે હવે, જે લોક શાત, અને સપૂર્ણ હૃદયવાળા હોઇ, નિરુપમ સુખ ભોગવે છે, તેમના સુખનુ વર્ણન કરેછે —

સાધ્યવૃત્તિનિવૃત્તિથકી જનને જે પ્રીતિ થાયછે, તે તેમના મતમા નિરર્થ છે, કેમકે ધર્મ છે તે કામ કરતા અન્ય નથી—૮૫

સાધ્ય જે ધ્યાન તે બે પ્રકારનું છે: ઉપાદેય અને હેય: ઉપાદેય તે ધર્મયુક્ત એવું શુક્લ ધ્યાન, હેય તે આર્ત્તરૌદ્ર ધ્યાન. અથવા સાધ્ય તે સાધનીય કાર્ય, ઉપાદેય પુણ્ય કૃત્ય એવાં તપઃ સંયમાદિ, અને હેય પાપકૃત્ય એવાં વિષય સુખાદિ. એ પ્રકારે ઉપાદેય અને હેય એ બે પ્રકારનું જે સાધ્ય તેમાં ક્રમે કરીને પ્રવૃત્તિ અને નિવૃત્તિ, તે થકી જે પ્રીતિ અર્થાત્ સુખ થાયછે, તે તેમના એટલે ચાર્વાકોના મત પ્રમાણે, નિરર્થ છે, પ્રયોજન વિનાનું છે, નિષ્ફલ છે, અતાત્ત્વિક છે. કેમકે કામ એટલે વિષયસુખ તેના સેવન કરતાં બીજો ધર્મ છેજ નહિ, તજ્જનિત જે પરમ સુખ તેજ સુખ છે. અથવા જે લોકો ધર્મથકી આ લોકમાં પણ ઇષ્ટાનિષ્ટ કાર્યની સિદ્ધ્યસિદ્ધિ માનેછે, તેમને ચાર્વાકો જે લવારાથી ઉત્તર આપેછે, તે બતાવવા કહેછે, સાધ્યવૃત્તિ નિવૃત્તિથકી ઇત્યાદિ. તપોજાપહોમાદિથી સાધ્ય એટલે ઇષ્ટ એવા કાર્યની જે વૃત્તિ, સિદ્ધિ; તેમજ તેવાં તપોજાપાદિથી, અનિષ્ટ સાધ્ય એવાં જે વિઘ્નાદિ તેની નિવૃત્તિ, અસિદ્ધિ, અભાવ, તે બેથકી એટલે કે સાધ્ય વૃત્તિ નિવૃત્તિથકી, માણસોને જે પ્રીતિ થાયછે તે નિરર્થજ છે; અર્થ શબ્દને હેત્વર્થકલઇ નિર્હેતુક છે એમ પણ જાણવું, અર્થાત્ નિર્મૂલ છે. કારણ એજ કે કામ એજ ધર્મ છે. હવે ઉપસંહાર કરેછે:—

**લોકાયિત મતનો પણ આ રીતે સંક્ષેપ કહ્યો; અને બુદ્ધિવાને અભિધેય તાત્પર્યાર્થપર્યા લોચવો—૮૬**

આ રીતે એટલે આ પ્રકારે, લોકાયિત મતનો પણ એટલે કેવલ અન્ય મતનો નહિ પણ લોકાયિતમતનો પણ સક્ષેપ કહ્યો. બૌદ્ધાદિ સર્વ મતોનો સંક્ષેપમાત્રજ જ્યારે અત્રે કહ્યો ત્યારે તેનો પરમાર્થ વિસ્તારથી કેમ જણાઇ શકે? એવી શંકા લક્ષમાં રાખીને કહે છે કે "અભિધેયતાત્પર્ય" ઇત્યાદિ. અભિધેય એટલે સર્વ દર્શનવાચ્ય જે અર્થ તેનો તાત્પર્યાર્થ, એટલે અશેષવિશેષવિશિષ્ટ પરમાર્થ, તે પરિ એટલે ચારે તરફથી અર્થાત્ પૌર્વાપર્યથી આલોચવો, એટલે સ્વતઃ વિચારી લેવો. અથવા આલોચ્ ધાતુને ધાતુપાઠથી દર્શનાત્મક લઇ, તાત્પર્યાર્થ તે તે દર્શનશાસ્ત્રોથી સુબુદ્ધિવાને એટલે સારી રીતે નિપુણ-

મતિવાળાએ જોઇ લેવો, કેમકે આ ગ્રંથતો સંક્ષેપમાત્ર જાણવાની રુચિવાળા માટેજ છે અથવા સર્વદર્શનસંમત જે તત્વ તેનો વિરોધ સાભળી શું કરવું તે ન જાણનાર પ્રાણીને કર્તવ્ય બતાવે છે એમ પણ "અભિધેય" ઇત્યાદિથી અર્થ ઉપજાવાય અભિધેય તે સર્વ દર્શન સંબંધી પ્રતિપાદ્ય અર્થ, તેનો જે તાત્પર્યાર્થ, એટલે સત્યાસત્યવિભાગથકી વ્યવસ્થાપિત તત્વાર્થ, તેની પર્યાલોચના કરવી, એટલે સારી રીતે તે વિષે વિચાર કરવો, જેવો કહ્યો છે તેવોજ ગ્રહી બેસવો નહિ કોણે આમ કરવું ? તો કહેછે કે સુબુધ્ધિવાને સુ એટલે સારી, માર્ગાનુસારિણી, પક્ષપાતરહિત, એવી જેની બુધ્ધિ છે તેણે બાકી જે દુરાગ્રહગ્રસ્ત છે તેનાથી તેમ બનવાનું નથી કહ્યું છે કે જ્યાં પોતાનું મન લાગ્યું હોય ત્યાં યુક્તિને પણ ખેંચી લેવી એવો આગ્રહીનો માર્ગ છે, પણ જે પક્ષપાતરહિત છે તેન તો જ્યાં યુક્તિ હોય ત્યાંજ મન લગાડવું એવો નિશ્ચય છે ભાવાર્થ એવો છે કે સર્વ દર્શનોનો પરસ્પર મતવિરોધ સાભળી મૂઢ થયેલા પ્રાણીને સર્વ દર્શનસ્પૃહા થતા કે નિજદર્શનૈકપક્ષપાત થતાં, સ્વર્ગાપવર્ગ સંધાવા મુશ્કેલ, માટે મધ્યસ્થ વૃત્તિ રાખી, સત્યાસત્યવિભાગથી તાત્વિકાર્થનો વિચાર કરવો, અને વિચાર કરી શ્રેયસ્કરમાર્ગ ગ્રહવો, ને તેજ માટે યત્ન કરવો કુશલ મતિવાળાએ.

ઇતિશ્રી તપાગણનભોગણદિનમણિ શ્રીદેવસુંદર સૂરિપાદપદ્મોપજીવી શ્રીગુણરત્નસૂરિ વિરચિત તર્કરહસ્યદીપિકા નામની ષડ્દર્શનસમુચ્ચય ટીકાનો જૈમિનીય ચાર્વાકીયમતસ્વરૂપનિરૂપણ નામ ષષ્ઠો અધિકાર સમાપ્ત

---